# સંતપ્ત શયતાન

અથવા

# કામાંધનાં કાળાં કામ

## પ્રથમ વિભાગ

---

લેખક

ત્ર્યંબકલાલ જીવરાજ જોશી

માળીલા (અમરેલી-કાઠિયાવાડ)

---

પ્રકાશક

મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે

બુકસેલર ઍન્ડ પબ્લીશર

ત્રણ દરવાજા—**અમદાવાદ.**

---

વિક્રમાબ્દ ૧૯૭૪ ખ્રિસ્તાબ્દ ૧૯૧૮

પ્રથમાવૃત્તિ. પ્રત ૧૦૦૦.

---

મૂલ્ય રૂ. ૧-૧૨-૦.

# પ્રસ્તાવના

આ વાર્તા સર્વથા નવીન પ્રકારની છે. એમાં સંસારમાં બનતા સર્વ પ્રકારના બનાવોનો સમાવેશ કરવામાં આવ્યો છે. વાસનાને આધીન થયેલાં મનુષ્યો જગત્‌માં કેવા કેવા અનર્થો મચાવે છે, ધર્મથી ભ્રષ્ટ થઇ અધર્મના માર્ગમાં એક પગલું પણ ભરવાથી મનુષ્યની કેવી અધોગતિ થાય છે, સંસારના ક્ષણિક સુખોમાં લુબ્ધ થઈ મનુષ્યો ધર્મની માજાને ઓળંગીને ધીમે ધીમે કેવા અત્યાચારો કરવા માંડે છે, વગેરે વિષયોને વિસ્તારપૂર્વક આ વાર્તામાં વર્ણવવામાં આવ્યા છે.

સત્તા અને સંપત્તિના મદથી અંધ બનેલો ન્યાયાધીશ હરગોવિંદ પોતાની સત્તાનો દુરૂપયોગ કરીને તેનો કેવો અવળો લાભ છે, એનું જીવતું જાગતું ચિત્ર આ વાર્તામાં આલેખવામાં આવ્યું છે.

વિશ્વંભરની આ વિશ્વંભરામાં ઉચ્ચ અને નીચ ઉભયને ધર્મ પ્રાપ્ત કરવાનો સમાન અધિકાર છે; જગતની દૃષ્ટિમાં નીચ જાતિનાં ગણાતાં માણસો પણ જો પોતાના આત્માની ઉન્નતિ અથવા કાયાનું કલ્યાણ કરવા ઇચ્છે, તો તેને તેમ કરવામાં કશી પણ બાધા આવતી નથી. દૃષ્ટાંતરૂપે આ નવલકથાની ઉપનાયિકા મનોહરા વારાંગના કુળમાં જન્મવા છતાં, વારાંગનાના અધમ વ્યવસાયનો સ્વીકાર ન કરતાં, કેવળ ધર્મ, નીતિ અને શીલનો સત્કાર તથા પાલન કરવામાં જ પોતાની જિન્દગીનું શ્રેય માને છે. ધર્મને ધારણ કરતી વેળાએ તેનાપર આફતોનું આસ્માન તૂટી પડે છે, પાપાચારી જીવો તેને પીડવામાં કશી ખામી રાખતા નથી, છતાં પણ તે અડગ અને અચલપણે તેને સહાય કરે છે તથા છેવટે પોતાની અભિષ્ટ સિદ્ધિને પ્રાપ્ત

કરી યોગિનીની દશાને પ્રાપ્ત કરી શકે છે. ધર્મ તથા કર્મની વીર ભૂમિ ભારતમાં એવી અનેક વારાંગનાઓ ઉત્પન્ન થઇ છે અને એક આદર્શ અબળાના નામને શોભાવી ગઇ છે. એવાં ઐતિહાસિક પ્રમાણો પણ ભારતના ઇતિહાસમાંથી ઘણાં મળી આવે છે, દાખલા તરીકે મદુરાનગરમાં આજથી થોડાં જ વર્ષોપર ઉત્પન્ન થયેલી બ્રહ્મબાલામણિ નામક નાયિકા જ પૂર્ણ છે. આ સર્વ જોતાં મનોહરાને વારાંગના ધારીને એટલી બધી ધર્મપરાયણા ધારવામાં કોઇના મનમાં કાંઇ શંકા ઉત્પન્ન થતી હોય, તો તે શંકાનું સહજમાં જ નિરસન થઇ શકે તેમ છે.

પુરૂષાર્થથી મનુષ્ય મનુષ્યત્વમાં દેવત્વ સંપાદન કરી શકે છે, સકળ સંસારની સિદ્ધિને મેળવી શકે છે, એનું પ્રત્યક્ષ દૃષ્ટાંત આ આ વાર્તાનો મુખ્ય નાયક ઇંદ્રનાથ જ છે. ઇંદ્રનાથ પર અનેક સંકટો આવવા છતાં, કારસ્થાનીઓના કારસ્થાનમાં સપડાવા છતાં, તે કેવળ ધર્મના ધ્યાનમાં જ નિમગ્ન રહે છે અને એ ધર્મની સહાયતાથી જ આખરે દરિદ્રતાના બંધનમાંથી મુક્ત થઇને સુખ તથા શાંતિના શિખરપર વિરાજી શકે છે.

કાન્તાના કટાક્ષથી વિદ્વાનો પણ વિવશ થઇ જાય છે અને ન કરવાનાં કાળાં કામો કરી બેસે છે. કામથી અંધ થયેલા મનુષ્યને દુનિયાનું કશું પણ જ્ઞાન રહેતું નથી, રાજર્ષિ ભર્તૃહરી યોગ્ય જ કહે છે કે:—

कान्तेत्युत्पललोचनेति विपुलश्रोणीभरेत्युत्सुकः
पीनोत्तुङ्गपयोधरेति सुमुखाम्भोजेति सुभ्रूरिति।
दृष्ट्वा मुह्यति मोदतेऽभिरमते प्रस्तौति विद्वानपि
प्रत्यक्षाशुचिपुत्रिकां स्त्रियमहो मोहस्य दुश्चेष्टितम्॥

અર્થાત્ઃ—" કેવું આશ્ચર્ય છે કે, વિદ્વાન પુરૂષ પણ પ્રત્યક્ષ છરીના જેવી સ્ત્રીને જોઇ મોહ પામે છે, પ્રસન્ન થાય છે અને તેમાં અત્યાસક્ત થઇને જ સ્તુતિ કરે છે અને ક્રીડા કરે છે કે—હે કાંતા! હે કમલ જેવાં નેત્રવાળી! હે મોટા નિતંબવાળી, હે ભરાઉ અને ઉંચા સ્તનવાળી! હે કમલ જેવાં સુંદર મુખવાળી અને હે સુંદર ભ્રકુટી વાળી! અહો આ મોહની ખરાબ ચેષ્ટા છે."

સારાંશકે મોહથી વિદ્વાન પણ સ્ત્રીમાં લંપટ છે. આ પ્રમાણે ન્યાયાધીશ હરગોવિંદ પણ કામપરાયણ થઇ કામના કુંડમાં તનુની આહુતિ આપી એટલો બધો અંધ બની જાય છે કે, જગત્‌માં તે એક પણ કાળું કામ કર્યા વિના રહી શકતો નથી. મનુષ્ય જ્યારે કામથી અંધ થાય છે, ત્યારે તેને અધર્મ, અનાચાર, હત્યા કે ગમે તેવું ભયંકર પાપ કરતાં પણ ભય થતો નથી, એ પ્રમાણે હરગોવિંદ પણ પ્રત્યેક પાપોમાં લિપ્ત થઇને અંતે સાક્ષાત શયતાનનું સ્વરૂપ ધારણ કરી લે છે. પરંતુ જ્યારે તે પાપના જંતૂ તેના શરીરને ધીમે ધીમે ફોલવા માંડે છે, ત્યારે તે એટલો બધો સંતપ્ત થઇ જાય છે કે, તેને જગત્‌માં ઉભા રહેવાનું સ્થાન પણ કયાંયથી મળતું નથી. આ પરથી આ વાર્ત્તાનું નામ **સંતપ્ત શયતાન** અથવા **કામાંધનાં કાળાંકામ** રાખવામાં આવ્યું છે.

એ ઉપરાંત જે સમયની ઘટના લઇને આ વાર્ત્તા લખવામાં આવી છે, તે સમયે હિંદમાં કેવી અંધાધુંધી છવાઇ ગઇ હતી, લૂટારાઓએ આખા દેશમાં કેવો ઉપદ્રવ મચાવી મૂકયો હતો, મોગલ શહેનશાહતમાં કેવાં કેવાં કાળાં કારસ્થાનો ચાલી રહ્યાં હતાં, રાજ્યકર્ત્તાઓની નિર્બળતાને જોઇને નાના નાના રાજકર્મચારીઓએ પણ કેવો કેર વર્તાવવા માંડયો હતો, આદિ સર્વ વિષયોનું આ વાર્ત્તામાં જીવતું ચિત્ર આલેખવામાં આવ્યું છે.

આ પુસ્તક બંગાળી, હિન્દી, મરાઠી કે અન્ય કોઇ પણ ભા-

ષાના પુસ્તકપરથી તદ્દન અનુવાદિત કે રૂપાંતરિત કરવામાં આવ્યું નથી, પરંતુ બંગભાષાના એક પુસ્તકને આદર્શરૂપે દૃષ્ટિ સમક્ષ રાખી તેનો અમુક અંશ આ વાર્તામાં લેવામાં આવ્યો છે, ફક્ત આ પુસ્તકના એકાદ ભાગ જેટલું વસ્તુ એ પુસ્તકમાંથી લઈને બીજું સર્વ મારી સ્વતંત્ર કલ્પનાથી જ લખવામાં આવ્યું છે. સ્વતંત્ર લખવાનો કે સ્વતંત્ર લખનાર હોવાનો હું દાવો ધરાવતો જ નથી, છતાં પણ સ્વતંત્ર લખવાનો અભ્યાસ પાડવા માટે તથા અમુક અમુક મહાશયોના આક્ષેપના નિવારણાર્થે મેં આ પુસ્તકમાં લગભગ ચાર પાંચગણું સ્વતંત્ર લખવાની છૂટ લીધી છે. મારો આ પ્રયાસ બીજા પ્રયાસોની પેઠે વાંચકબંધુઓને પ્રિય થઈ પડશે તથા તેમના આદરને પ્રાપ્ત થશે, તો હું ભવિષ્યમાં સર્વથા સ્વતંત્ર લચવાનો પ્રયત્ન પણ કરીશ.

અમારા પ્રકાશક મહાશયે મને આ પુસ્તક સ્વતંત્ર લખવાની જે ઉમદા તક આપી છે, તથા આવા મોંઘવારીના સમયમાં પણ આવું મોટા ભાગોવાળું મોટું પુસ્તક પ્રકટ કરવાનું સાહસ ખેડયું છે, તે માટે તેમની ઉદારતાનો હું અન્તઃકરણપૂર્વક આભાર માનું છું.

વળી જે બંગાળી ગ્રંથકાર મહાશયનો મેં આ પુસ્તકમાં કિંચિત્ આધાર લીધો છે, તે વિદ્વાન દાર્શનિક પંડિત સુરેન્દ્રમોહન ભટ્ટાચાર્યજીનો પણ આસ્થળે આભાર માનું છું.

અંતે જે અનંતનામી ઇશ્વરના અનુગ્રહથી હું આ પુસ્તકના ત્રણ ભાગો લખવાને શક્તિમાન થયો છું, તેમને હૃદયપૂર્વક ઉપકાર માનીને બાકીના ભાગો પૂરા કરવાનું મને સામર્થ્ય આપે એવી તે દયાળુ પરમાત્માને પ્રાર્થના કરૂં છું. ઇત્યવમ્

તા. ૧-૬-૧૮-શનિવાર.<br>પીરમશાહ-રોડ, અમદાવાદ.

સાહિત્યાનુરાગી<br>**ત્ર્યંબકલાલ જીવરામ જોશી.**

# અનુક્રમણિકા



**પહેલો ભાગ સમાપ્ત.**

# રા. ત્ર્યંબકલાલ જીવરાજ જોશીકૃત પુસ્તકો.

—— :x: ——

| | | |
|---|---|---|
| ૧ | મુરાદેવી અથવા મૌર્યવંશના અભ્યુદયનો આરંભ. પ્રથમ ખણ્ડ | ૨–૦–૦ |
| ૨ | મુરાદેવી અથવા મૌર્યવંશના અભ્યુદયનો આરંભ. દ્વિતીય ખણ્ડ | ૧–૮–૦ |
| ૩ | મુરાદેવી અથવા મૌર્યવંશના અભ્યુદયનો આરંભ. તૃતીય ખણ્ડ | ૧–૮–૦ |
| ૪ | ભવાનીનો ભોગ અથવા રાજપૂતોનો રણોન્માદ. પ્રથમ વિભાગ | ૧–૪–૦ |
| ૫ | ભવાનીનો ભોગ અથવા રાજપૂતોનો રણોન્માદ. દ્વિતીય વિભાગ | ૧–૮–૦ |
| ૬ | પરાક્રમની પતાકા અથવા જાપાનની કાર્યપટુતા. | ૨–૦–૦ |
| ૭ | બાગે શયતાન અથવા તલ્વારનું તૂફાન | ૨–૦–૦ |
| ૮ | સંતપ્ત શયતાન અથવા કામાંધના કાળાંકામ. પ્રથમ વિભાગ | ૨–૦–૦ |
| ૯ | સંતપ્ત શયતાન અથવા કામાંધના કાળાંકામ. દ્વિતીય વિભાગ | ૨–૦–૦ |
| ૧૦ | શોક–સિંધુ અથવા એજિદનો અધઃપાત ! ( ઇસ્લામી ધાર્મિક નવલકથા ). પ્રથમ વિભાગ | ૨–૦–૦ |
| ૧૧ | શોક સિંધુ. દ્વિતીય વિભાગ. | ૨–૦–૦ |
| ૧૨ | સંસાર સંગ્રામ–પ્રથમ વિભાગ. | ૧–૮–૦ |
| ૧૩ | ,, દ્વિતીય ,, | ૧–૮–૦ |
| ૧૪ | કલંદરની કટાર અથવા સંસાર ખાંડાની ધાર. પ્રથમ ખણ્ડ | ૨–૦–૦ |
| ૧૫ | કલંદરની કટાર અથવા સંસાર ખાંડાની ધાર. દ્વિતીય ખણ્ડ | ૨–૦–૦ |
| ૧૬ | રાક્ષસોની રતિક્રીડા અથવા પિશાચોની પાપલીલા | ૧-૧૨-૦ |
| ૧૭ | રાજા દેવીદાસ, (ઐતિહાસિક) | ૨–૦–૦ |
| ૧૮ | જયાસુંદરી અથવા રાજસ્થાનનું રત્ન. | ૦–૪–૦ |
| ૧૯ | કમળાદેવી અથવા કૃત્રિમપ્રેમનું વિકટ પરિણામ. | ૧–૮–૦ |
| ૨૦ | નવાબનંદિની અથવાઉસમાન અને આયેશા (મળતી નથી) | ૧–૦–૦ |
| ૨૧ | ગુરૂ ગોવિંદસિંહ. (વિસ્તૃત જીવનચરિત્ર | ૧–૪–૦ |
| ૨૨ | તારાસુંદરી. | ૨–૪–૦ |
| ૨૩ | શયતાનસદન અથવા પાપપતન (ડિટેકટીવ). | ૧–૮–૦ |
| ૨૪ | હઝરત મહમ્મદ સાહેબ (જીવન ચરિત્ર) | ૦–૮–૦ |

મળવાનું ઠેઃ—મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે. ત્રણ દરવાજા—અમદાવાદ.

ॐ तत्सत् परमात्मने नमः

# સંતપ્ત શયતાન

અથવા

# કામાંધનાં કાળાં કામ.

## ભાગ પહેલો.

## પ્રકરણ ૧ લું.

### નિરાશા ! નિરાશા !

જિન્દગી તો દેખલી હસરતકી કસરત હૈ અજબ,
ગર હો હિમ્મત કુછ તો ચલ તુ મૌતકો ભી દેખ અબ;
યહ ભરા લહરા રહા ગહરા સમુદ્ર અપાર હૈ,
તૈરતે હૈં સબ પડે ઉસમેં, મગર હૈં ખુશ્ક લબ.
હાથ પૈર હજાર મારેં પાર પર મિલના નહીં,
ડુબના મઁઝધારમેં હોગા થકેંગે અંગ જબ;
ઇસકે ઉપર ઉઠ રહી લહરેં ગરજતી વેગસે,
ઔર નીચે હૈ અગમ પાની હૈરાનીકા સબબ;
ઇતને દિન તૈરા કિયા લહરોંમેં ઉપર તૂ અરે,
દેખે નીચે ડુબ કર કિતના કહાં પાની હૈ અબ.

દિનમણિ ભગવાન પોતાના પ્રચંડ કિરણોથી સમસ્ત વસુંધરાને તેજોમય બનાવી, અત્યારે અસ્તાચલમાં પશ્ચિમાદિગ્વધૂને આલિંગન આપવાના ઉદ્દેશથી પ્રયાણ કરી ગયા હતા. નાનાવિધ પશુ પક્ષિયો પણ દિનમણિના વિયોગથી દુઃખિત થઇ પોતપોતાના નિવાસસ્થાનમાં જવાની તૈયારી કરી રહ્યાં હતાં. સંધ્યાદેવી સુવર્ણ સમાન સુંદર અને તેજસ્વી રંગની અત્યંત શોભિતી સાડી ધારણ કરી પોતાની, પરમપ્રિયા સહચરી વિશ્વંભરાનો સાક્ષાત્કાર કરવા માટે વસુધાના દ્વારમાં હસતી હસતી આવી પહોંચી હતી. સંધ્યાદેવીના આગમનના સત્કાર માટે માતા વસુંધરાએ પોતાનાં માનવસંતાનોને યોગ્ય સૂચના આપેલી હોવાથી મનુષ્યો સર્વ કાર્યોમાંથી નિવૃત્ત થઇને તેના આગમનની પ્રતીક્ષા કરી રહ્યાં હતાં. સૃષ્ટિદેવીએ પણ સંપૂર્ણ સુંદરતા ધારણ કરી લીધી હતી. ઉદ્યાનોમાં વિવિધ પ્રકારનાં કુસુમો વિકસિત થઈ મૃદુમંદ મારુતની સાથે મિશ્રિત થઇને સંધ્યાદેવીને સંતુષ્ટ કરવાનો ઉપક્રમ કરી રહ્યાં હતાં દેવમંદિરોના પૂજારીઓ ભગવતી સંધ્યાના આગમનના સંવાદ સાંભળી દુદુંભીના નિવાદથી અને નાનાવિધ વાદ્યોના ધ્વનિની નીલ નભોમંડળને વિદીર્ણ કરી એક પ્રકારના અપૂર્વ આલ્હાદને પ્રકટ કરી રહ્યા હતા. સર્વત્ર આનંદ અને શાંતિના ઓઘ ઉછળતા સંભળાતા હતા. પરિશ્રમના યોગે ક્લાંત થયેલું વિશ્વ વિશ્રામપ્રાપ્ત થવાથી અત્યંત હાસ્ય કરી વિશ્રામદાયિની સંધ્યાપ્રતિ કૃતજ્ઞતા પ્રકટ કરી રહ્યું હતું.

આ સમયે ભૂષણાનગરીના એક અતિ મનોહર ઉદ્યાનમાં એક નવયૌવના અષ્ટાદશ વર્ષીયા યુવતી એક અશોક વૃક્ષની ઘટાદાર છાયા તળે બેસી ચિંતાના વમળોમાં ગોથાં ખાઇ રહી હતી. યુવતીએ સામાન્ય વેશ ધારણ કરેલો હોવા છતાં તે અતિ લાવ-

રૂપમયી જણાતી હતી. તેના સહજ લાલાશવાળા બન્ને ગાલ અને પ્રવાલસમ સુંદર હોઠ તેની સુંદરતાનો અવધિ જ કરી બતાવતાં હતાં. મસ્તકપરનો કાળો કેશકલાપ આમતેમ વિખરાઇ ગયો હતો અને તેમાંના કેટલાક કેશના ગુચ્છાઓ તેના લલાટ પ્રદેશપર પથરાઇને ચંદ્રમાને ઘેરી લેવા માંટે કાળાં વાદળાં જેવા વ્યર્થ પ્રયત્ન કરે છે, તેવો જ પ્રયત્ન કરી રહ્યા હતા. તેના શરીરનો રંગ કાંચનના સમાન સુંદર અને આકર્ષક હતો. એ યુવતીમાં સ્વાભાવિક જ એક એવી અપૂર્ણ શક્તિ વિરાજતી હતી કે જેના યોગે તે સમસ્ત સંસારને વિમોહિત કરી શક્તી હતી.

અત્યારે તે પોતાના મનમાં ને મનમાં જ વિચારી રહી હતીઃ—"પ્રભુ ! મારા જેવી એક અધમ અબળાને તેં આ પવિત્ર મૃત્યુભૂમિને અપવિત્ર કરવા શા માટે મોકલી આપી છે ? મારા શરીરમાં તેં આવી મોહકતા અને મૃદુતા શા માટે મૂકી છે ? મને આ સુંદરતાની, અપાર વૈભવની કે જગતનાં માયાવી સુખોની કશી પણ ઇચ્છા નથી. જગત્ જે સુંદરતાને માટે ઉન્મત્ત બની જાય છે, તે સુંદરતાને હું ધિક્કારૂં છું. જગત્ જે લક્ષ્મીને મેળવવા માટે આતુર રહે છે, નિરંતર સારાં માઠાં કર્મોમાં પ્રવૃત્ત રહે છે, એ લક્ષ્મીને હું ફિટકારૂં છું. મનુષ્યો જે વૈભવ અને સુખને માટે રાત્રિદિવસ જંખના કર્યા કરે છે, તે વૈભવ તથા સુખને હું તુચ્છકારૂં છું. કારણ કે, મારી સુંદરતાના અગ્નિમાં અનેક પુરુષોના ચારિત્રરુપ પતંગોનો વિનાશ થવાનો સંભવ રહે છે. માતા દ્વારા મળેલી અતુલ સંપત્તિના યોગે હું અનેક અનિષ્ટ કર્મો કરી શકું તેમ છું. વળી વૈભવ અને સુખમાં નિમગ્ન રહેવાથી મારા પરલોકના કલ્યાણના માર્ગમાં અનેક વિઘ્નો આવવાનો ભય રહ્યા કરે છે; પ્રભુ ! તું મારી સુંદરતાને નષ્ટ

કર ! અધર્મ દ્વારા મેળવેલી માતાની મને જે સંપત્તિ મળી છે, તેનો વિનાશ કર. મારા સર્વ વૈભવોને રસાતળમાં મૂકી દે. કારણ કે, જ્યાં સૂધી હું એ માયાના બંધનમાં બંધાઇ રહીશ, ત્યાં સૂધી મારાથી મારા દેહનું કલ્યાણ થઇ શકશે નહિ. મનુષ્યનું મન એટલું બધું નિર્બળ હોય છે કે, તે સહજમાં માયા અને આસક્તિને મૂકી શકતું નથી. મારી પણ એવી જ સ્થિતિ થઇ છે. અતુલ ધનની અધીશ્વરી હોવા છતાં મને એ ધન વિષ સમાન ભયંકર ભાસે છે. ઇંદ્રના સમાન અનેક વૈભવોની સ્વામિની હોવા છતાં એ સર્વ વૈભવો નરકની યંત્રણા સમાન શુષ્ક જણાય છે. એ સર્વનો પરિત્યાગ કરી મારે ક્યાં જવું ? કોનો આશ્રય લેવો ? પરલોકનું કલ્યાણ કરે એવા મહાપુરુષનો સમાગમ ક્યાંથી થાય ? હાય ! કશો પણ નિશ્ચય કરી શકાતો નથી. સંસાર ભોગવવામાં પણ મારૂં ચિત્ત ચ્હોંટતું નથી. વારાંગનાના કનિષ્ટ કુળમાં જન્મ મળેલો હોવાથી કોઇ ચારિત્રવાન, ધનવાન અને બુદ્ધિમાન પુરુષ પોતાની પત્ની તરીકે મારો સ્વીકાર પણ કરે તેમ નથી. તેમ જ અનેક પુરુષોની શય્યાશાયિની થઇ આ પવિત્ર મનુષ્ય જન્મને અપવિત્ર કરી નરકની નિવાસિની થવાની મારી ઇચ્છા નથી."

આ પ્રમાણે અનેક વિચારો કર્યા પછી તે યુવતી અશોક વૃક્ષ તળેથી ઉઠીને ઉદ્યાનમાં આમતેમ ફરી ઉદ્યાનમાં વિકસેલાં નાના વિધ પુષ્પોની, મનોહર લતાઓની અને અનેક પ્રકારનાં વૃક્ષોની શોભાનું નિરીક્ષણ કરવા લાગી. પરંતુ ચિંતાના પ્રબળ અગ્નિએ તેના હૃદયને દગ્ધીભૂત કરી દીધેલું હોવાથી એ અપૂર્વ શોભાને જોવા છતાં પણ તેને કશો પણ આનંદ મળી શક્યો નહિ. છેવટે તે થાકીને પુનઃ ઉદ્યાનના એક છેડાપર આવેલા સરોવરના કિનારાપર જઇ બેઠી. એ

સમયે એ સરોવરનું જળ વાયુના આઘાતથી ઉછાળા મારી અનેક તરંગોને ઉછળાવી રહ્યું હતું. સરોવરની શોભા અત્યંત સુંદર અને જોવાલાયક હતી. ઘણાજ પ્રાચીન સમયમાં કોઇએક પરોપકારી અને સમૃદ્ધિવાન શ્રીમંતે જનસમૂહના ઉપયોગ માટે એ સરોવર બંધાવ્યું હતું. સરોવર નાજુક અને મનોહર હતું. તેના ચારે કિનારાઓને સંગેમરમરના સ્વચ્છ પત્થરોથી મજબૂત રીતે બંધાવેલા હતા. સરોવરના સ્વચ્છ જળમાં અનેક પ્રકારનાં જળચારી જીવો વિચરી રહ્યા હતા અને તે સાથે કમળ, કુમુદ આદિ અનેક પ્રકારનાં પુષ્પોનો સમુદાય જણાતો હતો કુમળિની અત્યારે પોતાના પ્રિયકર પ્રભાકરના વિરહથી મલિન થઈ નીચું મુખ કરી પ્રિયકરનું રટણ કરી રહી હતી. આ સર્વ શોભા જોઇ તે યુવતી પોતાના મનમાં જ કહેવા લાગી:—

"અહા ! આ વાણીહીન સરોવર પણ શું સૂચવી રહ્યું છે ? શો મઝાનો ઉપદેશ આપી રહ્યું છે ? સરોવર સર્વને સંબોધીને કહી રહ્યું છે કે:—"હે અજ્ઞાન મનુષ્યો ! સંસારની માયામાં લુબ્ધ થઇને તમારૂં સર્વસ્વ શા માટે ગુમાવો છો ? જૂઓ, આ મારા એક જ હૃદયમાં કેટલી જાતના જીવો ભ્રમણ કરી રહ્યા છે, કેવા કેવા તરંગો ઉછાળા મારી રહ્યા છે, અરે કેવા કેવા અવનવા બનાવો બની રહ્યા છે, અનેક પ્રકારનાં પરિવર્ત્તનો થવા છતાં પણ હું મારી સીમાને ઓળંગતું નથી. મારા આ સ્થાનનો ત્યાગ કરીને અહીંથી બીજે કોઇ પણ સ્થળે જવાની ઇચ્છા પણ કરતું નથી. પણ મૂર્ખ માનવો ! તમારા મનમાં સહજ સંકલ્પ ઉત્પન્ન થવાંની સાથે જ તમે ચંચળ બની જાઓ છો, તમારા સંકલ્પને અમલમાં મૂકવાને તૈયાર થઇ જાઓ છો. અરે, એ સંકલ્પોને પૂર્ણ કરવા માટે તમે તમારા ધર્મને, તમારા મનુષ્યત્વને ગુમાવી તમારાં માનવબંધુઓનું અનિષ્ટ કરવા

તૈયાર થઈ જાઓ છો. તમારી મહત્વાકાંક્ષાની કશી સીમા જ રહેતી નથી. જૂઓ, આ કમલિના તમોને શું સૂચવી રહી છે ? ઘડીવાર પહેલાં જે ગર્વની સાથે ડોલતી હતી, તેની અત્યારે કેવી દુર્દશા થઇ ગઈ છે ? વિમૂઢાત્માઓ ! સંસારની ભ્રમણામાં ન ભૂલો ? તમારા સત્કર્મોથી ભ્રષ્ટ ન થાઓ ! અનેક વસ્તુઓને પ્રાપ્ત કરવાની દુરાશા-ઓને હૃદયમાં ધારણ ન કરો. કેવળ એક જ વસ્તુમાં તન્મય રહો, સર્વ કાર્યો ઇશ્વરને સોંપી દો." જ્યારે એક નિર્જીવ સરોવર પણ આવું સૂચવન કરી રહ્યું છે, ત્યારે સજીવ મનુષ્યોએ એકનિશ્ચયી શા માટે ન થવું ? મારી પ્રતિજ્ઞા છે કે, જો હું અહીંના મંત્રીના પુત્ર નવરત્નને પ્રાપ્ત કરી શકીશ, તો જ આ સંસાર ભોગવીશ. પરંતુ એ આશામાં સફળતા નહિ મળે તો હું સંસાર ત્યાગી સંન્યાસિની જ થઇ જઇશ. વારાંગનાના નીચ અને અધમ ધંધામાં પ્રવૃત્ત થઇશ નહિ. કારણ કે, પૂર્વની વારાંગનાઓ ધર્મનો પ્રચાર કરી અધર્મી-ઓને પણ ધાર્મિક કરી શકતી હતી. પરંતુ હવે તે સમય વીતી ગયો છે. અત્યારની વારાંગનાઓ 'રાંડો'ના ઉપનામથી કલંકિત થઇને કુક-ર્મમાં જ પ્રવૃત્ત થઇ ગઇ છે. મારાથી એવા કુકર્મમાં પ્રવૃત્ત થઈ શકાશે નહિ. હું એ વ્યવસાય કરી આ પાપમય પેટનું પોષણ કરવા ઇચ્છતી નથી."

આ સમયે એ સરોવરપર એક તરુણ પોતાના બીજા એક તરુણ મિત્ર સાથે આવી લાગ્યો. તે તરુણનું નામ નવરત્ન હતું અને તેના મિત્રનું નામ નવલવિહારી હતું. નવરત્ન ભૂષણાનગરીના એક પ્રખ્યાત ધનાઢ્યનો પુત્ર હતો. તેનો પિતા પ્રથમ મુર્શીદાબાદના નવાબના દરબારમાં દીવાનના પદપર કાર્ય કરતો હતો અને હમણાં તે વૃદ્ધ થવાથી નવાબ તરફથી મળતા વેતન અથવા પેન્શનદ્વારા

અને પૂર્વે પરંપરાથી મળેલી મિલ્કત દ્વારા પોતાનો સંસાર ચલાવતો હતો. તેની સ્થિતિ ઘણી જ સારી હતી. કરોડ બે કરોડ રૂપિયાનો આસામી ગણાતો હતો. તે ઉપરાંત નવાબ તરફથી મળેલી જમીનદારીમાંથી પણ વર્ષે તેને પાંચ પચીસ હજાર રૂપિયા મળતા હતા. પિતાની આવી સારી સ્થિતિ હોવાથી નવરત્નને મોજમજા ભોગવવામાં તથા ઇચ્છાનુસાર દ્રવ્યનો વ્યય કરવામાં કોઇ પણ પ્રકારની અડચણ આવતી નહોતી. તેમ જ નવરત્ન તેના પિતાનો એકનો એક પુત્ર હોવાથી તેને મનમાન્યું સુખ ભોગવવામાં તથા દોલતનો વ્યય કરવા દેવામાં કશો પણ પ્રત્યવાય કરતો નહોતો. નવરત્ન ધનાઢ્યનો પુત્ર હોવા છતાં પણ સદાચારી અને સદ્‌ગુણી હતો. યુવાનીની પૂર બહારમાં આવવા છતાં પણ તે લંપટ, વ્યભિચારી કે પરસ્ત્રીગામી નહોતો. પોતાની સ્વરૂપવતી પત્નીથી જ સંતુષ્ટ હતો. અનેક સ્વરૂપવતી સુંદરીઓને જોવા છતાં પણ તેના મનમાં કદાપિ પાપજન્ય મલિન વાસનાનો પ્રવેશ થયો નહોતો. એક પત્નીવ્રત પાળી પુરુષધર્મનું રક્ષણ કરવું એ જ તેના જીવનનો મુખ્ય ઉદ્દેશ હતો. સારાંશ કે, તે એક પવિત્ર, ધાર્મિક અને ગુણવાન પુરુષ હતો.

ત્યારે નવલવિહારીનો સ્વભાવ નવરત્નના સ્વભાવથી સર્વથા પ્રતિકૂળ હતો. તે સ્વેચ્છાચારી, ઉદ્ધત, ઉન્મત્ત, વ્યભિચારી અને પરસ્ત્રીલંપટ હતો. નિરંતર મદિરાપાનથી મસ્ત રહી, વારાંગનાઓના મોટા મોટા જલ્સા કરી તે પોતાના પવિત્ર માનવશરીરને અધમતાની સરિતામાં વહેવડાવતો હતો. તેનો પિતા એક પ્રબળ જમીનદાર હતો. નવરત્નના પિતા કરતાં તેની મિલ્કત બમણી અંકાતી હતી અને વરસ દહાડે જમીનદારીના મહેસૂલના પણ પચાસ સાઠ હજાર રૂપિયા મળતા હતા. નવલને તેના સિવાય બીજા બે ભાઇઓ હતા. તેઓ

સદ્‌ગુણી હતા અને સર્વદા જમીનદારીના કામકાજમાં જ રચ્યા પચ્યા રહેતા હતા. કેવળ નવલ જ દુર્ગુણી અને ચરિત્રહીન મિત્રોના સહવાસથી દુર્ગુણી બની ગયો હતો.

નવરત્ન અને નવલ બન્ને નજીક નજીકના સગા થતા હતા. નવલ, નવરત્નના મામાનો દીકરો હતો અને તેને આ પ્રમાણે અધમતામાં રચ્યો પચ્યો રહેતો જોઇને તેને સન્માર્ગ પર લાવવાની ઇચ્છાથી નવરત્ને હમણાં તેની સાથે મિત્રતા બાંધી હતી અને ધીમે ધીમે સુધારવાની કોશિશ કરવા માંડી હતી. નવરત્ન નિત્ય તેને પોતાની સાથે બાગ-બગીચામાં તથા તેવા જ રમણીય સ્થાનોમાં લઇ જતો હતો. આજે પણ તેઓ બન્ને ફરવા માટે જ તે બગીચામાં આવ્યા હતા અને ફરતા ફરતા તેઓ જે સ્થળે પૂર્વકથિત યુવતી બેઠી હતી, તે સરોવરના કિનારાપર તેને મળી ગયા હતા. યુવતીને જોઇ નવરત્ન જાણી ગયો કે, આ સ્થળે વધારે વાર રહેવું ઉચિત નથી. કારણ કે, એની સુંદરતા જોઇને નવલનું મન વિમોહિત થયા વિના રહેશે નહિ. આ પ્રમાણે વિચાર કરી તેણે નવલને ઉદ્દેશીને કહ્યું:–" ભાઇ નવલ! ચાલ, હવે આપણને અહીં આવ્યાંને ઘણો સમય વીતી ગયો છે અને વળી ઘેર જવાની વેળા પણ થઇ જવા આવી છે. આપણને મોડા થયેલા જોઇને માતા-પિતા આપણી વાટ જોઇ રહેશે, માટે ચાલ, આપણે હવે જલ્દી ઘેર પહોંચી જઇએ."

પરંતુ નવલનું મન તો એ સુંદરીને જોતાંની સાથે જ ઘાયલ થઇ ગયું હતું. તે તેના અનુપમ અંગ ભણી એકી ટસે જોઇ રહ્યો. નવરત્નના બોલેલા શબ્દો પણ તેને બરાબર સંભળાયા નહિ. જેવી રીતે કોઇ એક જાદૂગરના જાદૂના ખેલ જોવામાં એક મનુષ્ય તન્મય

બની જાય છે અને ખેલ સિવાય તેના જોવામાં બીજું કશું પણ આવી શકતું નથી, તેવી જ રીતે નવલનું હૃદય પણ એ રૂપવતી લલના લાવણ્યનું નિરીક્ષણ કરવામાં તલ્લીન થઇ ગયું હતું.

તેની આવી સ્થિતિ જોઇને નવરત્ને કહ્યું:—"ભાઇ, વિના કારણ વિલંબ કેમ કરે છે? ચાલ, આ સ્થળે આપણે વધારે વાર થોભવાની અગત્ય નથી."

આ સાંભળીને નવલે કહ્યું:–"નવરત્ન ! આ સરોવરની સુંદરતા, ઉદ્યાનની રમ્યતા તથા મૃદુમંદ મારુતની મૃદુતાએ મને એટલો બધો મોહિત બનાવી દીધો છે કે, મને અહીંથી ખસવાનું મન પણ થતું નથી. બેસ, ભાઇ ! શી ઉતાવળ આવી છે? માતાપિતા વાટ જોતાં બેસે એની આપણને શી પરવા છે? એમને વાટ જોવાનું કોણ કહે છે? વિનાકારણ એ ઘરડાં પુરાણાંઓ ધાંધલ મચાવી મુકે છે. સંતાનો જ્યારે વયમાં આવે ત્યારે યથેચ્છ વિહાર કરે, ઇચ્છામાં આવે ત્યાં વિચરણ કરે, એમાં એમને શી હાનિ થવાની છે ? મને તો એ લોકોની આવી આવી બેવકુફી જોઇને હસવું જ આવે છે."

નવલની આવી ઉચ્છ્ખલતા જોઇને નવરત્નના હૃદયપર એક પ્રકારનો અસહ્ય આઘાત થયો. તેના ભવિષ્યનો વિચાર આવતાં નવરત્ન દુઃખી થયો. તેના દિલમાં દયા આવી તેણે કહ્યું:—"નવલ, હજી તું સંસારના સારાસારથી અજ્ઞાત છે. યુવાનીના મદમાં તું વિવેકને વિસરી ગયો છે. કુવાસનાના પ્રવાહમાં ઝંપાપાત કરી તેં તારી વિચાર શક્તિનો વિનિપાત કર્યો છે. પરંતુ હવે મારે તને આ સ્થળે અધિક ઉપદેશ આપવાની અગત્ય નથી. જો તારે ન આવવું હોય તો હું એકલો જ રવાના થાઉં છું બસ, આજથી તારી અને મારી મિત્રતાનો અંત આવે છે, મારી આ વાર્ત્તાને નહિ માને તો પછી

હું કદાપિ તારૂં મુખ પણ જોવાનો નથી. તારી અને મારી આત્મીયતાનો અવધિ થયો છે."

આમ કહી નવરત્ન તરત જ ત્યાંથી ચાલી નીકળ્યો. નવલના મનમાં પણ તેના ઠપકાની કાંઇક અસર થઈ. તેણે વિચાર્યું કે;—"નવરત્ન એક ટેકવાળો પુરૂષ છે. તે બોલેલા વચનને કદાપિ પાછું ફેરવતો નથી. હુ તેની આજ્ઞા પ્રમાણે નહિ ચાલું તો તે મારી મિત્રતાનો ત્યાગ કરશે. હજી મારે તેની પાસેથી ઘણાં કામો કરાવવાનાં છે." આ પ્રમાણે વિચાર કરી તે પોતાના મનમાં જ "હાય! આશામાં નિરાશાનો સંચાર થયો. ભયંકર નિરાશાએ મારા મનની મુરાદોનો અંત આણ્યો." એમ કહીને તે યુવતીના તરફ એકાદ બે કટાક્ષ કરી નવરત્નની સાથે ચાલ્યો ગયો. ઉદ્યાનના દ્વાર પાસે ગયા પછી તેઓ બન્ને એક સુંદર ગાડીમાં બેસીને રવાના થયા. થોડીવારમાં તેમની ગાડી અદૃશ્ય થઇ ગઇ.

અત્યારે એ ઉદ્યાનમાં કોઈ કોઇ સ્થળે મનુષ્યોની આવજાવ થતી જોવામાં આવતી હતી. છતાં પણ તેમની સંખ્યા ઘણી જ ઓછી હતી. જે સ્થળે પ્રથમ જણાવેલી પેલી યુવતી બેઠી હતી તે સ્થળે મનુષ્યનો સંચાર બહુ જ ઓછો જોવામાં આવતો હતો. નવરત્ન તથા નવલના ચાલ્યા જવા પછી તે યુવતી પોતાના મનમાં જ વિચારવા લાગી:—"અહા! જગદીશ્વરના સોનાના સંસારમાં પણ કેવા કેવા વિચિત્ર પ્રકારનાં માણસો વસે છે. એક તરફ ધર્મની શીતળ અને શાંતિમયી સુધાધારા વહે છે, ત્યારે બીજી તરફ નરકનો ભયંકર ધુધવાટા કરતો અધર્મનો અગ્નિ સળગતો જોવામાં આવે છે. એક તરફ પવિત્રામય જીવનનો આભાસ થાય છે, બીજી તરફ કુટિલતામય જીવન જણાય છે. સંસારમાં ન્યાય અને અન્યાન્ય, નીતિ

અને અનીતિનાં જેવાં દ્વંદ્વ ચાલ્યા કરે છે, તેવા જ દ્વંદો મનુસ્ય સમાજમાં પણ જોવામાં આવે છે. નવરત્ની પવિત્રતાની પ્રતિમા છે, ત્યારે નવલ અધર્મતાનો અવતાર છે. નવરત્ન ધર્મને ચાહે છે, નવલ અધર્મનો આશ્રય લેવા માગે છે. વિશ્વમાં જો પતિ પસંદ કરવો તો નવરત્નના જેવો સદાચારી, નિપુણ અને બુદ્ધિમાનને જ, પસંદ કરવો જોઇએ. ભૂવણાનગરીમાં અનેક ધનવાનો છે, અનેક સદાચારી પુરુષો પણ વસે છે, પરંતુ મારા સાંભળવા પ્રમાણે તે સર્વમાં નવરત્નને જ અગ્રસ્થાન મળેલું છે. જો આ જન્મમાં હું કોઇ પણ પુરુષને મારા પતિ રૂપ પસંદ કરતી હોઉં તો તે કેવળ નવરત્ન જ છે. નવરત્ન સિવાય બીજા કોઇપણ પુરુષની સાથે લગ્ન કરવાની મારી ઇચ્છા નથી. બસ, આજથી મારી પ્રતિજ્ઞા છે કે;

"સકળ સંસાર ત્યાગીને પૂજું હું એક પ્રેમીને;
કરૂં દિલ્દાર તેને હું હ્રદયનું દાન આપીને;
પ્રીતિનાં પુષ્પથી નિત્યે મધુરા ભાવ દર્શાવું;
ગણીને હાર હૈયાનો સદા હૈયા વિશે સ્થાપું."

પણ નવરત્ન મને સ્વીકારશે ખરો કે ? હા—હા—એક અબળાના આવા દુઃખમય દર્દને જાણી તે અવશ્ય મારો સ્વીકાર કરશે. પ્રથમથી જ શંકા કરવાનું કશું પણ કારણ નથી. કારણ કે, શંકા સર્વ કાર્યોની નિષ્ફળતાનું મૂળ છે. હ્રદયમાં પ્રથમથી જ નિરાશાને ધારણ કરવી એ કાયર જનોનું કામ છે. તેની સાથે ગુપ્ત કિંવા પ્રકાશ્ય રીતે લગ્ન કરી હું એક પાતિવ્રત પાળી મારા જીવનને પાપના પયોધિમાં ડૂબતું બચાવીશ."

યુવતી પોતાના જીવનની ઈમારતનો પાયો ઘડવાના વિચારોમાં તલ્લીન થઇ ગઇ હતી. એ સમયે તે સરોવરના કિનારાપર વીસ,

પચીસ વર્ષનો એક દેખાવડો અને ખૂબસુરત પુરૂષ ત્યાં આવી. પહોંચ્યો. તેણે તે યુવતીને જોતાંની સાથે જ કોઈ પણ પ્રકારનો ક્ષોભ કિંવા ભય રાખ્યા વિના તેની સમીપમાં જઇને પૂછ્યું:—"સન્નારી ! તમે કોણ છો ? ક્યાં રહો છો ? આવા સંધ્યાસમયે અહીં શા માટે આવ્યાં છો ? તમારૂં નામ શું છે વારૂ ?"

યુવતીએ સહજ શરમાઇને માથું નીચું કરી ઘણી જ ધીરજથી જવાબ આપ્યો:—"જી, મારૂં નામ મનોહરા છે, હું આ શહેરના કારાગૃહની પાછળના ભાગમાં આવેલા 'વારાંગના વિહાર' નામક એક વિભાગમાં રહું છું. હું એક વારાંગના છું. મારી માતા વારાંગના હતી અને તેની ખ્યાતિ સમસ્ત દેશમાં પ્રસરેલી હતી. હમેશાં સંધ્યાસમયે આ ઉદ્યાનમાં આવી પ્રકૃતિદેવીના સૌંદર્યનું અવલોકન કરવાનો મને અભ્યાસ પડી ગયો છે. આજે પણ હું એ કારણથી જ અહીં છું.

યુવકે કહ્યું:—"મનોહરા ? અહા, કેવું મનોહર નામ છે. વારૂં હાલમાં તમારો વારાંગનાનો વ્યવસાય કેવોક ચાલે છે ? મેં સાંભળ્યું છે કે, ગાયનકળામાં તમારા જેવી પ્રવીણ ગાયિકા આખા દેશમાં બીજી કોઇજ નથી તો શું તે વાર્ત્તા સત્ય છે ?"

"ભાઇ ! એક અજ્ઞાત અબળાની સાથે વાતચીત કરતી વેળાયે શિષ્ટાચારનું જેટલી સીમા સુધી સંરક્ષણ કરવાની અગત્ય છે, એનાથી તમો સર્વથા અજ્ઞાન હો એમ જ ભાસે છે."

એ યુવકનું નામ હરગોવિંદ હતું અને તે ભૂષણાનગરીની એક અદાલતનો મુનસફ હતો. ભૂષણાનગરીમાં તે હજી નવો સવોજ આવ્યો હતો. જુવાનીના જોસમાં તેણે જુલ્મ ગુજારવામાં તથા પ્રજાજનોમાં ભયંકર પોકાર મચાવવામાં કોઈપણ પ્રકારની કચાશ રાખી

નહોતી. તેણે એક વર્ષના અવધિમાં હજારો નરનારીઓનાં જીવનને ઝેર કરી નાખ્યાં હતાં. તેણે મનોહરાની વાત સાંભળી કાંઈક કોપના આવેશમાં આવી કહ્યું:—"વારાંગના હોવા છતાં શિષ્ટાચારનું આટલું બધું સન્માન રાખો છો? જો એવો શિષ્ટાચાર સાચવવો હતો, તો તો પછી વારાંગનાના અધમ કુળમાં જન્મ ધારણ કરી આ અનુપમ અંગને વિનાકારણ શા માટે શર્માવ્યું? .

"શું વારાંગના શિષ્ટાચારને નહિ માન્ય રાખતી હોય? મહાશય! આવી જૂઠી કલ્પના કરવામાં તમે ભયંકર ભૂલ કરો છો. વિશ્વમાં જન્મ ધારણ કરનાર પ્રત્યેક મનુષ્યોએ શિષ્ટાચારને સર્વથી પ્રથમ સ્થાન આપવું જોઇએ. વારાંગના શબ્દનો અર્થ કુલકલંકિની અથવા વ્યભિચારિણી જ કરી લેવામાં તમારો પ્રમાદ થાય છે. વારાંગનાના અનેક અર્થ થાય છે, વિલાસિની, વનિતા, વધૂ. અંગના આદિ અનેક શબ્દો એના અર્થસૂચક ગણાય છે. મેં વારાંગનાના ઉદરથી જન્મ ધારણ કર્યો છે, તેથી કાંઇ હું વ્યભિચારિણી છું. એવો અર્થ થઇ શકતો નથી. મારા જીવનનું ધ્યેય ભિન્ન પ્રકારનું છે. હું મારૂં શીલ વેચી ગુજરાન ચલાવા માગતી નથી. તેમજ મારી માંતાએ ધર્મ વેચીને જે દ્રવ્ય ઉત્પન્ન કરી મને વારસામાં આપ્યું છે, તેનો ઉપભોગ કરવાની પણ મારી ઇચ્છા નથી. હું એક સ્ત્રી છું, અને સ્ત્રીધર્મનું યથાર્થ પાલન કરવું એ મારો મુખ્ય ધર્મ છે, મારી ફરજ છે." મનોહરાએ શાબ્દિક બાણનો પ્રહાર કરવા માંડયો.

"અંગના વારાંગના થઈ ગર્વ આવો કાં કરે?
મિથ્યા પ્રલાપો તું કરીને ધર્મ આડો કાં ધરે?
જે સત્ય છે તે જૂઠમાં નહિ કોઇ કાળે રે ઠરે;
લજ્જા અને નિજ માન ત્યાગી બાજારમાં બેસો તમે."

"તરુણ પુરુષ ! તમારી જીભને જરા કાબૂમાં રાખો. અધર્મની સીમાને આટલેથી જ અટકાવો. ધર્મ એ શી વસ્તુ છે, એને જાણવાને હજી તમોને અનંત યુગોની આવશ્યકતા છે. પરસ્ત્રી સમક્ષ આવા લંપટતાસુચક શબ્દો બોલવા એ નીતિમાન પુરુષને માટે કોઇપણ રીતે ઉચિત નથી."

"નીતિ ! નીતિ એ શી વસ્તુ છે ? મારી માન્યતા પ્રમાણે નીતિ એ મૂર્ખ મનુષ્યોની કલ્પનાનું જ પરિણામ છે. હું એવી નીતિને માન્ય રાખતો નથી. નીતિપર મને લેશ માત્ર પણ વિશ્વાસ નથી. નીતિમાન હેરાન મનુષ્યો થાય છે, ઘરઘરના ટુકડા માગી ખાય છે અને લોકોની ગુલામગીરી ઉડાવે છે. જગત્‌માં તો ધનવાન મનુષ્યો જ પંકાય છે. ધનવાનનો જેટલો સત્કાર થાય છે, ધનવાનોને જેટલું માન મળે છે, તેનોહજારમો ભાગ પણ નીતિમાનના ભાગ્યમાં પ્રાપ્ત થતો નથી. ધનવાનો અમનચમન ઉડાવે છે અને નીતિમાનો ભીખ માગી ખાય છે."

"જેઓ અનીતિના ઉત્તેજક છે, તેમને એવો જ ભાસ થાય છે. મૃગ જેમ પ્રથમ પ્રાપ્ત કરવાની આશાથી દોડી જાય છે અને છેવટે નિરાશાથી પાછું આવે છે, તેવી જ અનીતિના આશ્રિતોની પણ દુર્દશા થાય છે. કુમાર્ગમાં જનાર મનુષ્ય પ્રથમ તો ઘણા જ હર્ષિત થાય છે, પણ પાછળથી તેને તેની ભયંકરતાનો સાક્ષાત્ થતાં તે અવશ્ય પસ્તાય છે. આકાશ નીતિરૂપ સ્તંભથી જ ટકી રહ્યું છે. વાયુ નીતિની સહાયતાથી જ ગતિમાન થઈ રહ્યો છે."

"એ સર્વ વિષયોની સમાલોચના કરવા અથવા તો સાંભળવા હું અહીં આવ્યો નથી. મારા આગમનનો ઉદ્દેશ જૂદો જ છે. આજે

ઘણા દિવસ થયાં મેં તારા રૂપની ખ્યાતિ સાંભળી છે. તારી ગાયન-કળામાં જે અપૂર્વ કુશળતા છે, તે પણ મારા જાણવામાં આવી ગઇ છે. આ સર્વ કારણોથી હું તારા પર મોહિત થયો છું. હું તને મેળવવાને ઘણો જ ઇન્તેજાર છું. ઘણા વખતથી મને તારો મેળાપ કરવાની ઇચ્છા થઇ હતી. આજે અનુકૂળ સંજોગ મળતાં હું તારી પાસે આવીને તને મારા હૃદયની સર્વ વાતો વિદિત કરવા આવ્યો છું. મને આશા છે કે, હું જે આશાથી તારી પાસે આવ્યો છું. તે આશાને તૃપ્ત કરવામાં તું કોઇપણ પ્રકારનો સંકોચ નહિ જ કરે. તારા આ કાળા વ્યાલ જેવા કોમળ કેશકલાપે મને ઉન્મત્ત બનાવી દીધો છે, તારા ગુલાબી ગાલોએ મારા મનમાં ભયંકર તુફાન મચાવી મૂકયું છે. પ્યારી મનોહરા! વધારે શું કહું હું આ સંસારમાં તારા જેવી સ્વરૂપવતી લલના બીજી કોઇપણ જોઈ શકતો નથી. સર્વ સુંદરીઓના સમુદાયમાં તું સર્વ શ્રેષ્ઠ છે, અનુપમા છે, અપૂર્વ રૂપસંપન્ના છે."

"હું નથી સમજી શકતી કે, તમે મારામાં શાથી મોહિત થયા છો. મળ-મુત્ર-માંસ અને મેદથી ભરેલા આ પંચતત્વના પૂતળામાં તમોને શો મોહ લાગ્યો છે? આ કાયાની સુંદરતામાં મોહિત થઇને તમે તમારા ધર્મને શા માટે ગુમાવો છો? જે વસ્તુપર તમારો અધિકાર નથી, તે વસ્તુને મેળવવાની આવી જૂઠી આશા શા માટે ધારણ કરો છો? એક અપરિચિતા અબળાને પ્યારી કે પ્રિયાના સંબોધનથી બોલાવવા તમને શો અધિકાર છે, જો તમને મારામાં મોહ લાગ્યો હોય, તો તે મોહનો ત્યાગ કરો. એ મોહના યોગે તમારો અધઃપાત થશે, તમારૂં સર્વસ્વ નષ્ટ થશે. મને મેળવવાની દુરાશાને ત્યાગી દો અને તમારી પત્નીથી જ સંતુષ્ઠ થાઓ."

"મનોહરા ! હું તારો ઉપદેશ સાંભળવા માગતો નથી. મારી ઇચ્છા કેવળ 'હા' કે 'ના' નો જવાબ માગવાની જ છે. કહે, તું તારા સૌન્દર્યનો ઉપભોગ કરવાની ઇચ્છાને તૃપ્ત કરવા માગે છે કે તેનો પ્રતિકાર કરવા ઇચ્છે છે ?"

"પ્રતિકાર કરવા ઇચ્છું છું. મારાથી એવી પાપીયસી ઇચ્છાને તૃપ્ત કરી શકાય તેમ નથી. જાણવા છતાં પાપનાપયોધિમાં ડૂબાય તેમ નથી." મનોહરાએ કહ્યું.

"એ પ્રતિકારના પરિણામનો તેં કાંઇ પણ વિચાર કરી રાખ્યો છે ખરો કે ?"

"હા-મેં એનો પ્રથમથી જ વિચાર કરી રાખ્યો છે."

"એ પરિણામની ભયંકરતાને તું જાણે છે ખરી કે ?"

"ભયંકરતા ? ભયંકરતા શાની ? આ વિશ્વમાં હું કોઇપણ ભયંકરતાને માનતી જ નથી. મને આખું જગત આનંદમય જણાય છે. મારી કલ્પના પ્રમાણે ભયંકરતા ભયંકર મનુષ્યોને માટે છે; સરળ, ભોળાં અને સત્કર્મપરાયણ મનુષ્યોને માટે નથી."

"મનોહરા ! આમ ધારવામાં તું ભૂલે છે. મારી ભયંકરતા વજ્રથી પણ ભીષણ છે. તે ભયંકરતાથી સમસ્ત બ્રહ્માંડ દગ્ધીભૂત થાય તેમ છે. જો તું મને સાધારણ વ્યક્તિ ધારતી હોય તો તે ધારણાને કેવળ ભ્રમપૂર્ણ જ માનજે. મારા વચનના સ્વીકારમાં સ્વર્ગનું સુખ છે અને અસ્વીકારમાં નરકની જવાળામયી દુઃખદાયિની યંત્રણા છે. હજી પણ તને મારૂં નમ્ર નિવેદન છે કે, તું તારા હૃદયમાં ભરાયલા ભ્રમરૂપ ભૂતને દૂર કરી તારા ભાવિસુખનો યથાર્થ વિચાર કર અને તારા ઇચ્છુકને પણ તારા કૃપાપ્રસાદથી તૃપ્ત કર."

મનોહરાએ કહ્યું:—"એ સર્વ વિચાર કરવાની કશી પણ આ-

વશ્યકતા નથી. તમારામાં એવી કશી પણ શક્તિ નથી કે, જેના યોગે તમે ઈશ્વરના કોઈ પણ કાર્યમાં વિઘ્ન નાખી શકો, અનંતનામી ઈશ્વરમાં મારો સંપૂર્ણ વિશ્વાસ છે, હું ઈશ્વર સિવાય બીજા કોઈપણ મનુષ્યનો ભય રાખતી નથી. તમે ગમે તેવા શક્તિમાન અને ભયંકર હો, એની સાથે મને કાંઈ લેવાદેવા નથી. જાઓ, આ સ્થાનનો ત્યાગ કરીને હમણાં ને હમણાં જ ચાલ્યા જાઓ. એક અબળા પાસે આવા અવિચારી અને ઉન્મત્તતા ભરેલા શબ્દો ઉચ્ચારવાનું સાહસ ન કરો. હું સારી રીતે જાણી ગઈ છું કે, અત્યારે તમારાં નયનોમાં વિકારનો સંચાર થયો છે. તમારૂ હૃદય પાપજન્ય મલિન વાસનના જાળથી ઘેરાઈ ગયું છે. મહત્વાકાંક્ષાના યજ્ઞમાં તમે તમારા હિતાહિતની અને જીવનની આહુતિ આપી દીધી છે. પણ ભલા માણસ! તમે તમારાં ચર્મચક્ષુઓને જરાવાર બંધ કરી દિવ્ય અને તેજસ્વી હૃદયચક્ષુથી જૂઓ કે, આ સંસારમાં શો સાર છે? આ સર્વ માયાનો બજાર છે. મૂર્ખ મનુષ્યો માયાના ગુલામ—તાબેદાર થઈને એ માયામાં મુગ્ધ બની જાય છે તથા પરસ્ત્રીનું હરણ કરવામાં, અન્યના દ્રવ્યનું અપહરણ કરવામાં અને એવાં એવાં અનેક જાલિમ કામો કરવામાં પ્રવૃત્ત થાય છે. તમો વિદ્વાન છો, બુદ્ધિમાન છો, તો પછી જાણવા છતાં પણ આમ જ્ઞાનવિહીન પશુ સમાન ઉન્મત્ત કેમ થઈ જાઓ છો?"

હરગોવિંદે એક ઉંડો નિઃસાસો નાખીને કહ્યું:—"મનોહરા! મારી મનોહારિણી મનોહરા! તારો એક એક શબ્દ મારા જિગરને જખમી કરી રહ્યો છે! તું જે ઉપદેશ આપે છે, તે ઉપદેશ મારા હૃદયમાં ઉલટી અસર કરે છે. જાદૂની પેઠે મારા મનને લોભાવે છે. આ સંસારમાં વિધાતાએ અનેક સુંદરીસુમન બનાવ્યાં છે, પરંતુ તને રચવામાં તો તેણે પોતાની સર્વ શક્તિનો વ્યય કરી નાખ્યો છે.

તારા ફણિધરના સમાન ઝુલતા કાળા કાળા કેશ, તારૂં વિશાળ ભાલ, બાણુના સમાન મોહક ભમ્મર, ગુલાબી ગાલ અને પરવાળા જેવા હોઠ જોતાં મારૂં દિલ મારા કબજામાં રહી શકતું નથી. ઇશ્વરે મને પણ એક સુંદર પત્ની આપી છે. પણ તારી સાથે તેની તુલના કરી શકાય તેમ નથી. તું ઇંદ્રઆદિ દેવોને લોભાવનારી લલિતાંગી અપ્સરા છે, ત્યારે તે કુરુપા અને કુવર્ણા છે! તું જ્યારે રતિને લજાવનારી લાવણ્યમયી છે, ત્યારે તે એક સામાન્ય સ્ત્રી છે. તું સુધાનો સાગર છે, તે હળાહળની ધારા છે. તારી તુલનામાં તે કોઇપણ પ્રકારે આવી શકે તેમ નથી. હાય! વારાંગના કુળમાં જન્મ લેવા છતાં પણ તેં આજે જગતના સૌંદર્યની પરાકાષ્ટા કરી બતાવી છે.

"મદીલાં લોચનો દેખી મદિરા ગર્વથી હારી;
ગુલાબી ગાલની લાલી નિરખતાં હાય મેં મારી;
સુકોમળ અંગના તારી સદા ખ્યાતિ બહુ થાતી;
સકળ સંસારની વૃત્તિ તનુ તારા વિષે જાતી."

"કામથી અંધ થયેલા કામાંધ કીડા! તારા હૃદયને અધમતાના પ્રવાહમાં તણાતું મૂકી યથેચ્છ બકવાદ કરવાનું છોડી દે! મારા જેવી એક પામર પ્રમદાના રૂપના ગુણગાન કરવા કરતાં જેણે મને એ રૂપ આપ્યું છે, તેનાં ગુણ ગાવામાં પ્રવૃત્ત થા. તે પવિત્ર અને પ્રેમમય શાન્ત સ્વરૂપના ગુણ ગાવાથી તું જન્મ મરણના ફેરાથી મુક્ત થઇશ, તારી કાયાનું કલ્યાણ કરી શકીશ. જો હવે પછી આવા બિભત્સતાસૂચક શબ્દોનો ઉચ્ચાર કરીશ, તો ભયંકર પાપનો ભક્ષ થઇશ. અધમ પુરુષ! તું સ્ત્રીઓની શક્તિને નહિ જાણતો હોય, જે સ્ત્રીએ જગતના કર્તા બ્રહ્માને પણ બાળકના રૂપમાં પરિણત કરી

દીધા હતા, તેના પ્રભાવને નહિ જાણતો હોય. અવિચારી જીવ ! જા અહીંથી તારૂં કલંકિત મુખ લઇને સત્વર ચાલ્યો જા. હું તારી એક પણ વાતને સાંભળવા માગતી નથી."

"મૂર્ખ અબળા ! હું કોણ છું ? અને મારી શી શક્તિ છે, એનાથી તું સર્વથા અજ્ઞાન હોવાથી જ આવો ગર્વ કરી રહી છે. પણ મારો પ્રભાવ તારા જાણવામાં હોત તો તું મારા વચનનો અનાદર કરવાનું સાહસ કદી પણ કરી શકત નહિ. મારી સત્તાથી સમસ્ત ભૂષણાનગરી કમ્પી રહી છે. મારા આ હાથથી તારા જેવી અભિમાની અને ઉચ્છૃંખલ અનેક અબળાઓનો ઘાત થયો છે, મારા પ્રેમનો અસ્વીકાર કરનાર અનેક પ્રમદાઓ કરાળ કાળને સ્વાધીન થઇ છે, મેં અનેકના ગર્વને ચૂર્ણ કર્યો છે. હું ભૂષણાનગરીનો સર્વ શક્તિમાન ન્યાયાધીશ છું. મારા વચનપર જ લોકોનું જીવન અવલંબેલું છે. મારી આજ્ઞાથી અનેક મનુષ્યો માટીમાં મળી ગયાં છે અને હજી પણ મળી શકે તેમ છે, મેં અનેક મદભરી માનિનીઓના મદને મારા પગતળે કચડી નાખ્યો છે. જો તું મારા વચનનો સ્વીકાર નહિ કરે, તો હું તારો યોગ્ય ઇન્સાફ કરી, તારી આ બહુ બોલતી બોબડીને શસ્ત્રથી છોટી નાખીશ તને રીબાવીશ, કારાગૃહની કઠિન સજાથી તારા આત્માને કંપાવીશ."

"નાદાન અને પામર જીવ ! તારા આ સર્વ પ્રલાપો નિરર્થક છે ! તારો આ ભય કોઇ રસ્તાની રઝળતી ભિખારિણીને બતાવજે. હું તારાથી લેશમાત્ર પણ ડરવાની નથી. તું એમ ધારતો હોઈશ કે હું ભયથી આ મનોહરાને મારી શય્યાશાયિની બનાવીશ. પરંતુ મૂર્ખ ! એ તારી મૂર્ખતા છે. હું આવા ભયથી મારા કર્મનો કે ધર્મનો ત્યાગ કરવાની નથી. ધર્મ જ મારી રક્ષા કરશે. ધર્મ જ

તારા આ ગર્વને ચૂર્ણવિચૂર્ણ કરશે. હું મૃત્યુથી તો જરા પણ બીતી નથી. મનુષ્ય માત્રને માટે મૃત્યુ સરજાયું છે, મૃત્યુના સપાટામાંથી જગતનો એક પણ જીવ બચી શકે તેમ નથી, તો પછી તારા જેવા પામર ભીખારીથી હું શા માટે ડરૂં ? તેં અનેકના પ્રાણ હર્યા હશે, પરંતુ મારા પ્રાણનો તારાથી નાશ થઇ શકે તેમ નથી. જેણે જન્મ આપ્યો છે, તેને પ્રાણનું હરણ કરવાનો અધિકાર છે. તું તારી કુવાસનાને તૃપ્ત કરવા માટે જે મનસુબા બાંધી બેઠો છે, તે સર્વ વૃથા છે. તારાથી કોઇને કશો પણ આઘાત કરી શકાય તેમ નથી. જગતના સામાન્ય કોટિના જીવોનો તું કદાચ ન્યાયાધીશ કહેવાતો હોઇશ. પરંતુ પરમાત્માના પ્રેમમય રાજ્યમાં તારા જેવા દુરાચારીનો કશો પણ હિસાબ જ નથી. તારા ઇન્સાફથી કોઇને કશી ઇજા થવાની નથી. જગત્ કાજીનો ઇન્સાફ તે જ અદ્દલ ઇન્સાફ છે. તારા જેવા પશુના ઇન્સાફને અમારાથી માન્ય રાખી શકાય તેમ નથી. તું માસમાં મોહાંધ થયો છે, તે અંધતાથી જ તારો અધઃપાત થશે. તારી અવનતિનો આરંભ થઇ ચૂક્યો છે, જ્યારથી તારા હૃદયમાં લંપટતાએ પ્રવેશ કર્યો છે, ત્યારથી તું ઉન્નતિના સોપાનનો ત્યાગ કરી અધઃપાતની ગહનગર્તામાં ગબડી પડયો છે.

"નિજ ધર્મ ને વળી કર્મથી પાપી પતિત જે થાય છે,
પરનારમાં આશક્ત થઇને લુબ્ધતાના કૂપમાં જે જાય છે;
નીતિ તજી કામાંધને હીન ન્યાય જે જે થાય છે,
માનવી એવાં સહુ નિત્યે નરકનાં દ્વારમાં અથડાય છે."

ન્યાયાધીશ હરગોવિંદે પુનઃ કાંઇક વિચાર આવતાં કહ્યું:—"મનોહરા ! મારી અમૂલ્ય આશાના તું ચૂરેચૂરા ન કર. હું તારા વિના

હવે એક ક્ષણ પણ રહી શકું તેમ નથી. માશુકમાં આશક થએલાની દશા કેવી ભયંકર થાય છે, એને હજી સુધી તું જાણી શકી નથી. જો સાંભળ એક આશકના દિલના પ્રલાપો સાંભળઃ—

"આંખોથી વ્હે છે ધારા, તોયે જિગર બળે છે;
ચોમાસે ભરેપૂરે આકાશનું ઘર બળે છે;
તેજસ્વી ઘર જોશે શું કોઇ તે સનમનું ?
જેની ગલીમાં ઉડતાં પંખીના પર બળે છે;
ફુર્કતની આગ દાબું તો ભસ્મ થાય હૈયું;
ફિર્યાદ કરૂં છું તો જિવ્હા અધર બળે છે;
મૃત છું તોય જીવું, માશૂક અમૃત પાયે;
વર્ના તમાશો જોશે કે કેમ નર બળે છે."

મહબૂબ ! પ્યારી માશૂક મનોહરા ! તારા આશકની ખ્વાહિશને પૂરી કર. નયનના બાણ મારી જિગરને વધુ જખમી ન કર. હું તને હજારવાર કહું છું કે, તારા પ્રેમવારિ વિના મારા હૃદયમાં પ્રકટેલો પ્રચંડ કામાગ્નિ હોલવાય તેમ નથી. દયા કર, કૃપા કર ! કઠોર શબ્દના આઘાતથી હૃદયના ઘામાં વધારો ન કર. તારી પાસે હુ લાચાર બની ગયો છું. જિન્દગીમાં આવા કઠોર શબ્દો કદાપિ સાંભળ્યા નથી. જે જે રમણીઓએ મને આવાં વચન બાણો માર્યા છે તેઓ ગર્દમાં મળી ગઇ છે. પણ તારી પાસે મારૂં કશું પણ બળ ચાલી શકતું નથી. તું વારાંગના છે, તેથી મારી ખ્વાહિશને પાર પાડવામાં તને કશી પણ અડચણ આવે તેમ નથી."

"ના—ના. હું વારાંગના નથી, પણ હજી સુધી બ્રહ્મચારિણી જ છું. મારી ઇચ્છા મારા શરીરને અનેક પુરુષોના અધિકારમાં

સોંપી અપવિત્ર કરવાની નથી. ઈશ્વરે પુરુષને માટે એક પત્ની અને સ્રીને માટે એક પતિ ધારણ કરવાનો નિયમ બાંધી આપ્યો છે. તે નિયમને તોડીને હું કલંકિની અને પાપીયસી થવા ઇચ્છતી નથી. તમને એક પત્ની મળી છે, તો પછી તેનાથીજ શા માટે સંતુષ્ઠ થતા નથી? શું મનુષ્યનો જન્મ અનેક સ્રીઓનો ઉપભોગ કરવા માટે થયો છે? ના, કદાપિ નહિ. પત્ની કરવાનો મૂળ હેતુ પ્રજાની ઉત્પત્તિનો છે; કામવાસનાને તૃપ્ત કરવાનો નથી. મારાથી તમારી આ અયોગ્ય યાચનાનો સ્વીકાર કરી શકાય તેમ નથી તે નથી જ."

"ત્યારે શું મારે બળાત્કારનો જ આશ્રય લેવો પડશે?"

"બળાત્કાર? બળાત્કાર શાનો? કોનાપર બળાત્કાર કરશો? મારાપર? ના—ના કદાપિ નહિ. તમારામાં બળાત્કાર કરવાની કશી શક્તિ જ નથી. અરે, તમારામાં તો શું પણ જગતના કોઈ પણ પ્રાણીમાં કોઈનાપર બળાત્કાર કરવાનું સામર્થ્ય નથી. એ સર્વ શક્તિ અથવા સામર્થ્ય કેવળ જગકર્ત્તા, પાપતાપહર્તા પરમાત્માના જ હાથમાં છે." મનોહરાએ આવેશમાં આવી કહ્યું.

"ત્યારે હવે મારે લાચારીથી એનો પ્રયોગ કરવો પડશે. તારા અભિમાનનો અંત અત્યાચાર સિવાય આવે તેમ જણાતું નથી. પણ એ અત્યાર કરતાં પહેલાં હું તને હજી પણ જણાવું છે કે, તું તારા હઠવાદને છોડી દે. તારા ગુમાનને મૂકી દે. તું એટલું તો અવશ્ય સ્મરણમાં રાખજે કે, હઠવાદનું પરિણામ હમેશાં વિઘાતક જ આવે છે."

"ફિકર નહિ હું એવા વિઘાતક પરિણામને પણ મારા ધર્મની રક્ષા માટે વેઠી લઈશ, ધર્મને માટે જે મનુષ્ય પોતાના પ્રાણનું બલિદાન આપે છે, તેને સ્વર્ગની સિદ્ધિ પ્રાપ્ત થાય છે, એ

વાર્તામાં મારો સંપૂર્ણ વિશ્વાસ છે, તારાથી જે કાંઈ બળાત્કાર થાય તે કરવાને તું સ્વતંત્ર છે. તારી એ ક્રૂર ભાવનાને દબાવી દેવાની મારી ઇચ્છા નથી.”

“ત્યારે હવે તેમ જ કરવું જોઇશે. તારા આ ગર્વને સદાને માટે વિલુપ્ત કરવો પડશે.”

આમ કહીને ન્યાયાધીશ હરગોવિંદ એકદમ મનોહરાના શરીર પર ધસી ગયો અને તેના શરીરને પકડવાની કોશિશ કરવા લાગ્યો. એ સમયે મનોહરાએ સાક્ષાત્ સિંહનું સ્વરૂપ ધારણ કરી ભયંકર અવાજથી કહ્યું:—“દૂર રહે ચાંડાલ, જો આ શરીરનો સ્પર્શ કરીશ. તો મરણને શરણ થઇશ. તને તારા જીવનની જરાપણ પરવાહ હોય, તો એક ડગલું પણ આગળ ભરીશ નહિ.”

આ સમયે મનોહરાની બે દાસીઓ તે સરોવરના કિનારાપર આવી પહોંચી અને મનોહરા પર આવી પડેલી આફત જોઇને એકદમ બોલી ઉઠી:—“બા સાહેબ ! અત્યાર સૂધી અહીં શામાટે રોકાઇ રહ્યાં છો. ઘણો વખત વીતી ગયો હોવા છતાં જ્યારે તમો ઘેર ન આવ્યાં, ત્યારે અમો સર્વ ગભરાઇ ગયાં અને તમારા આવવાની વાટ જોવા લાગ્યાં. પણ તેમ છતાં પણ જ્યારે તમો ન જ આવ્યાં, ત્યારે અમે લાચારીથી ગાડી લઇને આપને તેડવા માટે આવ્યાં છીએ, ચાલો હવે એક ક્ષણનો પણ વિલંબ કર્યા વિના અમારી સાથે ચાલો. ગાડી તૈયાર છે અને ગાડીવાન આપની વાટ જોતો જ ઉભો છે. પણ હેં આ શું ? આ પુરૂષ કોણ છે ? એ તમારા શરીર પર ધસારો કેમ કરી રહ્યો છે ! ચાલ નાર્મદ અહીંથી દૂર થા.”

મનોહરાએ કહ્યું:—"બ્હીવાનું કશું પણ કારણ નથી, અત્યારે ધર્મની કસોટીનો વખત આવ્યો છે."

દાસીઓએ એ સાંભળીને તરત જ હરગોવિંદના શરીરને ઘેરી લીધું; પરંતુ બળવાન હરગોવિંદે તેમને એક આંચકો મારતાંની સાથે જ ઘણે દૂર ફેંકી દીધી અને તે પાછો મનોહરાના શરીર પર ધસી ગયો. તેણે એકદમ મનોહરાનો ડાબો હાથ પકડી લીધો. પણ મનોહરાએ પોતાનું બધું બળ વાપરીને તે દુષ્ટના હાથમાંથી પોતાનો હાથ છોડાવી લીધો અને તરત જ પાસેના સરોવરના ઉંડા પાણીમાં ઝંપલાવી દીધું. એ જોઈ જીવનની આશામાં લુબ્ધ થયેલો હરગોવિંદ મનોહરાના સરોવરના સલિલમાં તણાતા દેહ સ્હામું જોઇ રહયો તેણે પાણીમાં કૂદીને મનોહરાને પકડી પાડવાનો વિચાર કર્યો, પરંતુ તે-નાથી તેવું ભયંકર સાહસ થઇ શક્યું નહિ. તે સ્થિતરતાથી સ્તબ્ધ થઇને ઉભો રહ્યો. એવામાં મનોહરાનો ગાડીવાન પણ મનોહરાના આવવામાં ઘણો જ વિલંબ થયેલો જોઇને ત્યાં આવી પહોંચ્યો. તેણે દાસીઓદ્વારા બધી વાતચીત સાંભળીને હરગોવિંદપર પોતાની સ્વામિનીનું વેર લેવાના ઈરાદાથી એકદમ હલ્લો કર્યો. પણ એ દર-મ્યાન હરગોવિંદે પોતાની ભેઠમાંથી એક પિસ્તોલ કાઢી તેનાથી ગાડીવાનને તેજ સ્થળે અને તેજ ક્ષણે ઠાર કર્યો. બિચારો ગાડીવાન બંદુકની ગોળીના આઘાતથી તરફડીયાં ખાતો મરણને શરણ થયો, એ વખતે એક દાસી ત્યાંથી એકદમ છટકીને મનોહરાની ગાડી પાસે દોડી ગઈ અને ગાડી લઇને તરત જ મનોહરાના મહાલય તરફ ન્હાસી ગઇ, બીજી દાસી ન્હાસવાની ચેષ્ટા કરતી હતી, પણ હરગો-વિંદે તેને પકડી લીધી. થોડીવાર પછી હરગોવિંદના બે અનુચરો ત્યાં આવી પહોંચ્યા, તે અનુચરોને મનોહરાની દાસીને સોંપીને પો-

તાને ઘેર લઇ જવાની સૂચના આપી અને ત્યાર પછી તે વિષાદિત ચિત્તથી આમ તેમ ફરતો ફરતો ઘર ભણી વિદાય થયો.



## પ્રકરણ ૨ જું



### અબળાપર આફત

"જો ફક્રમેં પુરે હૈંય વોહ હર હાલમેં ખુશ હૈંય;
હર કામમેં હર દામમેં હર હાલમેં ખુશ હૈંય;
ગર માલ દીયા યારને તો માલમેં ખુશ હૈંય;
બે જર જો દીયા તો ઉસી અહ્‌બાલમેં ખુશ હૈંય;
અફસાલમેં અદબારમેં ઈકબાલમેં ખુશ હૈંય;
પુરે હૈંય વહી મર્મ જો હર હાલમેં ખુશ હૈંય,

**નઝીર.**



ભૂષણાનગરીના એક એકાંત વિભાગમાં આવેલા એક ગગનચુંબિત મહાલયમાં અત્યારે કેવળ શાંતિની છાયા જ છવાયલી જોવામાં આવતી હતી. જે મહાલયમાં પૂર્વે નાચ, ગાન, વિવિધ પ્રકારનાં વાદ્યો અને તબલાંઓનો અવાજ સંભળાતો હતો, જે મહાલય મનુષ્યોના કંઠસ્વરથી ગુંજાયમાન રહેતો હતો તથા દેશવિદેશની ગાયિકાઓ, વારાંગનાઓ અને નર્તકીઓના મૃદુમંજુલ સ્વરથી આખી રાત કમ્પાયમાન રહેતો હતો—જે મહાલયને મોટા મોટા ધનાઢ્યો,

રાજા મહારાજાઓ અને વિલાસીજનો નિરંતર પોતાના આગમનથી ગૌરવાન્વિત કરતા હતા, તે મહાલય આજે સર્વથા શૂન્ય ભાસતો હતો. જે મહાલય ભદ્રપુરુષોના આગમનથી ગર્વની સાથે ડોલતો હતો, તે મહાલય આજે ગર્વહીન થઇ મસ્તક નીચું નમાવી પોતાના ગર્વનો પશ્ચાતાપ કરી રહ્યો હતો.

પ્રિયપાઠક ! એ મહાલય, આપણી પૂર્વપરિચિતા વારાંગનાદુહિતા મનોહરાની અતુલ વૈભવશાલિની માતાનો જ હતો. તેણે પોતાના અનુપમ સૌંદર્યનો વિક્રય કરી જે અતુલ દ્રવ્ય પ્રાપ્ત કર્યું હતું, તે દ્રવ્ય દ્વારાજ તેણે તે મહાલય બંધાવ્યો હતો. મહાલયની સુંદરતા પણ તેવી જ અપૂર્વ હતી. મનોહરાની માતા વારુણીએ એ મહાલય નિર્માણ કરાવતી વેળાયે દ્રવ્યનો વ્યય કરવામાં કશી પણ કૃપણતા દર્શાવી નહોતી. સંગેમરમરના સુંદર પાષાણોથી તેણે એ મહાલય બંધાવ્યો હતો અને એ વેળાયે તેણે દેશદેશના કુશળ શીલ્પીઓને બોલાવ્યા હતા. સારાંશ કે, મહાલયની રચના એવી મનોહર કરવામાં આવી હતી કે જે પુરંદરના પ્રાસાદને પણ ક્ષણવારને માટે સ્તંભિત કરી દે તેમ હતી.

એ મહાલયમાં ત્રણ માળ હતા, મનોહરાની માતાની જીવિતાવસ્થામાં એ ત્રણે માળ ભરપૂર ભરાઇ ગયા હતા. પ્રથમ માળમાં પરિચારિકાઓ વસતી હતી. બીજા માળપર વિલાસભાવનો હતાં અને ત્રીજા માળપર નૃત્ય તથા ગાયનકળાનાં સર્વ સાધનો રહેતાં હતાં.

પરંતુ અત્યારે એ ત્રણે માળ ખાલી પડયા હતા. કેવળ બીજા અથવા વચ્ચલા માળમાં મનોહરા પોતાની ચાર પાંચ દાસીઓ સહિત રહેતી હતી. હાલમાં તે મહાલયમાં કોઇપણ પરપુરુષનું આગમન થતું નહોતું. મનોહરા કેવળ ઇશ્વરની ધ્યાનધારણામાં તથા ઉપાસ-

નામાં જ વ્યસ્ત રહેતી હતી. વિલાસનાં વસ્ત્રો પહેરતી નહોતી. કામોત્પાદક પદાર્થોનો ઉપભોગ કરતી નહોતી તથા સ્વાદિષ્ટ અને અનંગવર્ધક આહાર પણ કરતી નહોતી. તે અત્યારે સંસારત્યાગી સંન્યાસિનીની પેઠે ઉદાસિન ભાવથી જ પોતાનું જીવન વ્યતીત કરતી હતી.

રાત્રિના દશેક વાગ્યાનો શુમાર થવા આવ્યો હતો. મનોહરાનો મહાલય તદ્દન શાન્ત અને ગંભીર સ્વરૂપ ધારણ કરી ઉભો હતો. મહાલયમાં કોઇનો પણ અવાજ સંભળાતો નહોતો. ત્રણ ચાર દાસીઓ અને એ દ્વારપાળ સિવાય મહાલયમાં બીજું કોઇ પણ નહોતું. દાસીઓ મનોહરાને બહારથી આવવામાં ઘણોજ વિલંબ થયેલો જોઇને ચિંતામાં પડી ગઇ હતી. તેમના મુખપર શોકની છાયા છવાઈ ગઇ. તેઓ ઘણા જ ધીમા અવાજથી માંહોમાંહે વાતચીત કરી રહી હતી. પ્રથમ કાન્તા નામની એક દાસીએ અનુરૂપા નામની બીજી એક દાસીને સંબોધીને કહ્યું:—"અનુ! બા સાહેબને ફરવા ગયાંને લગભગ ચાર પાંચ કલાક થઇ ગયા, તેમ છતાં પણ તેઓ હજી સુધી કેમ નહિ આવ્યાં હોય વારૂ?"

અનુરુપાએ કહ્યું:—"હું પણ એ જ વિચાર કરી રહી છું કે, કિશોરી તથા સુભદ્રાને તેમની ખોળમાં ગયાને પણ લગભગ બે ત્રણ કલાક વીતી ગયા છે, છતાં તેમનો પણ હજી સુધી કશોય પત્તો નથી. કોણ જાણે શો બનાવ બન્યો હશે?"

શાન્તા નામની ત્રીજી દાસીએ કહ્યું:—"ન કરે નારાયણને તેમનાપર કાંઈ આફત તો નહિ આવી પડી હોય."

"રંગ તો એવો જ જણાય છે." અનુરૂપાએ કહ્યું.

"પણ શી આફત આવી પડી હશે વારૂ? કાન્તાએ આતુરતાથી પૂછ્યું.

"ભગવાન જાણે." શાન્તા બોલી.

તેઓ આ પ્રમાણે વાતચીત કરી રહી હતી, એ સમયે સરોવરના કિનારા પાસેથી ગાડી લઇને ન્હાસી છૂટેલી કિશોરી નામક એક દાસી હાંફતી હાંફતી ત્યાં આવી પહોંચી.

તેને આવી ગભરાયલી જોઇને કાન્તાએ પૂછ્યું:—"કેમ કિશોરી આટલી બધી હાંફે છે શા માટે ? બા સાહેબ ક્યાં છે ? સુભદ્રા કેમ દેખાતી નથી ?"

"મામલો ઘણો જ ગંભીર છે. સુભદ્રાના સંબંધમાં હું કશું પણ જાણતી નથી. હું તો મહામહેનતે મારો જીવ લઇને ન્હાસી આવી છું. શું બા સાહેબ હજી સુધી અહીં આવ્યાં નથી ?"

"આ બધું શું બકે છે ? કહે, સાચું કહે, બા સાહેબ ક્યાં છે ? સુભદ્રાને ક્યાં મૂકી આવી છે ? તારા મ્હોંપર આટલો બધો શોક શાથી છવાઈ ગયો છે ?" શાન્તાએ પૂછ્યું.

"બસ, ત્યારે આપણું સર્વસ્વ નષ્ટ થયું ? બાસાહેબ પાપાત્માના પંજામાં સપડાઇ ગયાં. બિચારો ગાડીવાન તો જાણે મારી નજરોનજર જ તે દુષ્ટના હાથથી પરલોકમાં પ્રયાણ કરી ગયો. હાય. હાય ! ઇશ્વર તને આ સર્વ શું સૂઝ્યું." કિશોરી બોલી.

"હવે રાવણની મ્હોકાણ માંડતી અટકાવીને સાચે સાચું કહી દેને કે, આજે એવો તે શો ભયંકર બનાવ બન્યો છે ? શું ગાડીવાન રાધાકૃષ્ણ માર્યો ગયો છે ?" કાન્તાએ કહ્યું.

"હા—તે બિચારાના જીવનનો અંત આવ્યો છે." આમ કહીને તેણે જે કાંઈ બનાવ બન્યો હતો તે કહી સંભળાવ્યો. એ સાંભળીને સર્વ સ્તબ્ધ થઇ ગયાં. ક્ષણવાર સુધી કોઇના મુખમાંથી એક શબ્દ પણ નીકળી શકયો નહિ. ત્યાર પછી અનુરુપાએ કહ્યું:—"પછી હવે

આમ ગમગીનીમાં બેસી રહેવાથી આરો આવે તેમ નથી. પ્રથમ તો આપણે એક દરવાનને ગાડીવાનના શબની ઉત્તરક્રિયા કરવાના તથા તેના મરણના સમાચાર પહોંચાડવા માટે તેને ઘેર મોકલી આપવો જોઇએ તથા બીજા દરવાનને સુભદ્રા તથા બાસાહેબની શોધ માટે મોકલવો જોઇએ. ”

“હા, એ ઉપાય યોજવાની પરમ આવશ્યકતા છે. જા, શાન્તા જરા દરવાનોને તો બોલાવી લાવ” અનુરુપાની આ વાત સાંભળીને શાન્તા તરતજ બન્ને દરવાનોને તેડી લાવી.

દરવાનોના આવ્યા પછી કાન્તાએ તેમને સઘળી હકીકત કહી સંભળાવ્યા પછી તેમાંના એક દરવાનને ઉદ્દેશીને કહ્યું:–“મુકુંદરાય, તમે હમણાંને હમણાં જ ગાડીવાન રાધાકૃષ્ણને ઘેર જઇને તેના મરણના સમાચાર કહી સંભળાવો તથા વિલાસ બાગના સરોવરપર પડેલા તેના શબને અગ્નિસંસ્કાર કરાવવાની સૂચના આપો.

“ બહુત અચ્છા જનાબ ! હુકુમકો શિરપર ચઢાતા હું.” કહી દરવાન ત્યાંથી રવાના થયો.

ત્યાર પછી બીજા દરવાનને સંબોધીને કાન્તાએ કહ્યું:–“બળભદ્ર ! તમે સુભદ્રા તથા બાસાહેબનો ગમે ત્યાંથી પત્તો મેળવી લાવો. પહેરાને માટે કશી પણ ચિંતા રાખશો નહિ. જ્યાં સુધી અમારા જીવમાં જીવ હશે, ત્યાં સુધી અમે મહાલયમાં કોઇને પણ પ્રવેશ કરવા દઇશું નહિ. ”

“ જૈસી શ્રીમતીજી આજ્ઞા ! ” કહી બળભદ્ર પણ પોતાની સ્વામિનીની શોધમાં ચાલ્યો ગયો. અનુરુપા, કિશોરી, કાન્તા અને શાન્તા ચિંતાના અગાધ સાગરમાં ડૂબી ગઈ. તેઓ પોતાની સ્વામિનીપર આવી પડેલી અણચિંતવી આફતથી એકદમ ગભરાઇ ગઇ.

આ પ્રમાણે લગભગ બે ત્રણ કલાક વીતી ગયા અને રાત્રિના બાર—એક વાગ્યાનો શુમાર થયો કૃષ્ણપક્ષની ત્રયોદશીની રાત્રિ હોવાથી સર્વત્ર ભયંકર અંધકાર છવાઇ ગયો. સમસ્ત ભૂષણાનગરી નિદ્રાદેવીને આધીન થઇ. મનુષ્યોનો અવાજ પણ છેક બંધ થઇ ગયો મનોહરાના મહાલયની દાસીઓની આંખમાં પણ ઉંઘ ભરાવા લાગી પરંતુ જ્યાં સૂધી તેમનાં સ્વામિનીનાં કશા પણ સમાચાર ન મળે, ત્યાં સૂધી તેમનાથી ઉંઘાય પણ શી રીતે. તે બિચારીઓ જાગરણમાં જ બેઠી રહી. એ સમયે તેના દરવાજાપર કોઇનાં પગલાંનો અવાજ સંભળાયો. કાન્તા એ સાંભળીને તરત જ દરવાજા પાસે દોડી ગઇ અને તેણે દરવાજો ઉઘાડી નાખ્યો. દરવાજો ઉઘાડતાંની સાથે જ તેણે જોયું કે, વસ્ત્રથી ભીંજાયલી અને થરથર કમ્પતી એક યુવતી દરવાજા પાસે ઉભેલી છે. એને જોતાંની સાથે જ કાન્તા ઓળખી ગઇ અને હર્ષની મારી એકદમ બોલી ઉઠીઃ "બા સાહેબ ! અમે તો તમારી વાટ જોતાંજ બેઠાં હતાં. ચાલો હવે આ ભીનાં વસ્ત્રો બદલીને સત્વર સૂકાં વસ્ત્રો પહેરી લો. આપને શરદી લાગશે માટે હવે ઢીલ ન કરો."

મનોહરાએ મહાલયના ચૉકમાં પ્રવેશ કર્યો. કાન્તા પણ દરવાજો બંધ કરીને તેની પાસે આવી લાગી ત્યાર પછી તેઓ બન્ને બીજા માળપર ગઇ. મનોહરાને આવેલી જોઇને બધી દાસીઓ આનંદની મારી તેની પાસે દોડી ગઇ અને તેની કુશળતાના સમાચાર પૂછવા લાગી.

મનોહરાએ પોતાના વસ્ત્રાગારમાં જઈ ભીનાં વસ્ત્ર બદલી સૂકાં વસ્ત્ર પહેરી લીધાં ને ત્યાર પછી તે પોતાના શયનગૃહના એક આસનપર બેસીને દાસીઓના સમાચાર પૂછવા લાગી. તેણે પ્રથમ સુ-

ભદ્રા તથા કિશોરીના સમાચાર પૂછ્યા. સુભદ્રાને ત્યાં ન આવવાથી તેણે અનુરુપાને પૂછ્યું;—" અનુરૂપા ! સુભદ્રા ક્યાં છે ? તે મારી પાછળ આવતી હતી શું હજી સુધી પાછી આવી નથી ?"

કિશોરીએ ગાડીવાનના મરણના, પોતાની ગાડી લઇ ને ન્હાસી આવવાના તથા હરગોવિંદદ્વારા સુભદ્રાના હરણ થવાના સર્વ સમાચાર મનોહરાને કહી સંભળાવ્ય, તે સાંભળીને ઘણી જ દુઃખિત થઇ. તેણે કહ્યું:—" શાન્તા ! જા, આપણા બન્ને દરવાનોને લાવ તો.

"તેમને બન્નેને કામસર બહાર મોકલ્યા છે." કાન્તાએ કહ્યું.

"શા કામ માટે ?" મનોહરાએ પૂછયું.

કાન્તાએ બધી હકીકત કહી સંભળાવી. એ સાંભળીને મનોહરાએ કહ્યું:—" બહુ સારૂં, હવે તમો સર્વ જરા આરામ લો, સમય ઘણોજ વીતી ગયો છે. અનુરુપા ! આજે તારે જરા તકલીફ વેઠવી પડશે. જ્યાં સુધી દરવાનો તથા સુભદ્રા ન આવે ત્યાં સુધી તારે દરવાજા પર પહેરો ભરવો પડશે. કાન્તા ! જા, તું સ્નાનની સર્વ સામગ્રી તૈયાર કર. આજે સાંઝે મારાથી દેવસેવા થઈ શકી નથી, માટે દેવસેવા સમાપ્ત કર્યા પછી જ આરામ લેવાનો મારો વિચાર છે. દેવસેવાના નિયમમાં વિઘ્ન નાખવાની મારી ઇચ્છા નથી."

"બહુ સારૂં, જેવી આજ્ઞા, પણ બા સાહેબ ! આપને એક પ્રશ્ન પૂછવાની મને જિજ્ઞાસા ઉત્પન્ન થઈ છે. જો આપની આજ્ઞા હોય તો હું પૂછવાનું સાહસ કરૂં." અનુરુપાએ કહ્યું.

"ઘણી જ ખુશીની સાથે પૂછી જો. કહે જોઇએ વારૂ કે, તું મને શું પૂછવા માગે છે ?"

"કિશોરીને આવ્યાંને લગભગ બે કલાક થઇ ગયા છે અને

આપના આવવામાં આટલો બધો વિલંબ શાથી થયો છે વારૂ? આપ અત્યાર સૂધી ક્યાં હતાં વારૂ?"

"હું એ દુષ્ટ હરગોવિંદના ભયથી એ સરોવરના જળમાં જ રહી હતી. ઇશ્વરકૃપાથી મને તરતાં આવડતું હતું જેથી કોઇપણ પ્રકારનું દુઃખ થયું નહોતું. જ્યારે તે પાપાત્મા ત્યાંથી ચાલ્યો ગયો અને સરોવરના કિનારાપર મેં કોઇપણ મનુષ્યને ન જોયું, ત્યારે ધીમેથી હું બહાર નીકળી આવી તથા તે બગીચાના એક ઘટાદાર વૃક્ષના ઓથમાં છુપાઇ ગઈ. જ્યારે સર્વ સ્થળે ભયંકર અંધકાર છવાઈ ગયો અને મનુષ્ય માત્ર નિદ્રાને આધીન થયાં, ત્યારે છુપાતી છુપાતી હું ઘર તરફ ચાલી આવી? કાન્તા! સ્ત્રીઓનું જીવન ઘણુંજ જોખમવાળું છે. જ્ઞાનીજનો સ્ત્રીઓના શરીરને રાંધેલા અન્ન સમાન માને છે, એમાં જરાપણ ખોટું નથી. કારણ કે, વિકારીજનો કયી ઘડીએ નિર્બળ નારીના સતીત્વને નષ્ટ કરશે, એનો કશો પણ નિશ્ચય નથી. સંસાર ભયંકર પરીક્ષાનું સ્થાન છે. હું નિરાશ્રયા નારી છું. તથા ઇશ્વરે મને સામાન્ય સંપત્તિ તથા સ્વરૂપ આપ્યાં છે, એ જોઇને અનેક કામી હરામી પુરુષોનાં મન વિકારી થયાં છે. હવે આપણે સર્વને ખૂબ ચેતીને ચાલવાનું છે. હું હવેથી સાંઝે ફરવા જવાના નિયમને બંધ કરૂં છું, ઘરમાંથી બહાર નીકળવાની ઇચ્છાને આજથી તદ્દન અટકાવું છું. આવતી કાલથી આપણા મહાલયના દરવાજાપર બે દરવાનને બદલે ચાર દરવાનો રાખવાનો મારો વિચાર છે. પણ જાઓ હવે તમે સર્વ જરાવાર આરામ લો. અનુરૂપા! તું દ્વાર પર પહેરો ભર અને કાન્તા, તું સ્નાનની સર્વ સામગ્રી તૈયાર કર."

આ સાંભળીને અનુરુપા પુરુષનો પોશાક પહેરી હાથમાં ડંડો

ઝાલી દરવાજાપર પહેરો ભરવા માટે ચાલી ગઈ. કાન્તા સ્નાન-વિધિની સામગ્રી તૈયાર કરવામાં પ્રવૃત્ત થઇ અને શ્યામા તથા કિશોરી પોતપોતાના ઓરડામાં આરામ લેવામાટે ચાલી ગઈ.

મનોહરા સ્નાન આદિ સર્વ ક્રિયાઓમાંથી નિવૃત્ત થઇ પૂજા-ભવનમાં ગઈ. તેણે આ સમયે અમૂલ્ય અલંકારો તથા સુંદર વસ્ત્રોને શરીરપર ન ધારણ કરતાં કેવળ એક સ્વચ્છ અને શુભ્ર સાડીથી પોતાના શરીરને અલંકૃત કરી લીધું. વિશેષ આડંબર ન કરવા છતાં પણ તેનું સ્વાભાવિક સૌંદર્ય એકદમ ખીલી ઊઠયું.

મનોહરા એક સાદા કાષ્ઠાસનપર બેસી દેવીને પ્રણામ કરી, પૂજનના સર્વ વિધિથી નિવૃત્ત થઇ તે હાથ જોડી ભગવતી કલ્યાણ-મયી દેવીનું સ્મરણ કરી મધુર કંઠથી એક સ્તોત્ર બોલવા લાગીઃ—

नमस्ते चण्डिके चण्डी. चण्डमुण्ड-विनाशिनी ।
नमस्ते कालिके कालमहाभय निवारिणी ।
शिवे रक्ष महाकालीं प्रसीद हरवल्लभे ।
प्रणमामि जगद्धात्रीं जगतपालन कारिणीं ।
करालां विकटां घोरां मुण्डमाला विभूषितां ॥
हरार्च्चितां हराराध्यां नमामि हरवल्लभा ।
सिद्धां सिद्धेश्वरीं सिद्धविद्याधरगणैयुतां ।
प्रणमामि महामायां दुर्गां दुर्गतिनाशिनीं ।
नीलां नीलघनश्यामानमामि नीलसुन्दरीं ।
श्यामाङ्गी कृष्णकुन्तलां स्याम र्णविशोभितां ॥

प्रणमामि जगद्धात्रीं चन्द्रशेखरवल्लभां ।
शिवदूतीं शिवाराध्यां शिवध्येयां सनातनीं ।
नारायणीं विष्णुपूज्यां ब्रह्मविष्णु हरप्रियां ।
सर्वसिद्धिप्रदां काली कालभय निवारिणीं ।
प्रणमामि जगद्धात्रीं शुम्भासुर विमर्दिनीं ।
रक्तप्रियां रक्तवर्णां रक्तबीज विनाशिनीं ।
सर्वसिद्धप्रदां सर्व विद्यामन्त्र विशोधिनीं ।
प्रणमामिजगत्तारां साराञ्च सर्वसिद्धये ।

ત્યાર પછી તે એકાગ્ર ચિત્તે ભગવતી કાલિકાને ઉદ્દેશીને કહેવા લાગી:—" માતા, આજે તેં મને જેવી રીતે ભયંકર આફતમાંથી ઉગારી છે, તેવી જ રીતે વારંવાર બચાવતી રહેજે. તારા વિના મારે બીજો કશો પણ આધાર નથી. તુંજ મારી માતા છે, સંસારમાંથી મારૂં સર્વસ્વ ગયું છે. હવે આ જીવન શુષ્ક થયું છે. અનેક પુરૂષોના પવિત્ર ચારિત્રને માટીમાં મેળવી સુખ ભોગવવાની મારી ઇચ્છા નથી. હું એવા સુખને સાચું સુખ માનતી નથી. જીવનમાં કેવળ એકજ વસ્તુની અભિલાષા ધરાવું છું. જો તે મળશે તોજ હું સંસારનો ઉપભોગ કરીશ, નહિ તો સંન્યાસિનીના વેશમાં નિરંતર તારૂં સ્મરણ કરી મારા શેષ જીવનને સમાપ્ત કરીશ. માતા દુર્ગા! જો મને મારો પ્રાણાધાર નવરત્ન મળશે તોજ હું મારા દેહને લગ્નના બંધનથી બાંધીશ. પણ તે સિવાય બીજા કોઇ પણ પુરુષને મારા પતિ રૂપે સ્વીકારીશ નહિ. મારા માનવજન્મને માયિક વિલાસ અને વૈભવોના પ્રવાહમાં તરવા દઈશ નહિ. ભગવતી ભવાની! તું

મારા હૃદયમાં બળ આપ! પૂર્વ જન્મના જે ઉચ્ચ સંસ્કારો તેં મારા હૃદયમાં રોપિત કર્યાં છે, તેને અધિક દૃઢ બનાવ! તુંજ સંસારની માતા છે! તારી કૃપાથી જ સર્વ સંસાર જીવે છે. માતા! માતા! તારી આ દીન દુહિતાની રક્ષા કર. પુણ્યમયી! મારા નિર્બળ હૃદયમાં પ્રોત્સાહન આપ! આ શુષ્ક જીવનમાં તારી અપૂર્વ અને પવિત્ર ભક્તિનો સંચાર કર. દેવી–દયાળુ દેવી! તારી કૃપાનો પ્રસાદ આપી પાવન કર."

આમ કહી તે પોતાનાં કમળવત્ કોમળ નયનોમાંથી અશ્રુની અવિરલ ધારાવહાવતી વિઘ્ન વિનાશક, જનતાપ પાપહારક પરમાત્માનું સ્મરણ કરી પુનઃ પહાડી સ્વરથી ગાવા લાગીઃ—

भक्तिहीनश्चदीनश्च दुःखशोकातुर मर्भो ।
अनाश्रयमनाथश्च त्राहिमां मधूसूदन ।
दुःखार्णव परित्राणां त्राहिमां परमेश्वर
संसारघोरे मग्नोहासि त्राहिमां मधुसूदन ।
नवीन नीरदश्यामं नीलेन्दीवरलोचनम्
यशोदानन्दनवन्दे कृष्णंगोपालरूपिणं ।
प्रभिन्नाञ्जलकालिन्दी जलकेलिकलोत्सुकं ।
कदम्बपादपच्छाये स्थितं वृन्दावने क्वचित् ।
वसन्तकुसुमामोद सुरभीकृतादेग्मुख
गोवर्द्धनगिरोरम्ये स्थितं रासरसोत्सुखं ।
त्वमेव शरणंमम नगातिर्विद्यतेनाथ
उपस्थित महद्दुःख त्राहिमां मधुसूदन ।

ભગવાન મધુસૂદનથી મનોહરાનું શિથિલ હૃદય જાણે એક પ્રકારના નવીન તેજથી પરિપૂર્ણ થયું. તેના હૃદયમાં એક પ્રકારની અજ્ઞાત દૈવવાણી સંભળાવા લાગીઃ—"માતા! તું ભય શા માટે રાખે છે! જેણે એક દિવસ કૌરવોની ભરી સભામાં લાંચ્છિતા પાંચાલ કુમારીની રક્ષા કરી હતી, જેણે સાક્ષાત્ અગ્નિ સ્વરૂપ લોહસ્તંભથી પ્રલ્હાદને બચાવ્યો, હતો, તેજ તારી રક્ષા કરશે."

આ સમયે મનોહરા હાથ જોડી આકાશ ભણી જોઇ કહેવા લાગીઃ—"હે નારાયણ—મધુસુદન! મુરારિ! તું ક્યાં છે? હે વિપદવારણ લજ્જાનિવારણ વાસુદેવ! તું ક્યાં છે! હે અનાથોનો નાથ! દયાનાસિન્ધુ! મારો આ મૃદુવિલાપ તારા સાંભળવામાં નથી આવતો? તું ભક્તનો ભગવાન છે. અનાથોનો આશ્રમ છે, તારા વિના અમારૂં બીજું કોઇપણ આધાર રૂપ નથી. મારી તારા પવિત્ર ચરણોમાં માત્ર એકજ પ્રાર્થના છે કે, પાપાત્મા પુરુષોદ્વારા મારૂં પવિત્ર શીલ ભ્રષ્ટ ન થાય. હું પાપના પયોધિમાં ડૂબીને મારા મનુષ્યત્વને ગુમાવી ન બેસું. આજથી મારૂં ભાગ્યાકાશ કાળનાં વાદળાંથી ઘેરાઇ ગયું છે. દુષ્ટ હરગોવિંદની નિષ્ઠુરતાનો અવધિ જ નથી. તે પાપાત્મા કોઇ પણ પ્રકારે હવે મને સુખે બેસવા દે તેમ નથી. પ્રભુ! તું અનંત છે! તારી શક્તિનો અવધિ જ નથી. તારી કરુણાના યોગે જ મનુષ્ય માત્ર સંસારપર જીવી શકે છે. મારી નારી જન્મની ઉત્તમતાનો આધાર કેવળ તારા પર જ અટકેલો છે. જો તું મારી રક્ષા નહિ કરે, તો હું કોઇપણ રીતે જીવી શકીશ નહિ. હે અનંત શક્તિશાલી કરુણામય પિતા! તારી અનંત કૃપાનો પ્રસાદ આપી મારી રક્ષા કર. રક્ષા કર."

આ પ્રમાણે ઘણીવાર સુધી ઇશ્વરના ધ્યાનમાં મગ્ન રહ્યા પછી તે દેવમંદિરમાંથી બહાર આવી પોતાના શયનગૃહમાં ગઇ. ત્યાં જઇ તેણે જગત્‌માન્ય ભગવદ્‌ગીતાનું પુસ્તક ઉપાડી વાંચવાનું શરૂ કર્યું, ગીતાના પ્રભાવ અને બોધમય વાંચનમાં પણ અત્યારે ચિંતાના અતિરેકના યોગે તેનું ચિત્ત ચ્હોંટયું નહિ. તે પુસ્તકને યથાસ્થાને મૂકી પુનઃ વિચારમાં ગઇ,

મનોહરાની ચિંતા વધતી જ ગઇ. ભાવિજીવનની રક્ષાના સંબંધમાં તે કોઇપણ પ્રકારના દૃઢ નિશ્ચયપર આવી શકી નહિ. ચિંતામાં ને ચિંતામાં જ રાત્રિના બે–અઢી વાગી ગયા. મેદિની અંધકારથી આચ્છન્ન થઈ ગઈ. ભયંકર અંધકાર વિકટ આકાર ધારણ કરી પૃથ્વીનો ગ્રાસ કરવાને તત્પર થઇ ગયો. એ સમયે મનોહરાએ પોતાના મહાલયના દરવાજા પાસે એકાએક મનુષ્યોનો કોલાહલ થતો સાંભળ્યો. એ સાંભળીને તે ચમકી ઉઠી અને શય્યાપરથી ઉઠી શયનગૃહની એક બારીમાંથી એ કોલાહલને જોવા માટે બારી પાસે જઇ ઉભી રહી. તેણે જોયું કે, મહાલયની સ્હામેના એક સરિઆમ રસ્તાપર કેટલાક લાકડીવાળા પુરુષો ભયંકર ચીત્કાર કરી પરસ્પર મારામારી કરી રહ્યા છે. અંધકારના યોગે તે તેમનાં શરીરને જોઇ શકી નહિ. પરંતુ લાકડીઓના અવાજથી તથા તે લોકોના બુમરાણ પરથી તેના જાણવામાં આવી ગયું કે તે, લોકો કાંઇક વિવાદ થવાથી પરસ્પર મારામારી કરી રહ્યા છે, મનોહરા એક ચિત્તે એ લોકોની તકરાર સાંભળવા લાગી.

જે ડંડેબાજ લોકો રાત્રિના ભયંકર અંધકારમાં લડી રહ્યા હતા તેમાંનો એક કદાવર અને મજબૂત માણસ જોરથી બોલી ઉઠયોઃ– “હરામખોરો ! તમે અત્યારે અહીં શા માટે આવ્યા છો ? શું અમો

જે કામ કરવા અહીં આવ્યા છીએ, તેમાં વિઘ્ન નાખવા માટે તમે લોકો આવ્યા છો ? તમે મનોહરાના જ માણુસો છો, પણ ફિકર નહિ, હું તમને તમારી દુષ્ટતાનું ફળ હમણાં જ દેખાડી આપું છું. મારા સોબતી ડંડેબાજો, ચલાવો તમારા ડંડાનો સપાટો અને આ નામર્દોને તેમના મગરૂરીનું ફળ ચખાડી આપો. ચાલો જરા પણ વિલંબ ન કરો. મારો, પીટો, જો જો હાથમાં આવેલો શિકાર છટકી ન જાય."

આ સાંભળીને સઘળા ડંડાવાળાઓ સ્હામેથી આવનારા ડંડેબાજો પર એકદમ તૂટી પડયા. તેમને ડંડા ચલાવવાનો પૂરો અવસર પણ ન મળ્યો. થોડી વારમાં તો બન્ને પક્ષનાં ચારચાર પાંચપાંચ માણુસો ચકરી ખાઇને જમીનપર ગબડી પડયાં. તેમ છતાં પણ તેમની શૂરવીરતાનો વેગ અટકયો નહિ. લગભગ અર્ધા કલાકમાં તો બન્ને પક્ષનાં મળીને સત્તર અઢાર માણુસો ભૂતળશાયી થઇ ગયાં. કેવળ દરેક પક્ષના બબ્બે ત્રણુ ત્રણુ માણુસો જ ઉભા રહીને લડી શકે તેવાં શક્તિમાન રહ્યાં. અંધકારમાં કયા પક્ષનાં કેટલાં માણુસો જખમી થયાં એનો કોઇને પણ ખ્યાલ આવી શકયો નહિ. છેવટે સ્હામેથી આવેલા ડંડાવાળાના પક્ષમાંથી એક જણુ બોલ્યો કે:—"ભાઇઓ ! વિના કારણુ શા માટે લડી મરો છો. આપણા બન્ને પક્ષોની ભારી ખુવારી થઈ ગઇ છે. અમારા બાર માણુસોનાં ટોળાંમાંથી નવ માણુસો અધમુઆં થઇ ગયાં છે. હવે મહેરબાની કરી તમારા ડંડાના સપાટાને આટલેથી જ અટકાવો અને તમો કોણુ છો. તથા શા માટે અહીં આવ્યા છો, તેનું કારણુ દર્શાવો."

બીજા પક્ષના એક સરદારે જરા મગરૂરીની સાથે કહ્યું:—"બાયલાઓ, લડાઇને અટકાવવાની સૂચના આપતાં તમોને જરા શર્મ

પણ આલતી નથી ? અમારા પંદર માણુસોમાંથી અગિયાર માણુ-સોને જખ્મી કરવા છતાં, હજી અમારો જ દોષ દો છો ? અમારી ઇચ્છા લડાઇ અટકાવવાની નથી. અમે અમારા માણસોનું વેર લીધા વિના તમોને છોડવાના નથી."

"ભાઈ, જે કાંઇ થઇ ગયું છે, તે હવે મિથ્યા થવાનું નથી. પણ જાગ્યા ત્યાંથી સવાર ગણીને કામ કરવાથીજ હવે આપણી રક્ષા થાય તેમ છે. આપણા બન્ને પક્ષનાં લગભગ બારેક માણુસો તો ઘાયલ થઇ ચૂકયાં છે. હવે માત્ર છ સાત જણાજ બાકી રહ્યા છે, એમના જીવોને પણ નાહક શામાટે જોખમમાં નાખો છો ? મારૂં કહેવું માનીને લડાઇને અટકાવી દો."

"ના, અમારાથી એમ થઇ શકે તેમ નથી. તમે લોકોએ આજે અમારા એક કીમતી કામમાં જબરી ડખલ કરી છે. જે મનોહરાનું હરણ કરવા માટે અમે લોકો અહીં આવ્યા હતા, તેનાજ તમો સર્વ ગુલામો છો. અમારા આવવાનું કારણુ જાણી જવાથી તમોએ અમને અટકાવવા તથા તમારી માલિકનો બચાવ કરવા માટે આવાં સાહ-સિક પગલાં ભર્યાં છે. અમારી આશાના આજે તમોએ ચૂરેચૂરા કરી નાખ્યા છે. અમારા માલિક નવલવિહારીએ મનોહરાને લાવી આપવાના બદલામાં અમોને પાંચસો રૂપિયા ઈનામ આપવાની શરત કરી હતી. એ ઇનામને પણ આજે તમોએ અમારા હાથમાં આવતું અટકાવ્યું છે. એટલે હવે અમે એનો બદલો લીધા વિના રહીએ તેમ નથી."

"ભલા માણુસ, અમને મનોહરાનાં માણુસો ધારવામાં તમારી ભયંકર ભૂલ થાય છે. અમે પણુ તમારા જેવા જ છીએ. તમે જેમ ઈનામની આશાથી મનોહરાનું હરણુ કરવા આવ્યા હતા, તેમજ

અમે પણ આવ્યા હતા. પરંતુ કોઇ પણ જાતનો વિચાર કર્યા વિના તમે અમારાપર એકદમ ડંડાનો સપાટો ચલાવી હલ્લો શરૂ કર્યો, એટલે અમારે પણ લાચારીથી અમારા બચાવની ખાતર તમારી સાથે લડાઇ કરવી પડી છે."

"ત્યારે તમે કોણ છો ? કોના તરફથી અહીં આવ્યા છો ? મનોહરાને ઉપાડી જવા માટે તમોને અહીં કોણે મોકલ્યા છે વારૂ?" સ્હામા પક્ષના એક માણસે પૂછયું.

"અમે ન્યાયાધીશ હરગોવિંદ શાસ્ત્રીના માણસો છીએ. તેઓ વારંવાર અમોને આવાં કામો સોંપે છે. આજે પણ ચારસો રૂપિયા આપવાનું વચન આપી તેમણે અમોને બાર જણાઓને મનોહરાને ઉપાડી જવા માટે મોકલ્યા હતા. પણ વચ્ચમાં આવો ટંટો થઈ પડયો છે અને અમારાં નવ માણસો જખ્મી થઇ ગયાં છે. હવે અમને ઇનામ મળશે કે નહિ તેની પણ શંકાજ છે. અમારામાંથી માત્ર ત્રણ જણાજ લડી શકે તેવી સ્થિતિમાં રહ્યા છે, તેથી હવે મનોહરાના મહેલમાં જઇ તેને ઉચકી જવાય તેવો કશો પણ ઇલાજ રહ્યો નથી. કારણ કે, તેના દરવાજાપર બે દરવાનો રહે છે અને તેઓ આપણા જેવા દસ માણસોને ડંડાબાજીમાં પૂરા પડે તેવા તાકાતવાન છે."

"ભાઇ, અમારી પણ તમારા જેવી જ સ્થિતિ થઇ છે. હવે આપણે ઇનામની આશાને બાજૂપર મૂકીને આપણા માણસોને ઠેકાણાસર પહોંચાડી દેવાં જોઇએ. કારણ કે હવે રાત્રિ ઘણીજ થોડી બાકી રહી છે. જો કોઇ પણ માણસ આપણી આ વાત જાણી જશે, તો આપણા સર્વનાપર વળી બીજી એક આફત આવી પડશે."

"હા ભાઈ, તમારી એ વાત તદ્દન કબૂલવા લાયક છે. પણ

તે પહેલાં આપણે જોવું જોઇએ કે આપણા બન્નેનાં ટોળામાંથી કેટલાં માણસો જખમી થયાં છે તથા કેટલાં મરણને શરણ થયાં છે. ચાલો, હું મારા પક્ષનાં માણસોને જોઇ લઉં છું. તમે પણ તપાસ કરી જૂઓ. ”

બન્ને પક્ષવાળાઓ પોતપોતાના પક્ષનાં માણસો ગણવામાં રોકાયાં.

તપાસ કર્યા પછી હરગોવિંદ શાસ્ત્રીના ડંડાવાળાઓના પક્ષમાંથી એક જણે કહ્યું:—“અમારા ટોળામાં સાત જણ જખમી થયા છે તથા બે જણાના માથાપર સખ્ત જખમ થવાથી મરણ પામ્યા છે. જખમી થયેલા સાત માણસોમાંથી બે માણસો ચાલવાને સશક્ત છે પણ પાંચ જણાઓથી બિલકુલ ચાલી શકાય તેમ નથી. ”

નવલવિહારીના પક્ષના એક પુરુષે કહ્યું:—“અમારા પંદર માણસોના ટોળાંમાંથી આઠ માણસો જખમી થયાં છે, ત્રણ માણસો મરણવશ થયાં છે. આઠ જખમી થયેલાઓમાંથી ચાર માણસો ચાલી શકે તેવી સ્થિતિમાં છે અને ચારને ડોળીએ ઘાલી લઇ જવા પડે તેમ છે. ”

“અમે લોકો ચાર ભોઇઓ તથા એક પાલખીને અહીંથી પા એક ગાઉપર મૂકી આવ્યા છીએ. એ પાલખીમાંજ આ ઘાયલ થયેલા તથા મરેલા માણસોને લઈ જઇશ. ”

“પાલખી તો અમે પણ લઈ આવ્યા છીએ. પણ જે મનોહરાને એ પાલખીમાં લઇ જવાની હતી, તેને બદલે અમારાં જ માણસોની લાશોને લઈ જવી પડશે, એ જોઇને અમને ઘણી જ દિલગીરી થાય છે. ” નવલવિહારીના પક્ષના એક માણસે કહ્યું.

“ શું કરીએ લાચાર. ઈશ્વરના કામ આગળ આપણો કશોય ઇલાજ ચાલી શકતો નથી. અમો પણ મનોહરાને લઇ જવાની

આશાથી જ પાલખી લઇ આવ્યા હતા, પણ વચ્ચમાં એવું વિઘ્ન આવી પડયું. ઇનામ તો બાજૂએ રહ્યું; પણ આવી ઓચિંતી આફત આવી પડી.”

“ પણ એકજ પાલખીમાં એકી સાથે આટલાં બધાં માણસોને શી રીતે લઈ જવાશે ? ”

“અમે તો બે ફેરા કરવાનો ઇરાદો કર્યો છે.” હરગોવિંદના માણસે જવાબ આપ્યો.

“ ત્યારે તો અમે પણ એમજ કરીએ. ” નવલવિહારીના માણસે કહ્યું.

ત્યાર પછી પાલખીવાળા ભોઇઓને બોલાવી હરગોવિંદ તથા નવલવિહારીના ડંડાવાળાઓ પોતપોતાના ઘાયલ માણસોને લઇને પોતાના અડ્ડા તરફ ચાલ્યા ગયા. પાલખીવાળાઓ બબ્બેવાર આવીને બધાં ઘાયલ તથા મુએલાં માણસોને ઉપાડી ગયા. થોડીવારમાં જ મનોહરાની મહાલયની સ્હામેનો ધોરી રસ્તો શૂન્ય બની ગયો. સઘળો કોલાહલ એકદમ શાન્ત થઇ ગયો. કેવળ તે લોકોના રૂધિરની નીકો વહેવા લાગી. મનોહરાએ શયનગૃહની બારીમાં બેસીને આ સર્વ દૃશ્ય જોઇ લીધું. જ્યારે તે ડંડાવાળાઓ ચાલ્યા ગયા અને તે સ્થાન સર્વથા શૂન્ય થઇ ગયું ત્યારે તે શયનગૃહના એક સુંદર પલંગ પર બેસી ઇશ્વરને ધન્યવાદ આપવા લાગી. તે પોતાના મનમાંજ વિચારવા લાગી કેઃ—“અહા ! કરુણામય ઇશ્વર કેવો દયાળુ છે ! તેની દયાનો અવધિજ નથી. મનુષ્ય અનેક પ્રકારની દુરાશાઓ રાખે છે, પણ પરમાત્મા તેને પૂર્ણ કરતો જ નથી. કોઇ એક કવિએ ખરૂં જ કહ્યું છેઃ—

"નિકલા હય શેર ઘરસે ગિદડકા ગોસ્ત ખાને;
ગીદડકી ધુન લગાવે ખુદ શેરકા ઠિકાને;
કયા કયા કરેં હંય બાહમ મકરો દગા બહાને;
યાં વોહ બચ્ચા નજીર અબ જીસકા રખાખુદાને;
હુશિયાર યાર જાનો યહે દસ્ત હય ઠગોંકા;
યાં ટુક નિગાહ ચુકી ઔર માલ દોસ્તોંકા."

હવે મારે બરાબર ચેતીનેજ ચાલવુ જોઇશે.

## પ્રકરણ ૩ જું.

### વિનોદમાં વિઘ્ન

હવે આરામ છોડીને, મૂકયું છે મોત ઓશીકે;
નસેનસમાં નશો રેડી, બિછાને છું બિમારીને;
ભલા દુશ્મન! સિતમ કરવા ! હુકૂમ હક એ ખુદાઇછે;
તમારી જુલ્મ ગારીમાં, મઝા મ્હારી છુપાઇ છે;
રહમ, ડર કે શરમ કૈં છે ? અરે ! હજીયે ! નવાઈ છે !
કતલ કરવા ખૂની થાવા, હવે જૂઠી મનાઇ છે !
કરો ટૂકડા પૂરેપૂરા ! લગારે બાકી રાખો ના !
જિગર આ શાન્ત સાગર ને હવે ધુધવાટ છે ના ના!

"દાસી ! ઓ દાસી ! !"

"જી, આવી સરકાર."

"વારાંગનાના આવવામાં કેટલોક વિલંબ છે વારૂ ?"

"હવે તે આવતી જ હશે, નામદાર !"

"ત્યારે શું તે હજી સુધી નથી આવી ?"

"ના, મહારાજ !"

"વારૂ, કિશોરને બોલાવ તો !"

"જાઉં છું, મહારાજ." આમ કહીને દાસી કિશોરને બોલાવવા માટે બહાર ચાલી ગઈ.

આજ્ઞા આપનાર તરુણ નવલવિહારી એક સુંદર મહાલયના એક સુસજ્જિત ઓરડામાં એક અતિ મૂલ્યવાન આસનપર બેસી દાસીને આજ્ઞા આપ્યા પછી પોતાના મનમાં જ વિચારવા લાગ્યો:—"મનોહરા, અહા, કેવી સુંદર છે. રૂપમાં રતિ જેવી એ સુંદરીએ મને મોહિત કર્યો છે. જ્યારથી મેં એને જોઇ છે, ત્યારથી મારા મનમાં એને મેળવવાની આકાંક્ષા એટલી બધી પ્રબળ થઈ ગઈ છે કે, હવે મારાથી એક ક્ષણ પણ સ્થિર રહી શકાતું નથી. વારાંગના હોવા છતાં એની પવિત્રતા એવી પ્રબળ છે કે, સાધારણ મનુષ્યથી તો સહજમાં એની સાથે સંભાષણ પણ કરી શકાય તેમ નથી, એનાં મદીલા લોચનો મોહન મંત્રથી માનવીના મનને મુગ્ધ કરે તેવાં પ્રભાવશાળી છે, એનું લલાટ રવિની છટાને ઝાંખુ કરે તેવું અપૂર્વ તેજસ્વી છે. એના ગુલાબી ગાલ ગુલાબના ફૂલથી પણ સુંદર છે ! અહા ! શી મોહિની મૂર્ત્તિ ! એના શરીરમાંથી તો જાણે સુંદરતાની ધારાઓ જ દ્રવી રહી છે ! મેં અનેક લાવણ્યમયી લલનાઓનો ઉપભોગ કર્યો છે. અનેક અપ્સરા જેવી સુંદરીઓ જોઇ છે. પણ મનોહરાના

સૌન્દર્ય પાસે તેઓ સર્વ તુચ્છ છે. મનોહરા સ્વરૂપમાં ઇંદુસમાન છે. જ્યારે સર્વ સુંદરીઓનો સમૂહ તેની પાસે તારા સમાન છે. મનોહરા પ્રભામયી છે. રૂપવતી છે, ગુણવતી છે. જ્યાં સુધી તે લલિતાંગી લલના નહિ પ્રાપ્ત થાય, ત્યાં સુધી મને કશું પણ ચેન પડશે નહિ. જ્યારથી મેં એને જોઇ છે, ત્યારથી મારૂં ચિત્ત ચકડોળે ચડ્યું છે. હું એને માટે દીવાનો બની ગયો છું. પણ મારા આ કાર્યમાં મને સહાયભૂત થાય તેવું કોણ છે? હા—મારો સાળો કિશોર આવી વિદ્યામાં અતિ પ્રવીણ છે. કિશોરની સહાયતાથી હું મનોહરાને અવશ્ય મેળવી શકીશ. પણ કિશોરને તો મેં આ કાર્યનું સૂચવન પ્રથમથી જ આપી દીધું છે અને તેણે પણ મનોહરાને આજે ને આજે મેળવી આપવાનું મને વચન આપ્યું છે. કિશોર મને આ કાર્યમાં શી રીતે સહાયભૂત થશે? મનોહરાને શી રીતે મેળવી આપશે?"

નવલ આ પ્રમાણે વિચાર કરી રહ્યો હતો, એ સમયે કિશોર તેના ઓરડામાં આવી પહોંચ્યો. કિશોરને આવેલો જોઇ નવલવિહારી એકદમ સોફાપરથી ઉઠી ઉભો થયો અને કિશોરને પોતાની પડખે સોફાપર બેસાડી કહેવા લાગ્યો:—"કિશોર બાબૂ! મેં તમોને જે કામ સોંપ્યું છે, તેનો આરંભ તો તમે અવશ્ય કરી દીધો જ હશે."

"હા, મેં આપની આજ્ઞા મળતાંની સાથે જ સર્વ વ્યવસ્થા કરી નાખી છે, માટે એ વિષયમાં આપને હવે કશી પણ ચિંતા રાખવી નહિ." કિશોરે કહ્યું.

"તમોએ શી વ્યવસ્થા કરી છે વારૂ?" નવલવિહારીએ પૂછ્યું.

"આજે રાત્રે જ પંદર ડંડાવાળાઓને બોલાવી પાંચસો રૂપિયાના ઈનામની લાલચ આપી મેં તેમને મનોહરાને ઉપાડી લાવ-

વાની સૂચના આપી દીધી છે." કિશોરે જવાબ આપ્યો."

"પણ, તેઓ એ કામમાં ફતેહ મેળવી શકશે ખરા કે?"

"મારી ધારણા પ્રમાણે તો તેઓ જરૂર ફતેહ મેળવી શકશે. મેં જે ઉપાય યોજ્યો છે, એના યોગે સફળતા મળવાની સંપૂર્ણ સંભાવના છે," કિશોરે કહ્યું.

"પણ જ્યાં સૂધી એ મનોહારિણી મનોહરા નહિ મળે ત્યાં સૂધી મારા મનને કોઇ પણ રીતે શાંતિ મળી શકશે નહિ." નવલવિહારીએ કહ્યું.

"એ વિષયમાં ચિંતા કરવાનું કશું પણ કારણ નથી. આ કિશોરના જીવમાં જીવ હશે ત્યાં સૂધી તો તે પોતાનાથી બનતો પ્રયત્ન કરવામાં કશી પણ કચાશ રાખશે નહિ."

"મારૂં મન આજકાલ બહુ જ ચિંતાતુર રહ્યા કરે છે. મનોહરા વિના હવે મારી એકએક પળ એક એક યુગ સમાન થઇ પડે છે. વળી પિતાજીનો ભય પણ પૂર્ણ રહ્યા કરે છે. જો તેમના જાણવામાં આ બધી વાત આવી જશે, તો પછી મારા મનની એક પણ મુરાદ પાર પડશે નહિ."

"પિતાજી અથવા બીજી કોઇપણ વ્યક્તિનો ભય શા માટે રાખો છો? આપણા આ એકાંત બંગલામાં આપણે જે કાંઇ કરીએ છીએ તે હજી સૂધી તો કોઈના જણાવવામાં આવ્યું નથી અને ભવિષ્યમાં પણ આપણા એ ભેદને કોઇપણ જાણી શકશે નહિ. આપ એ વિષયમાં સર્વથા નિશ્ચિંત રહો. આપના મનને પ્રફુલ્લિત રાખવા માટે મેં આજે વારાંગનાઓનાં નાચગાનનો બંદોબસ્ત પણ કરી રાખ્યો છે. લગભગ પાંચ છ વાગ્યાને શુમારે તેઓ અહીં આવી પહોંચશે."

"બહુ સારૂ. પણ અત્યારે મારૂ મન ઘણું જ ગભરાઈ ગયું છે અને મગજનો બોજો એકદમ વધી પડયો છે, માટે જરા શ્રમ-વિનાશિની સુરાનો સત્કાર કરવામાં આવે તો ઠીક થાય. જ્યાં સુધી સુરાદેવીને ઉદરમાં સ્થાન આપીશું નહિ, ત્યાં સુધી આપણને કોઇ પણ કાર્ય કરવાનો યોગ્ય વિચાર સૂઝશે નહિ. માટે જરા સુરા લાવવાની અનુચરને આજ્ઞા આપો."

"હા-હમણાં જ મંગાવી આપું છું." એમ કહી કિશોરે એક અનુચરદ્વારા સુરાનું એક મોટું પાત્ર તથા સુરાપાન કરવાનાં બે ચાર નાનાં નાનાં પાત્રો મંગાવ્યા. થોડીવારમાંજ અનુચર આજ્ઞા અનુસાર સર્વ વસ્તુઓ લઇને નવલવિહારીના વિલાસ ભવનમાં આવી પહોંચ્યો. ત્યાર પછી કિશોરે આવી સુરાપાત્રમાંથી બે નાનાં નાનાં પાત્રોને છલાછલ ભરી તેમાંનું એક પાત્ર નવલના હાથમાં આપ્યું. તથા બીજા પાત્રની સુરાને પોતાના ઉદરમાં પધરાવી.

નવલે કિશોરે આપેલા પાત્રમાંની મદિરાનુ પાન કર્યા પછી કહ્યું:—"કિશોર ! મદિરા એક એવી અલૌકિક વસ્તુ છે કે, જેની તુલનામાં દુનિયાની બીજી એક પણ વસ્તુ આપી શકે તેમ નથી."

"હા—મદિરા એ પણ એક મૃત્યુ લોકની મોહમયી વસ્તુ છે. મોહિની તુલ્ય માનિની અને મદીલી મદિરાનો જેણે વિશ્વમાં રહીને ઉપભોગ કર્યો નથી, તેમનું જીવનજ શુષ્ક છે. મદિરાથી મગજપરનો ભાર કાંઇક હલકો થાય છે, શરીરમાં સ્ફૂર્તિ આવે છે, મુખપર લાલાશ છવાય છે અને સંસાર સ્વર્ગસમાન સુખમય ભાસે છે. મદિરાથી મનુષ્ય મસ્ત રહે છે. મગજમાં ખુમારી આવે છે. શરીરની શિથિલતા દૂર થાય છે અને નવીન ચૈતન્યનો સંચાર થાય છે. વાહ—વાહ મદિરા ! સુરા ! વારુણી ! કાદંબરી ! આદિ અનેક નામ

ધારિણી સુધા તુલ્ય સુમિષ્ટ મદિરા ! તારો પ્રભાવ પણ વિલક્ષણ જ છે."

"લાવો-લાવો-મદિરા દેવીને મારા પાત્રમાં પધરાવો." નવલે આતુરતાથી કિશોર પાસે ફરીવાર મદિરાની માગણી કરી. કિશોરે નવલના પાત્રને મદિરાથી છલાછલ ભરી દીધા પછી પોતાના પાત્રને પણ પરિપૂર્ણ ભરી લીધું. આ પ્રમાણે ચાર પાંચ વાર મદિરાદેવીના વિનિમયનો પ્રકાર ચાલતો રહ્યો. આકંઠમદિરાપાન કર્યા પછી નવલવિહારીએ કિશોરને કહ્યું:—"કિશોરરાય, સાડાચારનો સમય થઇ જવા છતાં હજી સુધી વારાંગનાઓ કેમ નહિ આવી હોય વારૂ ?"

"હું પણ એજ વિચારમાં પડી ગયો છું કે, તેમના આવવામાં આટલો બધો વિલંબ શાથી થયો હશે ! હમણાં જ તેમને બોલાવવાનો બંદોબસ્ત કરૂં છું."

આમ કહી કિશોર તે ઓરડામાંથી બહાર ચાલ્યો ગયો. કિશોર એક અતિ કુત્સિત અને દુરાચારી પુરુષ હતો. દુરાચારમાંજ તેણે પોતાના પિતા તરફથી મળેલી મિલ્કતને ફના કરી નાખી હતી. તેના માતાપિતા તેને પંદર વર્ષની નાની વયમાંજ એકલો મૂકીને કોલેરાના ભયંકર રોગથી મૃત્યુવશ થયાં હતાં. એટલી નાની વયમાં પિતાની પુંજી હાથમાં આવવાથી કિશોરે યથેચ્છ વ્યય કરી, દુરાચારી મિત્રોની સોબતથી અનેક પ્રકારનાં કુવ્યસનોમાં પ્રવૃત રહી તથા દેશ વિદેશની વારાંગનાઓ બોલાવી, સઘળી મિલ્કતને બરબાદ કરી નાખી હતી. છેવટે જ્યારે તેની પાસે એક પાઇ ગણુ રહી નહિ, તેનાં ઘરબાર લીલામ થઇ ગયાં અને તેને ભીખારીનીપેઠે રસ્તામાં રખડવાનો પ્રસંગ આવ્યો, ત્યારે તે પોતાના બનેલી નવલવિહારીનો આશ્રિત થયો અને તેની ખુશામત કરી પેટ ભરવા લાગ્યો. નવલને ત્યાં આવ્યાને તેને

આજે ચાર વર્ષ થઈ ગયાં હતાં; આ સંસારમાં કિશોરને કેવળ એક ભગિની વસુમતિ સિવાય બીજું કોઇ પણ સગું વ્હાલું નહોતું. વસુમતિ કિશોરની કુચાલ જોઇને તેના પર બહુ નારાજ થઇ ગઈ હતી અને તેને આંતરિક રીતે ધિક્કારતી હતી. પોતાના પતિ નવલરાયને અવળે રસ્તે દોરનાર, મદિરાપાનમાં વ્યસ્ત રાખનાર તથા વારાંગનામાં લુબ્ધ રાખનાર કેવળ કિશોર જ છે, એ વાર્તા પણ વસુમતિના જાણવામાં આવી ગઇ હતી. વસુમતિએ ઘણીવાર કિશોરને કાઢી મૂકવા તથા તેના સંસર્ગથી દૂર રહેવા માટે નવલને ઘણીવાર શિખામણ આપી હતી. પરંતુ નવલરાય કિશોરના કાર્યમાં એટલો બધો મુગ્ધ થઈ ગયો હતો, કે જેથી તે વસુમતીની તે શિખામણની કશી પણ અસર થઈ નહોતી. હમણાં હમણાં તો નવલવિહારીના ઘરનો સર્વ વ્યવહાર કિશોરજ ચલાવતો હતો; કિશોરની ઇચ્છા મુજબ જ નવલવિહારી વર્ત્તતો હતો. ખરૂં કહેવામાં આવે તો નવલ કિશોરનો ગુલામ જ બની ગયો હતો.

થોડીવારમાં કિશોરે નવલવિહારીના ઓરડામાં આવીને વારાંગનાના શુભાગમનના સુસંવાદ શ્રીમાન નવલવિહારીને પહોંચાડયા. નવલવિહારી તરત જ ઉઠીને તેમના સત્કાર માટે દ્વાર પાસે આવી ઉભો રહ્યો. વારાંગનાઓએ આવી નવલવિહારીને વંદન કર્યાં. નવલવિહારી તેમને પોતાના વિલાસભવન પાસેના એક વિશાળ ચોકમાં લઈ ગયો. એ ચોક વિશાળ હોવા ઉપરાંત સારી રીતે શણગારેલો હતો. તેમાં વિવિધ પ્રકારનાં વાદ્યો તૈયાર રાખવામાં આવ્યા હતાં. નવલવિહારી એક સુંદર કુર્સીપર બેસી કિશોરને પોતાની પાસેની બીજી એક કુર્સીપર બેસાડી જરા દમામની સાથે બોલ્યો:—"કિશોર, વારાંગનાઓ તો અતિ સુંદર છે. વૈભવ ભોગવવાની વિદ્યામાં તમે

એક અતિ નિપુણ પુરુષ છો, પરંતુ આજની રાત્રિ પણ આનંદમાં જ ગાળવાનો જ મારો વિચાર છે. આજે નાચ ગાનમાં ગુલ્તાન રહી મદિરાપાન કરી લ્હેજતની બહાર ઉડાવવાની મારી ઇચ્છા છે. માટે આ વારાંગનાઓ પણ અહીંજ રહે એવી વ્યવસ્થા કરો."

"સરકાર, હું પ્રથમથી જ એ સર્વ વ્યવસ્થા કરી આવ્યો છું. એટલે હવે એ વિષયમાં વિશેષ સૂચના આપવાની કશી પણ આવશ્યકતા નથી." કિશોરે કહ્યું.

"ત્યારે હવે ગાયનની શરૂઆત કરવાની વારાંગનાઓને સૂચના આપી દો.

"જેવી આજ્ઞા" આમ કહીને કિશોરે ત્યાં આવેલી ચાર યુવતી વારાંગનાઓમાંની એક વારાંગનાને ઉદ્દેશીને કહ્યું:—"માલતિ! રાજા સાહેબની ઇચ્છા તારા મધુર કંઠમાંથી નીકળતાં મધુર ગાયનો સાંભળવાની છે, માટે કોઇ એક સુંદર ચીજ ગાઇ બતાવ."

માલતિએ મસ્તક નીચું નમાવી પહેરેલા પોશાકનું બરાબર અવલોકન કર્યા પછી મૃદુ મંજુલસ્વરથી કહ્યું:—"જી, સરકાર! આપની આજ્ઞાને મસ્તકે ચઢાવું છું."

આમ કહી તેણે પોતાના એક અનુચરને તબલાં વગાડવાની તથા બીજાને દિલરૂબા વગાડવાની સૂચના આપી કોકિલાના સમાન કોમળ કંઠથી એક મૃદુતાભર્યું સંગીત ગાવા માંડયું:—

"પ્રણયના ઉદ્યાનમાં પધારોને પ્રાણ,
પધારોને પ્રાણ, પ્રણયના ઉદ્યાનમાં પધારોને પ્રાણ.
પ્રેમરૂપ પુષ્પ છે વિકસ્યાં,
ભાવનારૂપ મંદ મારુત વ્હાય;

પ્રીતિ પરાગ મધુર અતિશય,
અજબ એ સહુની છે બ્હાર.

પધારોને પ્રાણ, પ્રણયના ઉદ્યાનમાં પધારોને પ્રાણ.

સ્નેહસુધા સિંચન કરી,
કરુણા કૃપાળુ અમપર ધરી,
સુમન સુંદરનો કરો સ્વીકાર,
અમે કરીશું તમારૂં સન્માન.

પધારોને પ્રાણ, પ્રણયના ઉદ્યાનમાં પધારોને પ્રાણ.

આનંદ ઉદધિ ઉછળાવીને,
કરો સ્નેહ સુધારસ પાન;
પ્રીતિ નીર પીવડાવીને,
કરો પ્રેમિકાનું કલ્યાણ.

પધારોને પ્રાણ, પ્રણયના ઉદ્યાનમાં પધારોને પ્રાણ."

કોમળતા તથા મૃદુતાથીભરેલું મનોહર સંગીત સાંભળીને નવલવિહારી એકદમ આનંદના આવેશમાં આવીને બોલી ઉઠયો:- "આફ્રીન, આફ્રીન, ક્યા મઝેદાર ગાના હય ? હોને દીજિયે, હોને દીજિયે, દુસરી દફે હોને દીજિયે ! કિશોર શરાબ લાઓ, બસ. અભીને અભી શરાબ લાઓ. સંગીતકી બહારકી સાથ હી સાથ કુછ શરાબ-કાભી સત્કાર હોના ચાહિયે."

કિશોરે તરતજ મદિરાનો એક છલકતો ગ્લાસ લાવીને નવલના હાથમાં આપ્યો. નવલ તરત જ તે ગટગટાવી ગયો અને બોલ્યો:—"યાર, તુમભી કુછ લો. શરાબ પીનેમેં તુમકો ક્યા હર્જ હય ? ક્યા શરાબ પીનેમેં કુછ લોભ લગતા હય ?"

આ સાંભળીને કિશોર પણ શરાબનો એક ગ્લાસ ભરી ગટગટાવી ગયો.

આ પ્રમાણે આનંદનો પ્રવાહ ઉછળી રહ્યો હતો અને નવલ તથા કિશોર ઉભય વારાંગનાનાં ગાયન સાંભળવામાં તલ્લીન બની ગયા હતા, એ સમયે સાધારણ ફાટયાં-તૂટયાં વસ્ત્રો પહેરેલા બે પુરુષો ત્યાં આવી પહોંચ્યા અને કિશોરને પ્રણામ કરીને એક બાજૂએ ઉભા રહ્યા. એ જોઇને કિશોરે તેમાંના એક પુરુષને ઉદ્દેશીને પૂછ્યું:–"કેમ રામા, શા સમાચાર લાવ્યો છે? તને જે કામ માટે મોકલ્યો હતો તેમાં ફત્તેહ મેળવી આવ્યો છે કે નહિ વારૂ?"

રામાએ જવાબ આપ્યો:–"નામદાર, એ કામ કરવા જતાં તો મોટો ગજબ થઇ ગયો છે. ઇનામની આશામાં અમારાં અગિયાર આદમી જખમી થયાં છે."

"કેમ, શું થયું છે? તારાં માણુસોને કોણે જખ્મી કર્યાં છે?"

રામાએ બધી હકીકત કહી સંભળાવી. એ સાંભળીને કિશોર તથા નવલ બન્ને અજાયબીમાં પડી ગયાં. તેમણે તરત જ વારાંગનાઓને રજા આપી દીધી અને બીજે દિવસે આવવાની સૂચના આપી, વારાંગનાઓ આજ્ઞા મળતાંની સાથે જ ત્યાંથી ચાલી ગઇ. તેમના જવા પછી નવલ તથા કિશોર એક એકાંત ઘરમાં જઇને સલાહ કરવા લાગ્યા. કેટલીકવાર સુધી સલાહ કર્યાં પછી નવલરાયે કહ્યું:–"કિશોર! ગમે તેમ કરી ન્યાયાધીશ હરગોવિંદને આપણો સોબતી કરી લેવો જોઇએ. કારણ કે, તે એક ચાલાક પુરુષ છે. તેની સહાયતાથી આપણુને મનોહરા સત્વર મળી જશે. આજે તેનાં માણુસોએ આપણા માણુસોને જખ્મી કર્યાં છે, એ વિષયમાં કાંઇ પણ ન બોલતાં તેની સાથે મિત્રાચારી કરી

જ્યારે દાવ આવે ત્યારે સોગઠી મારવાની રીતને અમલમાં મૂકીશું. હરગોવિંદ અને મનોહરા મેળવવાની લાલચ આપીશું અને પછી તેને જ દગો દઈ આપણે ઠાર કરીશું તથા મનોહરાને આપણા કબજામાં લઈશું. કેમ, મારી આ વાત તમને પસંદ પડે છે ખરી કે નહિ વારૂ ?"

"હા, એમ કર્યા સિવાય ચાલે તેમ નથી. હરગોવિંદને લાલચ આપી તેના દ્વારા જ આપણે મનોહરાને સરળતાથી મેળવી શકીશું. હું હવે એ કારસ્થાન રચવામાં જ રોકાઉં છું. આપ એ વિષયમાં કશી પણ ફિકર રાખશો નહિ. મારા હાથમાંથી એ શિકાર છટકી શકશે નહિ. બસ, હવે હું એ કાર્ય માટે જ જાઉં છું." આમ કહીને કિશોરે રામા તથા તેના સોબતીને લઇ ચાલ્યો ગયો.

નવલવિહારી નિરાશ થઇને ચિંતાતુર મનથી પોતાના શયનગૃહ ભણી વિદાય થયો અને તેની પત્ની સાથે નાના પ્રકારની વાતચીત કરવામાં ગુંથાઇ ગયો.

——:o:——

## પ્રકરણ ૪ થું

### દિલ્દારનાં દર્શન

અયે દિલ્દાર! દીવાનીને–દિલે કૈં દાગ લાગ્યો છે;
ખફા થા કે સફા કરતૂં, હવે ઈતબાર રાખ્યો છે.
નથી કૈં સાહિબી ઓછી; ઝમીને દૌલતે ભરપૂર;
નથી પર્વા ખઝાનાની! તમા હું તમામથી છૂં દૂર;
મગર આરામની આશા, યકીન, ઇતબાર રાખૂં છૂં;
અને, તુજ ઇશ્કના ખ્યાલે, હજી ગરદન ઝૂંકાવૂં છૂં.

સાગર.

ફાલ્ગુન માસ પૂરો થવા આવ્યો હતો, શીતળતાના પ્રકોપમાંથી જગતના જીવો મુક્તિ મેળવી શકયા હતા. હમણાં મધુર મલયાનિલ પ્રવાહિત થઇ ચન્દ્રમાના ચન્દ્રમુખની ખીલતી જ્યોતિનો વિસ્તારકરી રહ્યો હતો, વાસન્તી કુસુમોનો પરિમલ પ્રસરીને કોણ જાણે કયાંથી આળસુ સ્વપ્નની મોહમદિરા લાવીને મૃત જગતમાં રેડી રહ્યો હતો. અંધકાર દૂર થયો હતો. આકાશ નીલ, નિર્મળ અને સ્વચ્છ થયું હતું; તે નીલાંબરતળે કોકિલ તથા કોકિલા પંચમનું મધુરતાનછોડી મનોભાવની વિજય ઘોષણાનો સર્વ દિશાઓમાં પ્રચાર કરી રહ્યાં હતાં. પપૈયાની પત્નીઓ સપ્તમની કરુણ કહાણીથી કોઇની પાસે પોતાના હૃદયની વ્યથાને નિવેદન કરી રહી હતી.

એ વસંત ઋતુની મધુયામિનીમા સમૃદ્ધિશાલિની ભૂષણાનગ-

રીના પૂર્વ વિભાગના સુસજ્જિત, સુવિશાળ અને વિસ્તૃત ભવનમાં એક યુવકે પ્રવેશ કરીને દ્વારરક્ષકને પૂછ્યું:—" તમારા ગુમાસ્તા મહાશય ક્યાં છે ? મારે તેમને મળવાની ખાસ જરૂર છે."

દ્વારરક્ષક એ યુવકને સારી રીતે ઓળખતો હતો, તેણે માથું નમાવી પ્રણામ કરી કહ્યું;—" જી, તેઓ કામસર બહાર ગયા છે. આપ થોડીવાર બેસો. તેઓ હમણાંજ આવી પહોંચશે,"

જે યુવક આવ્યો હતો, તેની ઉમ્મર બાવીશ વર્ષથી વધુ નહોતી. તે દેખાવડો અને સુંદર પુરુષ હતો. તેના શરીરનું બંધારણ મજબુત હતું અને તેના શરીરના સર્વ અવયવો પણ મજબુત જ હતા. તેનો રંગ ગોરો હતો. આંખો આકર્ણ વિસ્તૃત ન હોવા છતાં પણ મોટી મોટી હતી. તેનું નામ ઇંદ્રનાથ હતું અને જાતિનો તે કુલીન બ્રાહ્મણ હતો.

ઇંદ્રનાથ ઘરમાં દાખલ થઇ એક આસનપર બેઠો. પરંતુ તેનાથી વધારે વાર રોકાઈ શકાય તેમ નહોતું; તેથી થોડીકવાર ત્યાં બેઠા પછી, તેણે એક દાસીને બોલાવી કહ્યું:—" તારી શેઠાણીને મારું નામ દઇને કહે કે, તેમની સાથે રૂપિયાના વ્યાજના હિસાબ માટે જે ગુંચવાડો થયો હતો, તે ગુંચવાડો કાઢી નાખી હું પોતે હિસાબ ચોકખો કરી લઇ આવ્યો હતો. પરંતુ જ્યાં સુધી તેમના ઘરધણી ઘેર આવશે નહિ ત્યાં સુધી કાંઇ પણ કામ થઈ શકશે નહિ. આ વિષયમાં તેમનો હા કે નાનો જવાબ મળ્યો હોત, તો નિશ્ચિંત મનથી જઇ શકત."

દાસીએ પોતાની શેઠાણી પાસે જઇને આ સમાચાર કહી સંભળાવ્યા.

શેઠાણીનું નામ અમ્બાલિકા હતું. તેની ઉમ્મર અઢાર વર્ષની હતી. અમ્બાલિકા અપાર રૂપશાલિની તથા સારી રીતે કેળવાયલી

હતી, અમ્બાલિકાનાં માતાપિતા કોણ છે, એ વિષયમાં અહીંનું એક પણ માણસ કશુંએ જાણતું નહોતું. તેનું રહેઠાણ ક્યાં છે એની પણ કોઈને કશી ખબર નહોતી. જે ઘરમાં હમણાં તે રહેતી હતી, એ ઘરમાં એક બ્રાહ્મણ રહેતો હતો, પરંતુ તે બ્રાહ્મણની સ્ત્રીનું મૃત્યુ થવાથી, તે પત્નીના વિરહથી અત્યંત દુઃખિત થઇને દેશાટણ કરવા માટે બહાર નીકળી પડયો હતો. કેટલાક દિવસ પછી એક વરસની તે નાની બાળક કન્યાને લઈને ઘેર આવ્યો હતો, અને તે સમયે તેણે કહ્યું હતું કે, મારા એક સગાએ પોતાની આ કન્યા મને પોષ્ય પુત્રી તરીકે પોષણ કરવા માટે આપી છે. તે કન્યાનું પાલન કરવા માટે બ્રાહ્મણે તેની એક વિધવા સાળીને લાવીને ઘરમાં રાખી હતી, તથા તે કન્યાને યથોચિત સ્નેહની ધારાથી પોષણ કરી યોગ્ય શિક્ષણ પણ આપ્યું હતું. ગયાં બે વરસ થયાં તે બ્રાહ્મણનું મરણ થયું હતું—બ્રાહ્મણ પોતાની પાછળ ઘણી મોટી મિલ્કત મૂકી ગયો હતો. અમ્બાલિકા અત્યારે તે સર્વ માલ મિલ્કતની અધિકારીણી થઇ હતી.

જ્યારે ભારતમાં મુસલમાન રાજત્વના જીવનનો મધ્યાન્હ ચાલતો હતો, ત્યારે હાલની જનશાલિની, મહાલયમયી, ધનધન્યવાળી વ્યાપાર સદનનું ઉપનામ પામેલી રાજધાની કલકત્તાનગરીનું નામ નિશાન પણ કોઇના જાણવામાં નહોતું, કલકત્તા ત્યારે કેવળ જગના ગર્ભમાં જ હતું. તે સમયે પૂર્વ બંગાળાની ભૂષણાનગરી મુસલ્માનોની રાજધાની હતી. અને એ નગરી સમસ્ત ભારતવર્ષમાં લોકવસતિ તથા વાણિજ્યના કેન્દ્રસ્થાન તરીકે વિખ્યાત હતી. કાળના પ્રભાવથી અત્યારે તે ભૂષણા ભૂષણહીન થઇ ગઇ છે, તેની અતુલ સમ્પત્તિ તથા સુખ્યાતિ કાળના ગર્ભમાં છુપાઈ ગઈ છે.

એ નગરીમાં પશ્ચિમ દેશનો એક બ્રાહ્મણ વંશપરંપરાથી વ્યા-

પાર અર્થે વસતો હતો. તેનો કારભાર પણ અહીં બહોળા પ્રમાણમાં ધમધોકાર ચાલતો હતો. તે બ્રાહ્મણનું નામ કામદેવ પંડિત હતું. પંડિત કામદેવને વ્યાપારના વ્યવસાય ઉપરાંત થોડી ઘણી જમીનદારી પણ હતી. વ્યાપારની પેઢીપર તરુણ ઇંદ્રનાથ કામકાજ કરતો હતો. ઇંદ્રનાથની અગમ બુદ્ધિ પરિશ્રમ કરવાનો અપૂર્વ ઉત્સાહ તથા વિશ્વાસુપણાથી વિમુગ્ધ થઇને પંડિત કામદેવ તેને પોતાના પુત્રની પેઠે ચાહતો હતો તથા પોતાની પેઢીનાં પ્રત્યેક કાર્યોનો ભાર તેને જ સોંપી દીધો હતો. પંડિત કામદેવની પેઢીમાં ઘણાં માણસોની મિલ્કત જમા રહેતી હતી, તે જમા રકમથી વ્યાપાર ચલાવી તથા રૂપિયાની ધીર ધાર કરી પંડિત કામદેવ જમા મૂકનાર માણસોને વ્યાજ આપવાની ઉદારતા પણ દર્શાવતો.

ઇન્દ્રનાથ ઘણીવાર જ અમ્બાલિકાને ઘેર આવજાવ કરતો હતો. તેનું કારણ એ હતું કે, અમ્બાલિકાના ઘણા રુપિયા પંડિત કામદેવની પેઢીપર જમા રહેતા હતા, તે રૂપિયાનું વ્યાજ તથા હિસાબ કિતાબ અને અમ્બાલિકાને જરૂરી કામોમાં સલાહ આપવા માટે ઇંદ્રનાથને વારંવાર આવવું પડતું હતું. યુવક યુવતીનાં દર્શનથી તથા વાર્ત્તાલાપના પરિચય પરથી ધીમે ધીમે બન્નેના મનમાં પ્રીતિનો સંચાર થયો અને તે પ્રીતિમાંથી છેવટે પ્રણયનો આવિર્ભાવ થઇ ગયો અને તેના યોગે વિવાહની વાતચીત પણ થવા માંડી.

અમ્બાલિકાના પાલક પિતાનો દૂરની સગાઇવાળો એક ભાઇ હતો. તેણે અમ્બાલિકાના વિવાહનો સંબંધ પડોશમાંના એક ધનવાન તથા માનવાન સુંદરીમોહન નામના યુવક સાથે નક્કી કર્યો. પરંતુ અમ્બાલિકાએ મનમાંને મનમાં જ ઘણા દિવસ થયાં પોતાના સમસ્ત હૃદય ઇંદ્રનાથ ના કરમાં સમર્પણ કરી દીધું હતું તેથી ઇંદ્ર-

નાથની સાથે જ તે લગ્ન કરવા ઇચ્છતી હતી, તથા એ વાર્ત્તા બધાની પાસે વિદિત કરતી હતી,

ઇંદ્રનાથે દાસી મારફત સમાચાર પહોંચાડયા, એટલે અમ્બાલિકાએ તેની માસીને કહ્યું:–માસી ! એમને જરા ઘરમાં બોલાવો તો ?"

માસીએ દાસી મારફત ઇંદ્રનાથને ઘરમાં બોલાવી મંગાવ્યો.

પ્રથમ અમ્બાલિકા બહાર આવીને ઇંદ્રનાથની સાથે સહેલાઇથી કેટલીક વાતો કરતી હતી, તેની પાસેથી કેટલીકવાર ઉપદેશ ગ્રહણ કરતી હતી, પરંતુ વિવાહની વાત થયા પછી તે હમણાં ઇંદ્રનાથની પાસે આવી શકતી, તેનાં એવાં કોઇ સગાંવહાલાં પણ ત્યાં નહોતાં કે જેના યોગે તેને આવી લજ્જા ઉત્પન્ન થાય ! તથાપિ કોણ જાણે શાથી તેનું હૃદય આપોઆપ લજ્જાને આધીન થઇ ગયું હતું.

અમ્બાલિકા તેની માસી પાસે બેઠી હતી; પરંતુ જેવો ઇંદ્રનાથ ત્યાં આવી પહોંચ્યો કે, તરત જ તે ત્યાંથી ઉઠીને ચાલી ગઇ. તે સહજ દૂર પડેલી એક કુર્સીપર જઇ બેસી ગઇ. તેના સુંદર મુખપર તથા આખા શરીરપર ચંદ્રના કિરણોના સમાન અતિ સુંદર સ્વરૂપની છાયા છવાઇ ગઇ. ઇંદ્રનાથે એકવાર તેનાં તે ચંદ્રનાં કિરણોથી ઉજ્વલ થયેલા રૂપરાશિ પ્રતિ જોઈને તેની માસીને કહ્યું:–" મને શા કારણથી અહીં બોલાવવામાં આવ્યો છે ?"

માસીએ જવાબ આપ્યો:–" હા, ભાઈ ! મેં તમને ખાસ કારણસર અહીં બોલાવ્યા છે. શું તમે હિસાબ નક્કી કરવા માટે અહીં આવ્યા હતા ?"

ઇંદ્રનાથે કહ્યું:–" હા, હું હિસાબ કરવા માટે જ અહીં આવ્યો હતો, પરંતુ તમારો ગુમાસ્તો હાજર નથી અને મારો વખત પણ પૂરો થઇ જવા આવ્યો છે. એક જરૂરી કામ પ્રસંગે મારે કાજીસા-

હેમને ત્યાં જવાનું છે, એથી હું ધારૂં છું કે, આજે હવે તમારા હિસાબનું કશું પણ કામકાજ થઇ શકશે નહિ."

ઇંદ્રનાથે આમ કહીને એકવાર તે માધુર્યમયી અમ્બાલિકાના મુખ તરફ જોયું. તેણે જોયું કે, તેના આકર્ષણ વિસ્તૃત બન્ને નયનો પોતાના મુખ તરફ જ એકી ટસે જોઈ રહ્યાં છે.

ઇંદ્રિનાથની હૃદયતંત્રી કોણ જાણે શાથી કોઇ એક મધુર રાગિણીના સુધામય સ્વરથી વાગી ઉઠી. તેના મનમાં અકસ્માત્ અનેકાનેક ભાવનાઓનો ઉદ્દભવ થઇ આવ્યો.

અંબાલિકાની માસીએ કહ્યું:—"ભાઇ! મારી ઇચ્છા અંબાલિકાને તમારા હાથમાં જ અર્પણ કરવાની નિશ્ચિત થઇ ચૂકી છે. આ માસમાં વિવાહનાં શુભ મુહૂર્તના એકાદ બે સારા દિવસો પણ છે. માટે મેં તો આ માસમાં જ વિવાહનું શુભ કાર્ય સમાપ્ત કરવાનો સંકલ્પ કર્યો છે."

ઇન્દ્રિનાથે કહ્યું:—"મને એમાં કશી પણ હરકત નથી. તેમ છતાં પણ લગ્નનો દિવસ પ્રથમ મારા પિતા તથા પિતૃસ્થાનીય કામદેવ પંડિતની સાથે સલાહ કરીને જ નક્કી કરવો પડશે."

માસીએ કહ્યું:—"હા—હું આવતી કાલે જ તેમને અહીં બોલાવીશ તથા તેમને પૂછીને જ લગ્નનો શુભ દિવસ નિશ્ચિત કરી નાખીશ. તેમ છતાં પણ લગ્ન તો આ માસમાં જ થશે, તેમાં હવે કશી પણ શંકા નથી. **શુભસ્ય શીઘ્રમ્** એવી જે શાસ્ત્રની એક ઉક્તિ છે, તે પ્રમાણે વર્તવું એજ વિશેષ લાભદાયક છે. સારા કામમાં વિલંબ કરવાની કશી પણ આવશ્યકતા નથી."

આ પ્રમાણે વાતચીત કર્યા પછી ઇંદ્રિનાથ વિદાય થયો. જતી

વેળાયે તે પોતાની પ્રાણપ્રતિમા અંબાલિકા તરફ વારંવાર સતૃષ્ણ નયને જોતા જોતા ચાલ્યો ગયો.

ઇંદ્રનાથના ચાલ્યા જવા પછી અંબાલિકાએ માસીની પાસે આવી કહ્યું:–"માસીબા ! આ માસના હવે કેટલા દિવસો બાકી રહ્યા છે વારૂ !"

માસીએ જવાબ આપ્યો:–"આજે વદી સાતમ થઇ છે, હજી આઠ દિવસ બાકી રહ્યા છે."

અંબાલિકાએ પૂછ્યું:–આઠ દિવસ ! હજી ઘણા દિવસ પડયા છે. પણ એટલા દિવસમાં બધાં કાર્યોમાં પહોંચી શકાશે ખરૂં કે ?"

માસી તેના બોલવાનો આશય સમજી ગઇ. તેણે કહ્યું:–"હા, ઘણીજ ખુશીની સાથે પહોંચી શકાશે એમાં કશી પણ અડચણ આવશે નહિ. આઠ દિવસમાં તો આપણે ધારેલાં સઘળાં કામો કરી શકીશું. હું આજથીજ એ કામોને બંદોબસ્ત કરવામાં રોકાઉં છું."

અંબાલિકાના અત્યંત દૃઢ આગ્રહને જાણી જવાથી તેની માસીએ તેને બીજે દિવસે જ પંડિત કામદેવ તથા ઇંદ્રિનાથના વૃદ્ધ પિતાને પોતાને ત્યાં બોલાવ્યા અને તેમની સાથે સલાહ કરી શુભ લગ્નનો શુભ દિવસ નિશ્ચિત કરી નાખ્યો તથા ચાલુ માસના કૃષ્ણપક્ષની ચૌદશને દિવસે લગ્નનો વિધિ શરૂ કરવાનો ઠરાવ કરી દીધો.

અંબાલિકાનું હૃદય આનંદથી પ્રફુલ્લિત થયું પોતાનો ઇચ્છિત પતિ પ્રાપ્ત થશે. કામદેવના સમાન સુંદર પતિદ્વારા પોતાનો ગૃહસંસાર સર્વદા સુખી થશે, આદિ અનેક પ્રકારની ઉચ્ચ આશાઓથી અંબાલિકાનું મન આનંદના ઉદધિમાં ઉછાળા મારવા લાગ્યું. જેને જોઇ જોઇને પોતાનું ભાન ભૂલી જતી હતી, જે આંખોથી અળગો થતો તો અંબાલિકાના અંતરમાં અગ્નિ સળગી ઉઠતો, જેના આગમ-

નથી પવનના હિલ્લોલો તથા નદીના તરંગોની પેઠે હૃદય નાચી ઉ-
ઠશે, તે ઇંદ્રનાથના હૃદયમાં સદાને માટે પોતાનું હૃદય ઢોળી દેવાશે,
એવી એવી અનેક ભાવનાઓથી અંબાલિકાનું હૃદય આનંદથી ઉત્સુક
બની ગયું.

## પ્રકરણ ૫ મું.

### અધમતાનો આરંભ.

દિલ દાઝતું કે શેરને કે રોઝ સાથે દેખીને!
જોડાયલી મેના ઘણી જોવાય ઘુવડ સંગમાં!
જાણું ન જાણું, તોય પૂછું, આપને હૃદયજ નથી?
એ બાપડાં શાને ખમે ભૂલો તમારી ભોગવી!
મેના બિચારી રાંકડી! ઉલ્ફત મુરાદે તરફડે!
બેચેનીમાં જોડી વિના એ શેર શું જીવતો રહે?
દિલ નાઉમેદીમાં કહો! દિલ્દારની જોડી વિના;
દિલથી છુપેલી વાત કે કેવી રીતે, કહ્યાં કહી શકે?"

દીવાને સાગર.

ઇંદ્રનાથની સાથે અંબાલિકાનો લગ્ન—સંબંધ તથા લગ્નનું મુહૂર્ત નક્કી થઇ જવાથી સુંદરી મોહન અંબાલિકાને મેળવવામાં નિરાશ થયો, એ એક પ્રકારે નિશ્ચિત થઇ ગયું. પરંતુ અંબાલિકાનું અપ્સરાના સમાન અનુપમ રૂપ, યૌવાનનો વિકાસ, માધુરીમય તનું

તથા અગાધ સંપત્તિના લોભનો સુંદરીમોહન સહજમાં પરિત્યાગ કરી શક્યો નહિ. તેનું હૃદય દગ્ધ થવા લાગ્યું. તેના મનમાં અંબાલિકાને ઇંદ્રનાથના હાથમાંથી છટકાવવાના, તેમનાં બન્નેનાં લગ્નમાં વિઘ્ન નાખવાને અને પોતાના મનની મુરાદને બર લાવવાના અનેક વિચારો આવવા લાગ્યા. તેણે અંબાલિકાને પોતાની પત્નીના પદપર સ્થાપિત કરવા માટે અનેક ઉપાયો કર્યા, પરંતુ તેનો એક પણ ઉપાય ચાલી શક્યો નહિ. છતાં પણ તેણે પોતાના મનમાં દૃઢ નિશ્ચય કરી લીધો કે, “કદાચ મારી સઘળી સંપત્તિ નષ્ટ થાય, માલમિલ્કત બરબાદ થાય અને મારૂં જીવન જોખમમાં આવી જાય, તોપણ તેમનાં લગ્નને અટકાવીશ અને ઇંદ્રનાથના અધિકારમાંથી કોઇ પણ પ્રકારે અંબાલિકાને છટકાવીશ. હવે એ કાર્ય કરવામાં હું લેશમાત્ર પણ વિલંબ કરીશ નહિ. કારણ કે તેમનાં લગ્નનો સમય બહુ જ નજીકમાં આવી લાગ્યો છે. હવે માત્ર ત્રણચાર દિવસ જ બાકી રહ્યા છે, જો એ દરમ્યાન મારા કારસ્થાનની જાળ નહિ પથરાય, તો મારા મનની વાત મનમાં જ રહી જશે. અંબાલિકા એક અતિ સુંદર અને રૂપવતી કન્યા છે. ઇંદ્રનાથ જેવા નિર્ધન પશુની શય્યાસંગિની થવા માટે તે સર્વથા અયોગ્ય છે. તેની માસી મૂર્ખ છે તેથી જ તેણે ઇંદ્રનાથના સમાન પામર ભીખારીને એવું અમૂલ્ય રત્ન આપવાનું સાહસ કર્યું છે. અંબાલિકા હંસણી છે, ઇંદ્રનાથ કાગ છે. અંબાલિકા સુંદરી શિરોમણિ છે, ત્યારે ઇંદ્રનાથ અત્યંત કુરૂપ છે, તેના અંધકારમાં અંબાલિકા જાય અને મારા જેવો ધનાઢ્યના હૃદયમાં હાય મારીને બેસી રહે એ કેમ બને? ન બને–કદાપિ ન બને! આ શૂરવીર સુંદરીમોહન એ સુંદરી પોતાની પ્રિયતમાના પદ પર સ્થાપિત કરશે. સંસારમાંથી ઇંદ્રનાથના નામ નિશાનને નષ્ટ કરીને

પણ પોતાના કંઠમાં એ કોમળાંગી કામિનીના કરને સ્થાપિત કરશે."

સુંદરીમોહન પોતાના સુસજ્જિત બેઠકખાનામાં એકલો બેસીને આ પ્રમાણે વિચાર કરી રહ્યો હતો, એ સમયે ત્યાં એક પુરુષ આવી પહોંચ્યો. તે પુરૂષને આવેલો જોઇને સુંદરીમોહન જાણે આકાશનો ચંદ્રમા પોતાના હાથમાં જ આવ્યો હોયની! તેવો ભાવ દર્શાવી અત્યંત આનંદપૂર્વક પોતાના બન્ને બાહુ પ્રસરી તેની કોટે વળગી પડયો અને ત્યાર પછી તેને પોતાની બાજુમાં બેસાડી અતિ ગંભીર મુખથી વાતચીત કરવા લાગ્યો.

જે પુરુષ અત્યારે સુંદરીમોહન પાસે આવ્યો હતો, તેનું નામ ચંદ્રનાથ હતું. ચંદ્રનાથનું વય લગભગ ત્રીસેક વર્ષનું હતું. તેનો ચહેરો ખૂબસૂરત હતો. તેની બન્ને આંખો નાની નાની હતી અને તે ઘણી જ ઉંડી ઉતરેલી જણાતી હતી. નાક કાંઇક ઉંચું હતું, પરંતુ તેનું મુખ જોતાં તે ઘણું જ ઉંચું જણાતું હતું. તેના બન્ને હોઠ પાતળા હતા. મુખ તથા આખા શરીરપર વસંતના દાગ દેખાતા હતા. તેનો રંગ કાંઇક કાળો હતો. ચંદ્રનાથનો સ્વભાવ ઘણો જ ઉગ્ર અને ચીડીયો હતો. અન્યનું અનિષ્ટ કરવા તથા દગો–પ્રપંચ કરવા તરફ તેની દ્રષ્ટિ પણ નહોતી. સુંદરીમોહનની અવસ્થા બાવીસ કે ત્રેવીસ વર્ષની હતી. તેનો ચહેરો સાધારણ હતો પરંતુ સ્વભાવ ઘણો જ ખરાબ હતો.

ચંદ્રનાથના કાન પાસે મુખ રાખીને અતિ મૃદુસ્વરથી સુંદરીમોહને કહ્યું:—"કેમ, હવે તો મારી વાત સમજવામાં આવી ને?"

ચંદ્રનાથે ચિંતાતુર મુખથી કહ્યું:—"ના, હજી હું તમારા કહેવાનો આશય બરાબર સમજી શકયો નથી."

સુંદરીમોહને કહ્યું:—"હવે આપણું જોર માત્ર એક જ દિવસ

ચાલી શકે તેમ છે. જો એ એક દિવસમાં એ નહિ આવી પહોંચે તો, મારી આશાનો દીપક સદાને માટે હોલવાઇ જશે. અરે, મારી કરેલી સઘળી કોશિશો બરબાદ થશે અને મનની મનમાં જ રહી જશે."

"હું પણ ઘણોજ ગભરાઇ ગયો છું. મારૂં મન આજકાલ તદ્દન વ્યાકુળ બની ગયું છે. અનેક પ્રકારના વિચારો કરવા છતાં મારાથી કશો પણ દૃઢ નિશ્ચયપર આવી શકાતું નથી" ચંદ્રનાથે કહ્યું.

સુંદરીમોહને પૂછ્યું:- "તેના ન આવવાના કારણ સંબંધી તમને શું જણાય છે વારુ?"

ચંદ્રનાથે જવાબ આપ્યો:-"એ વિષયમાં હું કાંઇ પણ સમજી શકતો નથી જ્યારે બધું નક્કી થઇ ગયું છે, ત્યારે પછી આમ કેમ થાય છે? શું તેણે તમારી સાથે કોઈ પણ જાતનો દગો તો નથી કર્યો ને?"

સુંદરીમોહને કહ્યું:-"મારી ધારણા પ્રમાણે મારા ભાગ્યના દોષથી જ આવો પ્રકાર બન્યો છે. તમે ચોક્કસ ખાત્રીપૂર્વક કહો છો કે, આપણો પત્ર તેને હાથોહાથ જ મળ્યો છે? પત્ર મળવામાં તો કાંઈ ગોટાળો નથી થયો ને? જો કદાચ એવું કાંઇ થયું હશે, તો મારી આશા કદાપિ ફળીભૂત થશે નહિ. વળી જો એ પત્ર બીજા કોઇના હાથમાં ગયો હશે તો પછી આપણો બચાવ જ થઇ શકશે નહિ."

ચંદ્રનાથે કહ્યુ:—"બીજાના હાથમાં એ પત્ર શી રીતે જાય? મેં મૂળ પત્રનો તથા તે દિવસે કપટથી જે પત્ર લખાવી લીધો હતો તે બન્ને પત્રોની અદલાબદલી કરી એક ત્રીજો કાગળ ફાડી નાખી તેને પત્ર નષ્ટ કરવાનો ડોળ કરી બતાવ્યો હતો અને ખરા પત્રોને મારા ખીસ્સામાં જ છૂપાવી રાખ્યા હતા. ત્યાર પછી તે પત્રોદ્વાર મેં એક ભયંકર અગ્નિ સળગાવ્યો હતો અને એ અગ્નિના યોગે જે કાંઈ

વિપરીત પરિણામ આવ્યું હતું, એ વિષયમાં પણ મને સઘળી બાતમી મળી ગઇ છે. તેને પકડવા માટે એક ગિરફતારી પરવાનો પણ નીકળી ચૂકયો છે. આજે જ એ કાર્ય પૂરૂં થશે. મેં બધાં સાધનો એકઠાં કરી આપ્યાં છે, તેમ છતાં પણ આટલો બધો વિલંબ શા કારણથી થયો છે, એ કોઇ પણ રીતે મારી સમજમાં આવી શકતુ નથી. મેં મારી કળા ચલાવવામાં કશી પણ ખામી રાખી નથી, પણ હવે એના પરિણામનો આધાર કેવળ ઇશ્વરપર જ રાખી શકાય તેમ છે. મારી ધારણા પ્રમાણે મેં કપટની જે જાળ બિછાવી છે, તે કદાપિ ખાલી જશે નહિ."

સુંદરીમોહને એક ઉંડો નિસાસો નાંખીને કહ્યું:—"જો એક દિવસ એ કાર્ય પૂર્ણ થશે, તો તમારી આશા પૂર્ણ થવામાં કશું બાકી રહેશેનહિ: પરંતુ મારી આશાનો પ્રદીપ સમસ્ત જીવનને માટે હોલવાઈ જશે. એટલું બધું ઐશ્વર્ય, એ સર્વ વિષયસમ્પત્તિ બીજાના હાથમાં જશે. હાય! ત્યારે મારી શી ગતિ થશે?"

ચંદ્રનાથે ગંભીર મુખથી કહ્યું:—"આટલી બધી મહેનત, આટલું બધું કપટ અને આટલો બધો દગો કરવા છતાં પણ શું આપણી ધારણા પાર નહિ પડે? આપણા સર્વ પ્રપંચો, સર્વ કારસ્થાનો શું વ્યર્થ જશે? પરિશ્રમનું પરિણામ કશું પણ નહિ મળે?"

સુંદરીમોહને કહ્યું:—"કદાચ તમારી આશા ફળીભૂત થઇ શકશે, પરંતુ મારી આશા અને વિશ્વાસ હું ધારૂં છું કે કદાપિ ફળી શકશે નહિ. મેં મારા મનમાં મહત્વાકાંક્ષાનો જે મહાલય બાંધવા માંડયો છે, તે પૂર્ણ બંધાતાં પહેલાં જ ભૂશાયી થઈ જશે. મારા હૃદયની સર્વ આશાઓ હૃદયમાં જ રહી જશે. હાય!

"દોલત અને દુનિયા તણી દેવાંગના ચાલી જશે;
આશા અમૂલી નષ્ટ થઇને નિરાશામાં વહી થશે."

ચંદ્રનાથે કહ્યું:–"ભાઇ! આમ ચિંતાને આધીન ન થાઓ. મારી આશાની સાથે તમારી અભિલાષા પણ અવશ્ય પરિપૂર્ણ થશે. દુનિયામાં કપટથી શું નથી થઇ શકતું? દગાથી દૌલત મળે છે, પ્રપંચથી પ્રમદા પ્રાપ્ત થાય છે, કપટથી કાર્ય સિદ્ધ થાય છે અને કુશળતાથી દિલની દરેક ખ્વાહિશો પૂરી થાય છે. તમે મારાં વચનો પર વિશ્વાસ રાખો. એ બાલિકા તમોને મળશે. તમારા સિવાય તે બીજા કોઇના પણ અધિકારમાં જઈ શકશે નહિ.

---

## પ્રકરણ ૬ ઠું

### ગિરફતારી પરવાનો

"હૈ કૌન જાને કે કલ કીયા ક્યા ઔર આજ માલિક વોહ ક્યા કરેગા;
કીસે બિગાડે કિસે સંવારે કિસે લુંટાવે કિસે ભરેગા;
કિસીકિ ઘર કૌન હોવે પયદા કિસીકિ ઘર કૌનસા મરેગા;
કિસીકો હરગિઝ ખબર નહીં હય કે ક્યા કીયા હય ઔર ક્યા કરેગા;
પડે ભટકતે હય લાખો દાના કરોડોં પંડિત હજારોં શ્યાને;
જો ખુબ દેખા તો યાર આખિર ખુદાકી બાતેં ખુદાહી જાને.

નઝીર.

મધ્યાન્હનો સખ્ત તાપ પડતો હતો, ઇન્દ્રનાથ પંડિત કામદેવના વિશાળ કાર્યાલયમાં બેસી કામકાજ કરી રહ્યો હતો. અનેક કર્મચારીઓ અહીં તહીં બેસીને પોતપોતાના કામકાજમાં ગુંથાઇ

ગયા હતા. પાસેના એક આસનપર બેસીને પંડિત કામદેવ ગંભીર મુખથી કર્મચારીઓનાં કામો તપાસી રહ્યો હતો.

એ સમયે ચાર સિપાહીઓ સાથે એક દારોગાએ આવીને પૂછ્યું:—" ઇંદ્રનાથ કોનું નામ છે ?"

ઇંદ્રનાથે કહ્યું:—" મારૂં નામ. તમારે મારૂં શું કામ છે ?

દારોગાએ કહ્યું—" તમારા નામપર ગિરફ્તારી પરવાનો છે, હું તમને ગિરફ્તાર કરવા આવ્યો છું. મને તમોને બંધનયુક્ત કરવાની આજ્ઞા મળી છે."

ઇંદ્રનાથે કહ્યું:—" કેમ, મેં શો અપરાધ કર્યો છે ?

દારોગાએ જવાબ આપ્યો:—" અપરાધ જણાવવાનો અધિકાર મને નથી. મને તો કાજીસાહેબ તરફથી પરવાનો મળ્યો છે અને એટલા માટે જ હું તમને ગિરફ્તાર કરવા આવ્યો છું. મારે તમોને કેદ કરીને અહીંથી કાજીસાહેબ પાસે લઈ જવા પડશે."

આ સાંભળીને પંડિત કામદેવ આશ્ચર્યાન્વિત થઇ ગયો. દારોગા તેનો ઓળખીતો હતો. તેથી તેણે દારોગાને ઉદ્દેશીને પૂછ્યું:— "કેમ, દારોગાસાહેબ, ઇંદ્રનાથે શું કર્યું છે, તે તમો જાણતા નથી ? ગમે તે હો, પણ હું આ વાત સાંભળીને ઘણો જ અજાયબ થાઉં છું. ઇંદ્રનાથ અતિ સજ્જન છે. તેના પર શા કારણથી આવો પરવાનો બહાર કાઢવામાં આવ્યો છે, એ વિષયમાં હું કશું પણ સમજી શકતો નથી. કદાચ તમારી ભૂલતો નથી થઇને ?"

પંડિત કામદેવ ભૂષણાનગરીનો એક ધનવાન શેઠ હતો, તેની ઇજ્જત—આબરૂ પણ ઘણી હતી; તેથી કોટવાલે વિનય તથા વિનમ્ર સ્વરથી કહ્યું:—" એમના નામપર ગિરફ્તારી પરવાનો છે અને એથી હું તેમને પકડવા માટે અહીં આવ્યો છું. એ સિવાય હું બીજું

કશું પણ જાણતો નથી તેમ જ મારાથી ભૂલ પણ થઇ નથી. ”

વજ્રનો આઘાત થવાથી વનની વેલીઓ તથા તરૂઓની દશા જેવી વિલક્ષણ થઇ જાય છે, તેવી જ દશા કાર્યાલયના સર્વ કર્મચારીઓની પણ થઇ ગઇ. કામદેવે કહ્યું:—“ મહાશય ! કાલે તેમનાં લગ્ન થવાનાં છે, માટે બે દિવસ સબુર કરો. જ્યારે તેનનાં લગ્ન થઇ જાય, ત્યારે તમો ઘણી જ ખુશીની સાથે તેમને કેદ કરી લઇ જજો. ”

કોટવાલે કહ્યું:—“ એમ થઇ શકતું હશે ખરૂં કે !”

કામદેવે કહ્યું:—“ જો વધુ હરકત ન હોય તો કૃપા કરીને કહો કે, ઇંદ્રનાથનો શો અપરાધ છે ?”

કોટવાલે કહ્યું:—એતો મેં આપને પ્રથમથી જ જણાવી દીધું છે કે. અપરાધના વિષયને હું જાણતો જ નથી. કાજીસાહેબની કચેરીમાં જવાથી આપ એ સંબંધી સર્વ હકીકત જાણી શકશો. ‘મને તો માત્ર એવો જ એક હુકમ મળ્યો છે કે, ઇંદ્રનાથ જ્યારે, જે સ્થિતિમાં જ્યાં આગળ મળે, ત્યારે તે જ સ્થિતિમાં તેને કેદ કરીને અદાલતમાં હાજર કરો. મહાશય ? હું આ હુકમ પ્રમાણે જ ઇંદ્રનાથને પકડવા આવ્યો છું, એ સિવાય બીજી કશી પણ હકીકત મારા જાણવામાં આવી નથી. હવે આપ વિશેષ વિલંબ ન કરતાં સત્વર ઈંદ્રનાથને અમારે સ્વાધીન કરો. ”

કામદેવે કહ્યું:—“ બે દિવસ સબુર કરો. હું તેનો જામીન થાઉં છું. તેનાં લગ્ન પૂરાં થશે કે તરત જ તેને હું તમારે સ્વાધીન કરીશ. બે દિવસની જવાબદારીને હું મારા શિરપર વ્હોરી લઉં છું. મને આશા છે કે, આ બાબતમાં તમે કોઇ પણ પ્રકારનો પ્રત્યવાય નહિ જ કરો. ”

કોટવાલે કહ્યું:—"મારે ઘણા જ દુઃખની સાથે જણાવવું પડે છે કે, આપની આ આજ્ઞાનું પાલન કરવાનો હું સમ્પૂર્ણ રીતે અ-સમર્થ છું. હુકમનામામાં જે પ્રકારનું લખાણ લખવામાં આવ્યું છે, તે પરથી સ્પષ્ટ જણાઇ આવે છે કે, અપરાધીને પકડવામાં એક ક્ષણનો પણ વિલંબ કરવાથી મહાભયંકર સર્વનાશ થઇ શકે તેમ છે અને મને પોતાને પણ અત્યંત હાનિ વેઠવાની સંભાવના રહે છે. પરંતુ આપ મારી સાથે આવો અને ન્યાયાધીશ મહાશયને યોગ્ય પ્રાર્થના કરો. જો તેમને ઉચિત લાગશે તો તેઓ અપરાધીને અવશ્ય બે દિવસને માટે છૂટો કરી શકશે. હાલમાં કાજીસાહેબ દિલ્હી ગયા છે, તેથી તેમના સહકારી હરગોવિંદ શાસ્ત્રી તેમનાં તમામ કામોપર દેખ-રેખ રાખે છે. અપરાધીના ઈન્સાફનું કામ પણ હમણાં તેમના જ હાથમાં છે, મેં સાંભળ્યું છે કે, તેમની સાથે આપનો સારો પરિચય છે, વળી તે ઉપરાંત તેઓ હિન્દુ છે, હિન્દુના લગ્નકાર્યના ગૌરવ તથા મર્યાદાને તેઓ બહુ સારી રીતે જાણે છે. તેમની પાસે યોગ્ય પ્રાર્થના કરી તથા જામીન થઇને આપ સહજમાં જ ઇંદ્રનાથને છોડાવી શકશો."

છેવટે તે ઠરાવ જ મંજૂર થયો. કોટવાલ ઇંદ્રનાથને સાથે લઇને પંડિત કામદેવના કાર્યાલયમાંથી ચાલ્યો ગયો. ઇંદ્રનાથનો વૃદ્ધ પિતા આ સાંભળીને હાહાકાર કરી રડવા લાગ્યો. કામદેવ ઇંદ્રનાથના વૃદ્ધ પિતાને સમજાવીને કહેવા લાગ્યો:—"આપ ચિંતા કરશો નહિ. હું હમણાં જ ઇંદ્રિનાથને છોડાવી લઇ આવીશ."

થોડા સમયમાં જ અંબાલિકાની પાસે આ દુઃસંવાદ મોકલ-વામાં આવ્યા. એ સાંભળીને અંબાલિકા એકદમ નિરાશ થઈ ગઇ. હાય! તેના સુખની આશા અચાનક કયા કર્મના યોગે આવી રીતે

નિરાશાના રૂપમાં બદલાઇ ગઇ. તે શી આશા કરતી હતી અને કાર્યમાં કેવું વિપરીત પરિણામ આવી ઉભું રહ્યું ! આજનો દિવસ વીતતાં જ તે તેના વાંચ્છિતને મેળવી શકત, જેને જોઇને તે પોતાના સ્વરૂપ ને વિસરી જતી હતી, તેના તે પ્રાણાધિકને કાજીસાહેબની આજ્ઞાથી પકડીને લઇ જવામાં આવ્યો. જેના મુખનાં દર્શન થતાં તે સમસ્ત વિશ્વસંસારને વિસરી જતી, તે હૃદયવલ્લભને કાળના દૂતરૂપ કોટવાળ પકડી ગયો. કાજીના, ઈન્સાફથી સર્વનાં હૃદય કમ્પી ઉઠતાં હતાં, કારણ કે, તેના તરફથી સન્યાય મળે તેવી કશી પણ આશા જ રાખી શકાતી નહોતી. અંબાલિકા અનેક ચિંતાઓ કર્યા પછી બૂમ પાડી તે બોલી ઉઠીઃ—"આજે મારા ભાગ્યમાં આવું ભયંકર દુઃખ ક્યાંથી આવી પડ્યું ? મારા મનોમંદિરનો તેજસ્વી ભાનુ આમ એકાએક અંધકારના આવરણથી કેમ ઢંકાઈ ગયો ? હાય ! મારા હૃદયનો હાર આજે કેમ લુંટાઇ ગયો ?"

તેની આંખોમાંથી પ્રબળવેગે જળધારા નીકળવા લાગી.

સર્વે તેને સમજાવવા માંડયાં; "તને કશો પણ ભય નથી, પંડિત કામદેવ તારા પતિને સત્વર છોડાવી લાવશે, તેઓ કચેરીમાં ગયા છે એટલે હવે ઇંદ્રનાથના છૂટા થવામાં કશી પણ શંકા જ નથી. ધનવાન કામદેવની જામીનગીરીથી અદાલત તેને અવશ્ય મુક્ત કરશે, હવે એ વિષયમાં ચિંતા અથવા શોક કરવાનું કશું પણ કારણ નથી"

ઘણીવાર સુધી સમજાવ્યા છતાં પણ અંબાલિકાનું મન સમજી શક્યું નહિ. તેના પ્રાણાધારની સાથે હવે નિર્વિઘ્ને અને નિરાપદે લગ્નનું કાર્ય સંપન્ન થશે કે નહિ તેને માટે તેના મનમાં શંકા થવા લાગી. પ્રિયકરના શુભમિલનના સંબંધમાં તેનું મન ઉદ્વિગ્ન બની ગયું.

સાંજે પંડિત કામદેવ પાછો આવી પહોંચ્યો. તેનું મ્લાન મુખ જોઇને સઘળાં સમજી ગયાં કે, તે ઇંદ્રનાથને છોડાવવાનો કશો સુઅવસર જ મેળવી શકયો નથી.

પંડિત કામદેવના આવ્યા પછી, ઇંદ્રનાથના વૃદ્ધ પિતાએ રડતાં રડતાં પૂછ્યું—"મહાશય, મારો ઇંદ્રિનાથ કયાં છે? એને શું આપ લાવી શકયા નથી?

હથેળીથી આંસુ લુછતાં લૂછતાં પંડિત કામદેવે કહ્યું:—"હરગોવિંદ શાસ્ત્રીએ કહ્યું છે કે, ઇંદ્રનાથપર જે ભયંકર આરોપ મૂકવામાં આવ્યો છે, તે આરોપની ભયંકરતા જેતાં હુ આજે તેને છોડી શકું તેમ નથી, આપ જ્યારે કહો છો કે, સાત આઠ વરસ સુધી ઇંદ્રનાથ આપના હાથ તળે રહ્યા છે તથા તેણે ઘણી જ પ્રમાણિકતાથી આપની પેઢીનું કામકાજ કર્યું છે, તેના સ્વભાવમાં કોઈ પણ પ્રકારની વિચિત્રતા જેઇ નથી, તેમ જ તે એક વિશ્વાસુ સદાચારી અને શાન્ત સ્વભાવનો પુરુષ છે, એવી આપ મને ખાત્રી આપો છો, એ સર્વ વાર્ત્તાઓપરથી તો અપરાધી ઇન્દ્રનાથપર જે આરોપ મૂકવામાં આવ્યો છે, તે કેવળ બનાવટી જ છે, એવું મને સ્પષ્ટ જણાઇ આવે છે. ગમે તે હો, પણ આવતી કાલે હું ખુલ્લી અદાલતમાં એનો ઇન્સાફ કરીને છોડી મૂકીશ. ઇંદ્રનાથના સંબંધમાં આપને કોઇ પણ પ્રકારનો ભય રાખવાનું કશું કારણ નથી. આપના જેવા પ્રખ્યાત માણસ જ્યારે મને આરોપીને માટે આટલી બધી સિફારસ કરે છે, ત્યારે મારે પણ આરોપીના અપરાધનો યોગ્ય વિચાર કરીને તેને અવશ્ય મુક્તિ અપાવવી જ જેઇએ. આપ એ વિષયમાં નિશ્ચિંત રહો. હું મારાથી બનતા પ્રયત્ને આ ભલા અને

ભોળા ઇંદ્રિનાથને અદાલતમાં નિર્દોષ ઠરાવીને આવતી કાલે છોડી મૂકીશ. ”

ઇન્દ્રનાથના પિતાએ ફરીવાર રડતાં રડતાં જ પૂછ્યું:—“ ઈંદ્રનાથ પર શો આરોપ મૂકવામાં આવ્યો છે ? એ વિષયમાં તમે કાંઇ પણ જાણી શકયા છો ખરા કે ? મને તો લાગે છે કે, ઇંદ્રનાથના કોઇ દુશ્મને જ આ કારસ્થાન રચેલું છે. પરંતુ ઇંદ્રનાથનો દુશ્મન કોણ હશે ? ઇન્દ્રનાથ પર તેણે આવો ભયંકર આરોપ શા માટે મૂકાવ્યો હશે ! મારાથી તો આ બાબતમાં કશી કલ્પના પણ કરી શકાતી નથી. ”

કામદેવે જવાબ આપ્યો:—“ આરોપ તો અતિ ભયંકર છે. પરંતુ તે જૂઠો આરોપ છે, સંપૂર્ણ રીતે જૂઠો અને બનાવટી આરોપ મૂકીને નિર્દોષ ઇંદ્રનાથને અપરાધી ઠરાવવાનો પ્રયત્ન કરવામાં આવ્યો છે. તેના પર રાજદ્રોહનો આરોપ મૂકવામાં આવ્યો છે. મરાઠાઓની સાથે મળીને તેણે રાજદ્રોહ કર્યો છે, એવો ભયંકર આરોપ મૂકી તેને કેદ કરવામાં આવ્યો છે. ”

વૃદ્ધ માથું કૂટતો મોટે સાદે એકદમ રડવા લાગ્યો.

# પ્રકરણ ૭ મું



## નિશાભ્રમણ



મન મરકટકે પગ ચુભ્યોં જદપિ અનાદર ચોભ;
તદપિ નચાવત શઠ હડી નિપટ કલંદર લોભ;
જ્યહાં બિશ્વાસ હરિ વહાં, જ્યહાં લોભ વ્હાં પાપ;
જ્યહાં સંતોષ વંહાહિ સુખ, જયંહા તૃષ્ણા ત્હાં તાપ;
ચિંતા કાહુ બાતકી મહાપ્રભુ કહિ મત રાખિ;
પ્રભુ સંબંધ ચિંતામનિ તુવ હિય દિન જિન ભાખિ.

**કવિ દયારામકૃત કાવ્યમાળા.**



ચંદ્રનાથ અને સુંદરીમોહન ઘરમાંથી બહાર નીકળી ઘણા જ દૂર ચાલ્યા ગયા અને ત્યારપછી જ્યારે તેમના જોવામાં એક ખાલી ઘર આવ્યું ત્યારે તેઓ તે ઘર પાસે ઉભા રહ્યા. થોડીકવાર સુધી કાંઇક વિચાર કર્યા પછી તેમણે તે અંધકારમય ગૃહમાં પ્રવેશ કરી ઘણાજ આનંદની સાથે તે ગૃહમાં દીવો સળગાવ્યો. ઘણે ભાગે તે ઘર તેમનું જાણીતું જ હતું. તેમણે તે ઘરના એક ખૂણામાં પડેલી એક પેટીમાંથી મદિરાનું એક પાત્ર બહાર કાઢયું અને ત્યારપછી તેઓ બન્ને તેમાંથી થોડીક મદિરા લઇને પીવા માંડયાં. મદિરાના પાનમાં તન્મય બનીને ચંદ્રનાથે પોતાના પરમ મિત્ર સુંદરીમોહનને ઉદ્દેશીને કહ્યું:—"કેમ દોસ્ત, મારી ચાલાકીની અસર કેવી અદ્‌ભુત થઈ? હું જે કામ કરૂં છું, તેમાં કદાપિ નિષ્ફળ નિવડતો જ નથી.

દગાબાજી ચલાવવામાં હું એક્કો છું. મારા હાથમાં આવેલો શિકાર કદી પણ છટકી શકતો નથી,

"પ્રપંચી જાળ બિછાવીને સદા શિકાર સાધું છું;
દગાબાજી રચી રૂડી જનો ભોળાં ફસાવું છું;
સિતમનો હું બની સાગર કદી ક્રૂરતા બતાવું છું;
અજબ જાદૂ બતાવીને ખલકમાં ખેલ ખેલું છું;
કદી પરવા નથી કરતો નીતિ કે ન્યાય ન્યારાની;
સદાયે આશ ધારૂં છું હૃદયમાં સ્વાર્થ મારાની."

સુંદરીમોહન એક પ્રકારનું મૃદુહાસ્ય કરીને બોલ્યો:—"આફરીન! આફરીન! આજે તો તમે કમાલ કરી બતાવી છે. શાબાશ! મારા વહાલા સોબતી શાબાશ! તમને જેટલી શાબાશી આપું તેટલી ઓછી જ છે. મને સ્વપ્નામાં પણ આશા નહોતી કે, તમને સોંપેલા કાર્યમાં તમે આવી અદ્‌ભુત ફત્તેહ મેળવી શકશો. ખરેખર સંસારમાં પ્રપંચ જ એક એવું અલૌકિક શાસ્ત્ર છે કે જેના યોગે મનુષ્ય ધારેલું કાર્ય સત્વર સફળ કરી શકે છે, પ્રપંચનો પ્રભાવ અલૌકિક જ છે.

"સત્તા અને સંપત્ત તણું સાધન સદા પ્રાપંચ છે;
શત્રુ તણાં શિરો હણે હથિયાર એ પ્રાપંચ છો
શૂરવીર ને વળી ધીર પણ પ્રાપંચથી લાચાર છે;
પાસા પ્રપંચી, વિશ્વમાં થાતા સદા પોબાર છે;
નર જે જતો શરણે અરે એ દેવ પ્રપંચને;
સંસારમાં શક્તિ અને સમતાતણો સ્વામી બને."

"વાઘ જાળમાં ફસાયો છે ખરો, પરંતુ હવે તેને પાંજરામાં પૂરવો જોઇએ."

ચંદ્રનાથે કહ્યું:—"મેં જે બે પત્રો દાખલ કર્યા છે, તેની સહાયતાથી શિકારને પાંજરામાં પૂરવામાં કશી પણ અડચણ આવશે નહિ. સુંદરીમોહન! વિશેષ શું કહું, તે પત્રોમાં જાદૂની અસર સમાયલી છે."

સુંદરીમોહને કહ્યું:—"કદાચ તેમ થઇ શકશે, પરંતુ તેમ છતાં પણ ન્યાયાધીશ હરગોવિંદ તથા પંડિત કામદેવ ઇંદ્રનાથને છોડાવવામાં કશી કચાશ રાખશે નહિ. કામદેવ પંડિત ઇંદ્રનાથના બચાવ માટે પૂરતા પ્રયત્નો કરી રહ્યા છે. વળી હરગોવિંદ ન્યાયાધીશ તથા પંડિત કામદેવ ઉભય પરમ મિત્રો છે અને તેઓ બન્ને એક બીજાનાં વચનને ઉથલાવી શકે તેમ નથી. આ બધી બાબતોનો વિચાર કરતાં ઇંદ્રનાથના અપરાધનું પરિણામ કેવું આવશે એ વિષયમાં કાંઇ પણ કહી શકાતું નથી.

ચંદ્રનાથે કહ્યું:—"લાવો, લાવો જરા મદિરા લાવો. મદિરા વિના બુદ્ધિ ઉત્તેજિત થઇ શકતી નથી. મોહમયી મદિરાના પાનથી મનુષ્યના મસ્તિકમાં નવીન નવીન કલ્પનાઓનો આવિર્ભાવ થાય છે. હૃદયમાં અપૂર્વ પ્રકારનું તેજ આવે છે, તમે જે વાર્ત્તા કહી તે કાંઇક અંશે સત્ય છે, પરંતુ તે સત્ય અતિ કઠોર છે. ગમે તેમ હો, પણ હવે તે બચ્ચાને ધરાના ધામપરથી નષ્ટ કરવો જોઇએ. જ્યાં સુધી તે શયતાનનું નિકંદન કાઢવામાં નહિ આવે, ત્યાં સુધી આપણને જંપીને બેસવાનો પ્રસંગ મળશે નહિ."

સુંદરીમોહને મદિરા રેડીને પોતાનું તથા ચંદ્રનાથનું પાત્ર ભરી દીધું અને ત્યાર પછી તેમણે બન્નેએ આનંદની સાથે તે મધુર મદિરાનું પાન કરવા માંડયું. થોડોકવાર સુધી ચિંતા કર્યા પછી ચંદ્રનાથ બોલ્યો:—"હે ભાઈ! આખા પાત્રને રેડી દે. મદિરાનો વ્યય

કરવામાં સંકુચિત નથા. પાત્રમાં જેટલી મદિરા હોય તે બધી રેડી દે. આજે રાત્રે આપણે ઘણાં કામો કરવાં પડશે. જો આ મૃદુતામયી વસ્તુ દૃષ્ટિ સન્મુખ પડી હશે, તો પછી એનું પાન કરવાનો લોભ આપણાથી અટકાવી શકાશે નહિ. વળી જો એ સમયે વધારે નશો થઇ જશે તો પછી આપણાથી આપણું ધારેલું કામ પણ પૂરૂં કરી શકાશે નહિ. માટે હમણાં જ સઘળી મદિરાને ખલાસ કરી નાંખ."

સુંદરીમોહને સઘળી મદિરા ઢાલવી દીધી અને તેનું પાન કર્યા પછી તેણે કહ્યું:—"હા, મેં એક એવી યુક્તિ શોધી કાઢી કે જેથી એ આફતને થોડાક દિવસને માટે કારાગૃહમાં મોકલી શકાય. જો તે એક વરસ જ જેલમાં રહેશે, તો પછી અંબાલિકાની સાથે લગ્ન કરવામાં મને કશી પણ ઇજા આવશે નહિ. એ એક વરસ દરમ્યાન હું ગમે તે રીતે અંબાલિકાને મારી પ્રાણેશ્વરી બનાવી લઇશ. જો અંબાલિકા મારા અધિકારમાં આવશે, તો તેની સઘળી મિલ્કતનો માલિક પણ હું જ થઇશ. મારા હાથમાં જ્યારે એ અતુલ સંપત્તિ આવશે, ત્યારે હું મારી ઇચ્છાનુસાર મોજમજા ભોગવી શકીશ. ચંદ્રનાથ ! એ સમયે હું તમારી મહેનતનો બદલો વાળી આપવામાં લેશ માત્ર પણ કૃપણતા દર્શાવીશ નહિ. તમને મારા મુખ્ય મુનીમ બનાવીશ અને સર્વ વ્યવહાર તમને જ સોંપીશ."

ચંદ્રનાથે કહ્યું:—"ભાઇ, હવે એ વિષયમાં વિનાકારણ ચિંતા શામાટે કરો છો ? આપણને એક સરળ રસ્તો મળી ગયો છે. મેં જે બે પત્રો રજૂ કર્યા છે, તે પરથી જ સાબીત થઈ જશે કે, ઇંદ્રનાથ રાજદ્રોહી છે અને રાજદ્રોહીનાં કારસ્થાનોમાં તેણે પૂરતો લાભ લીધો છે, તે ઉપરાંત તમે હમણાં જે એક શંકા રજુ કરી છે, તેનો પણ મેં યોગ્ય ઇલાજ શોધી કાઢયો છે. પરંતુ મારે આજે ને આજે

એ કાર્યમાં હસ્તાક્ષેપ કરવો પડશે. ઇન્દ્રનાથનો ઈન્સાફ થતાં પહેલાં જ મારે એ કાર્ય પૂરૂં કરવું પડશે. મારે મારી બુદ્ધિ અને પરિશ્રમનો વ્યય કરવો પડશે તથા તમારે દ્રવ્યની સહાયતા આપવી પડશે. દ્રવ્ય વિના બિલકુલ ચાલી શકશે નહિ. કારણ કે, હરગોવિંદશાસ્ત્રી ઘણોજ લાલચુ અને લાંચીઓ છે, સાધારણ લાંચ આપવાથી તે સંતુષ્ટ થાય તેમ નથી. મને તેણે ચાર હજાર રૂપિયા લઇને ઇંદ્રનાથને કેદ કરવાનું વચન આપ્યું છે. જ્યાં સુધી એ રૂપિયા તેને આપવામાં આવશે નહિ, ત્યાં સુધી તે આપણને જરા પણ મદદ કરી શકશે નહિ. માટે હમણાંને હમણાં જ એ રૂપિયાનો બંદોબસ્ત થવો જોઇએ. જો એ ચાર હજાર રૂપિયા મારા હાથમાં આવશે તો હું હરગોવિંદ શાસ્ત્રીને મારી મરજી મુજબ નચાવીને તમારૂં કામ સત્વર પૂર્ણ કરાવી આપીશ."

સુંદરીમોહને આતુરતાથી પૂછ્યું:—"ત્યારે શું ન્યાયાધીશ મહાશય લાંચ પણ લે છે?"

ચંદ્રનાથે ઉત્તર આપ્યો:—"હા, તેઓ ખૂબ લાંચ લે છે. થોડી ઘણી લાંચથી તેમનું ઉદર ભરાય તેમ નથી. ચાર હજાર રૂપિયાથી જ તેઓ કાંઇ પંડિત કામદેવ જેવા તેમના પરમ મિત્ર અને સમર્થ પુરુષના એક પ્રિયપુત્ર તુલ્ય ઇંદ્રનાથને કેદ કરવાનો પરવાનો કાઢે તેવા નથી. પણ એ સર્વ મારી મહોબ્બતને લીધે જ થયું છે. મારે અને તેમને ખૂબ દોસ્તી છે અને એ દોસ્તીથી જ તેમણે ઇંદ્રનાથને પકડવાનો પરવાનો બહાર પાડયો છે. નહિ તો સાધારણ લાંચથી, અને હજારો રૂપિયાની લાલચથી પણ તેઓ આવા કામમાં હાથ નાખે તેમ નથી. પંડિત કામદેવ તરફથી તેમને અત્યાર સુધીમાં હજારો રૂપિયા પ્રાપ્ત કર્યા છે અને ભવિષ્યમાં પણ પ્રાપ્ત

કરી શકે તેમ છે.”

સુંદરીમોહને ઉત્સુકતાથી પૂછ્યું:—“ત્યારે હવે શો ઉપાય છે વારૂ ?”

ચંદ્રનાથે સુંદરીમોહનના કાન પાસે મ્હોં લઇ જઈ બહુ જ ધીમે ધીમે કાંઇક વાતચીત કરી. તે વાત સાંભળીને સુંદરીમોહન ચમકી ઉઠ્યો. તેણે કહ્યું:—“શાબાશ, શાબાશ, તમારી બુદ્ધિને શાબાશ છે. પરંતુ તેમ થઇ શકશે ખરૂં કે ?”

“હા—ઘની જ ખુશીની સાથે થઇ શકશે. પણ એ પહેલાં તમે પૈસા લઈ આવો. પૈસા વિના એક ક્ષણ પણ ચાલી શકશે નહિ. જૂઓ, હું તો ઇંદ્રનાથનું અનિષ્ટ કરવા માટે મારા શરીરનું બલિદાન આપવાને પણ તૈયાર થયો છું; પરંતુ રૂપિયાના અભાવેજ અટકી પડયો છું. ગમે તેમ કરીને તમે ચાર હજાર રૂપિયા લઈ આવો. રૂપિયા આવશે કે તરતજ તમારૂં કામ ફતેહ થઈ જશે.”

સુંદરીમોહને કહ્યું:—“વારૂ, હું તો એ બાલિકાને મેળવવાની આશાથી ઇંદ્રનાથનું અનિષ્ટ કરવા તૈયાર થયો છું, પરંતુ તમે ઈંદ્રનાથપર આટલા બધા કોપિત શાથી થયા છો વારૂ ?”

ચંદ્રનાથે જવાબ આપ્યો:—“હું ? હું મારા વૈરનો બદલો લેવા માટે તૈયાર થયો છું. એ હતભાગીએ મારાપર અનેક આઘાતો કર્યા છે. હું પંડિત કામદેવના કાર્યાલયમાં ઇંદ્રનાથના હાથ નીચે કામ કરૂં છું, એથી એ દુષ્ટ વારંવાર મને સતાવ્યા કરે છે. આજે મને એની પાસેથી વૈરની વસુલાત કરવાની જે ઉમદા તક મળી છે; એ તકને ગુમાવવાની મારી ઇચ્છા નથી.”

સુંદરીમોહને કહ્યું:—“હવે હું તમારા મનોભાવને સારી રીતે જાણી શકયો છું.”

ચંદ્રનાથ પોતાની હકીકતને લંબાવીને કહેવા લાગ્યો:—"પંડિત કામદેવની પેઢીના મુખ્ય મુનીમ તરીકે મારી જ નિમણુક થવાની હતી. પરંતુ એ અરસામાં હતભાગી ઇંદ્રનાથ આવી લાગ્યો અને મારી મુનીમ તરીકેની જગાપર ગોઠવાઇ ગયો. હું ઘણો જ જૂનો નોકર હોવા છતાં ફક્ત ચાળીસ રૂપિયાના માસિક પગારમાં જ રહી ગયો છું અને તે તદ્દન નવીન હોવા છતાં મહિને સવાસો રૂપિયા મેળવવા લાગ્યો છે. વળી જ્યારથી એ દુષ્ટ ઇંદ્રનાથ પંડિતની પેઢીમાં દાખલ થયો છે, ત્યારથી મને નીચે ઉતારવાની જ કોશિશ કરી રહ્યો છે. હજી હમણાં જ તેણે પીસ્તાળીસ રૂપિયાના એક માસિક પગારદારને અમારી પેઢીમાં દાખલ કર્યો છે. ઇંદ્રનાથ મારી ઉન્નતિના માર્ગમાં વારંવાર આડો આવ્યા કરે છે. જ્યારથી તેણે પીસ્તાળીસ રૂપિયાના નવા માણસને પેઢીમાં દાખલ કર્યો છે, ત્યારથી મેં ભયંકર પ્રતિજ્ઞા લીધી છે કે, ગમે તે ઉપાયે હું એ દુષ્ટ ઇંદ્રનાથનો સર્વનાશ કરીશ અને એક દિવસ તેને રસ્તાનો રખડતો ભીખારી પણ બનાવીશ. જ્યાં સુધી મારી એ પ્રતિજ્ઞા પૂર્ણ થશે નહિ, ત્યાં સુધી હું કદાપિ જંપીને બેસીશ નહિ. તેનો સર્વ નાશ કરવો એજ મારા જીવનનું મુખ્ય સૂત્ર છે. એ સૂત્રને હું અવસ્ય પૂર્ણ કરીશ."

ત્યારપછી કાંઇ પણ વાતચીત થઇ નહિ. બન્ને જણા તે ઘરમાંથી બહાર નીકળી સાંકળ વાસીને ચાલ્યા ગયા, ઘણે દૂર ગયા પછી સુંદરીમોહને બીજા એક ઘરમાં પ્રવેશ કર્યો.

ચંદ્રનાથ તે ઘરના દ્વાર પાસે ઉભો રહ્યો. થોડીવાર પછી સુંદરીમોહને એક થેલી લાવીને ચંદ્રનાથના હાથમાં આપી અને ત્યારપછી તેણે ઘણા જ ધીમા અવાજથી કહ્યું:—"તમારા કહેવા પ્રમાણે ચાર હજાર રૂપિયાની સોના મોહોરા આ થેલીમાં લાવ્યો છું

મને આશા છે કે હવે આ દ્રવ્યની સહાયતાથી તમોને સોંપેલું કાર્ય સફળ કરીને તમો સત્વર પાછા આવી પહોંચશો."

સોનામોહોરોની કોથળી મળ્યા પછી, ચંદનાથે એક ગાડી ભાડે કરી તેમાં તે થેલી મૂકી દીધી અને ત્યાર પછી તે પોતે પણ તે ગાડીમાં બેસીને ત્યાંથી સહજ દૂર આવેલા એક ફકીરના ધર્મ નિકેતનમાં ગાડી લઇ જવાની તેણે ગાડાવાળાને આજ્ઞા આપી.

શાહ સમશીરખાંના ધર્મનિકેતમાં સાર્વભૌમિક ધર્મોનું શિક્ષણ આપવામાં આવતું હતું. તથા તે સર્વધર્મોની સાથે પવિત્ર ઇસ્લામ ધર્મનો પ્રચાર પણ પ્રચુર પ્રમાણમાં કરવામાં આવતો હતો. એ ધર્મનિકેતની પાસે એક વિદ્યાલય તથા એક ઔષધાલય પણ હતું. ધર્મનિકેતનમાં લગભગ દસબાર કુમારી કન્યાઓ રહેતી હતી અને તેઓ સર્વ ગૃહસ્થોના ઘેર ઘેર જઇને તેમની લકુલલનાઓને નીતિ, ધર્મ, ગાયન-વાદન તથા શિલ્પાદિ કાર્યોનું શિક્ષણ આપતી હતી. કોઈ કોઇ વેળાયે એ સર્વ કુમારીઓ દ્વારા કોઇપણ પ્રકારનું અનિષ્ટ પરિણામતો નહિ આવે, એ વિષયમાં જનસમાજમાં ઘણી ઘણી ચર્ચાઓ પણ થતી હતી અને તે સાથે પ્રતિજ્ઞા પૂર્વક એમ કોઇનાથી પણ કહી શકાતું નહોતું કે, તે સર્વ કુમારીકાઓનું ચારિત્ર્ય સર્વથા નિર્મળ અને આદર્શ છે. આવી વસ્તુસ્થિતિ હોવા છતાં પણ કોઇ પણ વ્યક્તિથી તે કુમારીકાઓને પોતાને ઘેર આવતી અટકાવવાનું સાહસ થઇ શકતું નહોતું. કોઈ પણ ગૃહસ્થ તેમના પ્રતિ નાખુશી દેખાડી શકતો નહોતો. કારણ કે, સમશીરખાંની સત્તા સર્વત્ર એક સરખી છવાઈ ગઇ હતી અને તેના ભયથી શહેરના સર્વ લોકો થરથર કંપતા હતા. સમશીરખાંના હોમાનલમાં પડનાર કોઈપણ વ્યક્તિ ભાગ્યે જ પોતાના પ્રાણ બચાવી શકતી

હતી. સમશીરખાંપર ફરિયાદ કરનાર વ્યક્તિ પણ પોતાના કાર્યમાં કદાપિ સફળ થઈ શકતી નહોતી. કારણકે, શહેરનો કાજીસાહેબ પણ મુસલમાન હતો અને તે પવિત્ર ઇસ્લામ ધર્મનો પ્રચાર કરવામાં કોઈ પણ પ્રકારની બાધા નાખી જહન્નમને આધીન થઈ શકે તેમ નહોતો. કાજીસાહેબ ફકીર સમશીરખાંને અત્યંત ચહાતો હતો અને તેના પ્રતિ નિરંતર પૂજ્યભાવ પણ દર્શાવતો હતો.

લગભગ બે એક કલાક પછી ચંદ્રનાથનું ગાડું ધર્મનિકેતન પાસે આવી પહોંચ્યું. ચંદ્રનાથ ગાડામાંથી ઉતરી નીચે દરવાનની મારફત શાહસાહેબની મુલાકાત લેવાનું કહેવડાવી તેની વાટ જોતો ઉભો રહ્યો. થોડીવાર પછી શાહસાહેબનો બીજો એક અનુચર આવીને ચંદ્રનાથને શાહસાહેબ પાસે લઈ ગયો.



# પ્રકરણ ૯ મું

## દાસી કે દેવી ?

છોડી દે, છોડી દે જિગરથી કહું છું છોડી દે;
હાય પરતંત્ર હું છું, આશા મારી છોડી દે;

ભરી મિજલસ દિવાનાની ! કહો ત્યાં દાનિયત કયાંથી ?
ખુદા કિસ્મત ફિરાવે ત્યાં ખડી શયતાનિયત કયાંથી ?
દિલે ફૂલે કટારી તે, રહે કાં બેરહમ રાખી ?
ગુલે અંગારમાં જળતાં ફુદાપર કાં રહમ રાખી ?

હવે આપણે ઘણા સમય થયાં વિખૂટી થયેલી મનોહરાની દાસી સુભદ્રાની સંભાળ લઇશું, તો તે અસ્થાને તો નહિ જ ગણાય. જ્યારે હરગોવિંદ શાસ્ત્રી તેને પોતાનાં માણસો દ્વારા પોતાને ત્યાં ઉપાડી ગયો, ત્યારે તે બિચારી ઘણા જ ગભરાટમાં પડી ગઇ. તેના મનમાં પોતાની સ્વામિની મનોહરાના સંબંધમાં તરહતરેહવારની ચિંતાઓ થવા લાગી, હરગોવિંદ શાસ્ત્રીએ તેને પોતાના મહાલયના એક એકાંતવાળા ઓરડામાં પૂરી દીધી. આથી તેની બિચારીની ચિંતાનો અવધિ જ ન રહ્યો. જે સમયે તેને તે ઓરડામાં પૂરવામાં આવી, તે સમયે રાત્રિના લગભગ નવેક વાગ્યાનો શુમાર થવા આવ્યો હતો. હરગોવિંદ શાસ્ત્રી તેને ઓરડામાં બંધ કરી, ભોજનાદિ

ક્રિયામાંથી નિવૃત્ત થઇને મનોહરાનું હરણ કરવાના વિચારમાં ગુંથાઈ ગયો. વિચારમાં ને વિચારમાં રાત્રિના અગિયાર વાગી ગયા. ત્યાર પછી તે મનોહરાને ઉપાડી લાવવાના દઢ નિશ્ચયપર આવીને પ્રથમ જણાવેલા ડંડાવાળાઓના અડ્ડાપર જઇ પહોંચ્યો અને તેમની સાથે કેટલીકવાર સૂધી સલાહ કરી તેમને ઇનામની લાલચ આપી તેણે મનોહરાનું હરણ કરી લાવવાની સૂચના આપી દીધી. આ સર્વ વ્યવસ્થા કરવામાં તેને લગભગ રાત્રિના દોઢ વાગ્યા સૂધી ડંડાવાળાઓના અડ્ડાપર જ રહેવું પડયું.

એ દરમ્યાન એના ઘરમાં એક અદ્ભુત બનાવ બન્યો. હરગોવિંદ શાસ્ત્રીની પત્ની એક આદર્શ અબળા હતી. રાત્રિદિવસ તે ધર્મમાં જ પ્રવૃત્ત રહેતી. ઇશ્વરભક્તિ તથા પરકલ્યાણ એ તેના જીવનનું ધ્યેય થઈ પડયું હતું. બીજાનું દુઃખ દેખી તેની આંખમાંથી આંસૂની ધારા વહેવા માંડતી હતી તથા તે દુઃખને દૂર કરવા માટે તે નિરંતર બનતા પ્રયત્નો પણ કરતી હતી. સ્વામીને પાપના માર્ગમાં પ્રવેશેલો જોઇને તે ઘણી જ દુઃખી થતી હતી અને તેને ધર્મનો આશ્રય ગ્રહણ કરવાની વારંવાર સૂચના આપ્યા કરતી હતી. સ્વામી દુરાચારી, વ્યભિચારી અને અનેક કુવ્યસનોને આધીન થયેલો હોવા છતાં, તે તેના પ્રતિ લેશ માત્ર પણ ધિક્કાર દર્શાવતી નહોતી. પરંતુ તેને સન્માર્ગપર લાવવાના પ્રયત્નો કર્યા કરતી હતી. અદ્યાપિ એ કુલલક્ષ્મીએ પરપુરુષપ્રતિ કુદૃષ્ટિ પણ કરી નહોતી. એ લક્ષ્મીતુલ્ય લલનાનું નામ ચંપા હતું. ચંપા રાત્રિદિવસ સારા સારા ગ્રંથોના વાંચનમાં જ પ્રવૃત્ત રહેતી હતી. વિનાકારણ વાતોના ગપાટા મારી કોઇની ખોદણી કરવાનું તે પસંદ કરતી નહિ, આજે સ્વામીને બહાર ગયેલો જોઈ તે પોતાના શયનગૃહમાં બેસી મધુર કંઠથી એક અતિ

મનોહર ગાયન ગાઇ રહી હતી. એ સમયે રાત્રિના બાર વાગવાનો શુમાર થવા આવ્યો હતો. તે જે ગાયન જેવું મધુર હતું, તેવું જ સદાશય પૂર્ણ અને સન્નીતિમય હતું. ગાયનની પ્રત્યેક પંક્તિ મધુરતા અને અનુપમ બોધથી ભરેલી હતી. તે ગાતી હતી કેઃ—

" અમે પરદેશિ પંખીડાં, ઉડી જાવું અહિંયાંથી;
નથી વેળા નિમેલી તો, કહો મેળાપ તે કયાંથી ?
તરૂવરની ઉંચી ટોચે, મનોહર બાંધતા માળા;
મનોહર મેલી એ માળા, ઉડી જાવું અહિંયાંથી;
ગમતમાં ગીતડાં ગાતાં, હૈયામાં ખુબ હરખાતાં;
હૃદયમાં એક દિન રોતાં, ઉડી જાવું અહિંયાંથી;
સુગંધી વાય વા શાળો, દિપે તરૂની ઉંચી ડાળો;
ખુશીથી હીંચકા ખાતાં, ઉડી જાવું અહિંયાંથી;
મીઠા રસદાર ફળ મેવા, જતનથી રાત–દિન જમતાં;
પદારથ મેલી એ પડતા, ઉડી જાવું અહિંયાંથી,
મધુર રવમાં અમે માતા, રહિયે રાતદિન રાજી;
મનોહર મુકીને માળા, ઉડી જાવું અહિંયાંથી;
ઝુક્યાં છે મ્હોરથી ઝાડો, વહે છે પાણીના વહેળા;
તજીને સુખ એ તરૂનું, ઉડી જાવું અહિંયાંથી;
અમે અજ્ઞાનમાં અંધા, અધીર થઈ ઝાડપર બેઠાં;
તકે કીધી ન તૈયારી, ઉડી જાવું અહિંયાંથી;
નથી ઘડી એક નવરાઇ, નથી પરલોકને નાતો;
પછી પસ્તાઇને પળમાં, ઉડી જાવું અહિંયાંથી;
અમે જીંદગાનીમાં આખી, રહ્યા અજ્ઞાનમાં રાજી;
મણી મુડી ગુમાવીને, ઉડી જાવું અહિંયાંથી;

ગમે નહિ જ્ઞાનની ગોળી, મઝાના સ્વાદપર મોહ્યા;
બગાડી જ્ઞાનની બાજી, ઉડી જાવું અહિંયાંથી;
અમે અજ્ઞાની અંજાયાં, ચતુર થઇને નહિ ચેત્યાં;
ઉલીનો અર્ક આથમતાં, ઉડી જાવું અહિંયાંથી;
નટોની પેર બહુ નાચ્યાં, ચતુર થઇને નહિ ચેત્યાં,
ઘડી પળ માંહિ પગ ઘસતાં, ઉડી જાવું અહિંયાંથી;
ખુમારીમાં બધું ખોયું, અરે આંખોને ઉઘાડી;
વખતના વાગતાં વાજાં, ઉડી જાવું અહિંયાંથી;
પણે છે પારધી પાપી, ફસે છે નાખીને ફાંસો;
ફફડતા મોત ફિકરમાં ઉડી જાવું અહિંયાંથી;
મુસાફર આ મુસાફરીમાં ઉડી જાવું અચાનક છે;
મુકીને પંખીનો મેળો, ઉડી જાવું અહિંયાંથી;
ભમે છે મોત લઇ ભાલો, બચાવે કોણ બાજેથી;
ઉઠાવી અંતની આશા, ઉડી જાવું અહિંયાંથી;
ગતિ થાશે ન મન ગમતી, મતિ રહેશે મુંઝાઇને;
જતી વેળા સહુ ઝાંખી, ઉડી જાવું અહિયાંથી."

જે સમયે ચંપા પોતાના પહાડી અવાજથી આ પ્રમાણે ગાઇ રહી, હતી તે સમયે તેના ઓરડાથી સહજ દૂર આવેલા એક અંધકારમય ઓરડામાં સુભદ્રા અનેક પ્રકારની ચિંતાઓમાં ગુંથાઇ ગઇ હતી, તે પોતાના મનમાં જ વિચારી રહી હતી કે;—"આ પાપાત્મા પુરુષ મને અહીં શામાટે લાવ્યો હશે? મારા તરફથી તેણે પોતાની કયી આશાને પૂર્ણ કરવાની ઇચ્છા ધરાવી હશે? અહા! મનુષ્ય જાતિ પણ કેટલી બધી નિષ્ઠુર છે. પોતાના સુખને માટે મનુષ્ય કેવાં કેવાં કુકૃત્યો કરવાને તૈયાર થઈ જાય છે? આ દુષ્ટ હરગોવિંદ

મારી સ્વામિનીપર મોહિત થયો છે અને એ મોહને આધીન થઇને જ તેણે કારસ્થાનની જાળ બિછાવવા માંડી છે! મને અહીં લાવવાનો ઉદ્દેશ કેવળ મારી સ્વામિનીની ગુપ્ત હકીકત જાણવાનો જ હોવો જોઇએ. ગમે તેમ હો, પણ હું મારો જીવ જશે ત્યાં સુધી તે અધમાધમને એક પણ વાત જણાવીશ નહિ. પણ હાય! ભૂખ અને તરસથી હવે મારા પ્રાણ કંઠે આવી ગયા છે, આંખે અંધારા આવવા માંડયાં છે. આ ભયંકર સ્થાનમાં મને જળ આપી તૃપ્ત કરે, એવું એક પણ મનુષ્ય જણાતું નથી.

"આ સ્થાન છે ભીષણ અતિ, નહિ ન્યાયનું કંઇ નામ છે:
ભાવો વિકારી, પાપને વળી કલેશનું આ ધામ છે;
જન તાપકારક શોક ને સંતાપનો આગાર છે;
વ્યાપ્યો અહીં અન્યાયનો અતિ ઘોરતમ આકાર છે;"

આ સ્થાનમાં જળપાનની આશા રાખવી, એ પણ વ્યર્થ છે. કારણ કે:—

"એ રાક્ષસી હૃદયો મહીં નહિ પ્રેમ કે સન્માન છે;
કામના છે કામીઓની કામ એનું ધ્યાન છે;
કરવા સદા કૃત્યો જ કાળાં એ સહુ તૈયાર છે;
પાપી તણા પ્રાસાદમાં પાપો તણો અધિકાર છે."

અહીં હૃદયની સર્વ આશાઓ કચડાઇ જવાની છે. મને મારા જીવનનો અંત પણ આ સ્થાનમાં જ થવાનો ભય રહે છે. મારૂં સર્વાંગ કમ્પે છે. સર્વત્ર નિરાશાની છાયા છવાયલી જોવામાં આવે છે. હૃદય સ્તબ્ધ થઇ જાય છે. અનેક અપશુકનોનો આભાસ થાય છે! હાય! આ સ્થળેથી હવે મારો ઉદ્ધાર શી રીતે થશે? મને અહીંથી કોણ છોડાવશે?"

જ્યારે સુભદ્રા આ પ્રમાણે ચિંતામાં ગુંથાઇ ગઇ હતી, ત્યારે તેને ચંપાનું પૂર્વકથિત મનોહર, બોધક અને અતિ વિસ્તૃત ગાયન સંભળાયું. એ સાંભળીને તે ચકિત થઇ ગઈ. તેણે વિચાર્યું કેઃ— "હેં આ શું ? પાપસદનમાં પુણ્યમય સંગીતનો સંચાર ક્યાંથી ? શું અહીં કોઇ દેવાંગના આવી વસી હશે ? એના મુખમાંથી નીકળતા પ્રત્યેક શબ્દોમાં કેવળ બોધ અથવા ઉપદેશ જ ભરેલો છે. શું એ પાપાત્મા હરગોવિંદ મારા જેવી બીજી કોઇ પણ અબળાને અહીં ઉપાડી લાવ્યો હશે ? મારાથી આ વિષયમાં કશું અનુમાન પણ કરી શકાતું નથી. મારે તેની મુલાકાત પણ શી રીતે કરવી ? આ સ્થાનમાંથી મારો અવાજ પણ બહાર શી રીતે જઈ શકે ? શું કરવું ? ક્યાં જવું ? એ અબળાને શી રીતે મળવું ? હાય ! કશો પણ ઉપાય મળી શકતો નથી ? મને એ અનુપમા અંગનાનો સાક્ષાત્કાર કરાવે, એવું પણ કોઇ જ નથી. પણ ચાલ, દ્વાર પાસે જઈ તે સ્વર ક્યાંથી આવે છે, એની તો તપાસ કરી જોઉં ? જો મારા ભાગ્યમાં અહીંથી મુક્ત થવાનું નિર્માણ થયું હશે, તો હું એની સહાયતાથી જ આ તરક જેવા ભીષણ સ્થાનમાંથી છૂટી શકીશ !"

આ પ્રમાણે વિચાર કરી તે તે અંધકારમય ઓરડાના દ્વાર પાસે જઇ ઉભી રહી. થોડીકવાર સૂધી તેણે ચંપાના તે મધુર ગાયનને એકાગ્રચિત્તથી સાંભળ્યું અને ત્યાર પાછી તે પાછી કાંઇક વિચારમાં પડી ગઇ. એ અરસામાં ચંપા પોતાનું ગાયન પૂરું કરી શયનગૃહમાંથી ઉઠી કોઇ પણ કારણવશાત્ જે ઓરડામાં સુભદ્રા કેદ હતી, તે ઓરડાના દ્વાર પાસે આવી પહોંચી. તેના પગના ઝાંઝરનો અવાજ સાંભળી સુભદ્રાની વિચારમાળાનો અંત આવ્યો. તેના હૃદયની સુકાયલી આશાની લતા પુનઃ લીલી થઇ. તે ચંપાના પ-

ગણાં સાંભળી એકદમ ઉન્માદિનીની પેઠે બોલી ઊઠી:–"બ્હેન ! ઓ બ્હેન ! કૃપા કરી મને થોડુંક જળ આપશો કે ? જળ વિના મારો જીવ કોટે આવી ગયો છે. જો હવે મને જલ્દી જળ નહિ મળે તો મારા જીવનનો અંત જ આવી જશે."

અચાનક આવા શબ્દો સાંભળીને ચંપા અજાયબ થઈ. તે ગભરાઈને ચારે તરફ જોવા લાગી. પરંતુ ક્યાંય પણ કોઈ માનવ–મૂર્ત્તિ તેના જોવામાં આવી નહિ. આથી તે પોતાના મનમાં કદાચ કંઈક ભ્રમ થયો હશે, એમ ધારીને આગળ ચાલવા લાગી. પરંતુ એ સમયે સુભદ્રા પુનઃ બોલી:—"બ્હેન ! ગભરાવાનું કશું કારણ નથી. હું મારા પૂર્વના પાપના યોગે અત્યારે એક શયતાન દ્વારાઆ કારાગૃહ જેવા વિકરાળ ઓરડામાં કેદ થઇ છું. પાણી વિના મારા પ્રાણ કંઠે આવી ગયા છે. માટે કૃપા કરી મને થોડુંક પાણી લાવી આપવાની કૃપા કરો. ભગવાન તમારૂં ભલું કરશે."

આ સમયે ચંપાના ભ્રમનું નિરસન થયું. તેણે તરત જ તે ઓરડો ઉઘાડવાનો વિચાર કર્યો. પરંતુ તે પોતાના તે વિચારને અમલમાં મૂકી શકી નહિ. કારણ કે, ઓરડાના દ્વારપર એક મોટું તાળું વાસેલું હતું અને તેની ચાવી ખુદ હરગોવિંદ શાસ્ત્રી પાસે જ હતી. કેટલીક વાર સૂધી વિચાર કર્યા પછી ચંપાએ એક પત્થર લાવી તે ઓરડાના દરવાજાપર વસેલા તાળાંના નકુચાને ભાંગી નાખ્યો અને ત્યાર પછી ઓરડો ઉઘાડી તેમાં પ્રવેશ કર્યો, પરંતુ અંધકારના અતિરેકના યોગે તે સુભદ્રાના મુખને સ્પષ્ટ રીતે જોઇ શકી નહિ. આથી તેણે સુભદ્રાને ઉદ્દેશીને કહ્યું:—"બેસ, બહેન ! હું હમણાં જ તારા માટે ઠંડુ જળ તથા ખાવાનું લઇને પાછી આવી પહોંચું છું. મને લાગે છે કે, હજી સૂધી તું ભૂખી જ હશે. વળી અત્યારે

આ ઓરડામાં એટલું બધું અંધારૂં છવાઇ ગયું છે કે, દીવા વિના હું તારૂં મ્હોં પણ દેખી શકું તેમ નથી. માટે હું દીવો પણ સાથે જ લેતી આવું છું."

આમ કહીને ચંપા ત્યાંથી તરતજ ચાલી ગઇ અને પોતાના બીજા એક ભંડાર ગૃહમાંથી થોડીક પૂરી, દૂધ, મેવો તથા ઠંડા જળનો એક લોટો અને દીવો આદિ સર્વ લઇને થોડીવારમાં જ પાછી સુભદ્રા પાસે આવી પહોંચી. પ્રથમ સુભદ્રાને ખવડાવી પીવડાવીને શાન્ત કર્યા પછી તેણે અતિ મધુર સ્વરથી પૂછ્યું:—"બહેન ! તું કોણ છે ? તને અહીં કોણ લાવ્યું છે ? આવા અંધારા ઓરડામાં તને કોણે કેદ કરી છે અને તું ક્યાંથી અહિં આવી ચઢી છે વારૂ?"

સુભદ્રાએ જવાબ આપ્યો:—"બહેન ! હું અહીંની સુધાર્મિકા અને પવિત્રતાપરાયણા વારાંગના મનોહરાની પરિચારિકા છું. આજે સાંઝે મારી સ્વામિનીને ઘેર આવતાં સહજ વિલંબ થઇ જવાથી હું તથા મારી બીજી એક સહચરી તેમની શોધ માટે આ શહેરથી બે ત્રણ માઇલ દૂર આવેલા બગીચામાં ગઇ હતી. એ દરમ્યાન હરગોવિંદ મુનસફની મુલાકાત થઇ હતી અને તેણે અમારી સ્વામિનીપર નજરે ન જોવાય તેવો જુલ્મ ગુજારવાની કોશિશ કરી હતી. એના જુલ્મમાંથી બચવા માટે મારી સ્વામિની પાસેના સરોવરમાં કૂદી પડી હતી અને મારી સહચરી તો તરત જ ત્યાંથી ન્હાસી છૂટી હતી. પણ અમારો ગાડીવાન હિમ્મતની સાથે હરગોવિંદને અમારી બાઇપર ગુજારેલા જુલ્મનો બદલો લેવા માટે આવ્યો હતો. પણ તેના આવતાંની સાથે જ તેનાં બે ચાર કડવાં વચનો સાંભળીને તેને બિચારાને હરગોવિંદ શાસ્ત્રીએ બંદૂકની ગોળીથી ઠાર કરી દીધો. એવામાં હરવિંદના બીજાં ત્રણચાર માણસો આવી પહોંચ્યા અને તેઓ બળાત્કારે

ગાડીમાં નાખીને મને અહીં ઉપાડી આવ્યા. ત્યારપછી હરગોવિંદનો એક માણસ મને આ ઓરડામાં કેદ કરી તાળું વાસી ચાલ્યો ગયો. બહેન ! આટલી હકીકત મારા જાણવામાં આવી છે એનાથી વિશેષ હું કશું પણ જાણુતી નથી. ”

ચંપાએ પૂછ્યું:—“ ત્યારે, પછી મનોહરાની શી દશા થઇ વારૂ ?”

સુભદ્રાએ જવાબ આપ્યો:—“ એ વિષયમાં મને કશી પણ ખબર મળી શકી નથી.”

“ વારૂ, હવે તારી શી ઇચ્છા છે ?'' ચંપાએ પૂછ્યું.

“ કોઇ પણ રીતે આ પાપસદનમાંથી ન્હાસી છૂટવાની !” સુભદ્રાએ જવાબ આપ્યો.

“ સારૂં, હું તને ગમે તે રીતે અહીંથી હમણાં જ છોડાવી દઇશ. ” ચંપાએ કહ્યું.

“ તમે શી રીતે છોડાવી શકશો ! તમે કોણ છો ? કૃપા કરી મને તમારો પરિચય આપો ! તમારી ઓળખાણ માટે મારૂં મન ઘણું જ આકુલ થઇ ગયું છે ?” સુભદ્રાએ આતુરતાથી પૂછ્યું.

“ હું તને જે હરગોવિંદ શાસ્ત્રીએ કેદ કરી છે, તેનીજ ભાર્યા છું. હરગોવિંદ શાસ્ત્રી મારા પતિદેવતા છે. મારા પ્રાણનાથ છે. એમના યોગે હું સુખી છું. તેઓ મારા સૌભાગ્યના અલંકાર છે- એમની કરુણાની પ્રસાદીથી હું મારૂં જીવન ટકાવી શકી છું. ” ચંપાએ જવાબ આપ્યો.

“ ધન્ય છે, તમને હજારોવાર ધન્ય છે ! તમારી સ્વામીભક્તિને અનેકવાર ધન્ય છે. તમારા પતિ અનેક અબળાઓના અનુગામી હોવા છતાં તમે કેવળ તેમને જ તમારા પ્રભુમાની પૂજો

છો, એ જોઇને મને અતિ આનંદ થાય છે. તમારા જેવી અબળાઓ જ આદર્શ ને અને એ આદર્શતાના યોગે જ પુણ્યભૂમિ ભારત અદ્યાપિ ગૌરવાન્વિત રહી છે. તમારા જેવી સતી નારીઓના પ્રભાવે જ આર્યાવર્ત પોતાની ઉચ્ચતાને સાચવી શક્યું છે! ધન્ય છે! પવિત્ર દેવી! તમને ધન્ય છે!" સુભદ્રાએ કહ્યું.

"પણ—હવે તારે અહીંથી જેમ બને તેમ જલ્દી ન્હાસવું જોઇશે. કારણ કે, તેમના આવવાનો સમય થઇ ગયો છે. હું ધારૂં છું કે, તેઓ હવે અલ્પસમયમાં જ અહીં આવી પહોંચશે. તેમના આવ્યા પછી તું કોઇ પણ રીતે અહીંથી તારી પવિત્રતા સહિત છૂટી શકીશ નહિ. તેમના વિકારી સ્વભાવના યોગે તેઓ તારા પવિત્ર ધર્મને પતિત કરશે. તારી પવિત્રતાને નષ્ટ કરશે. અત્યાર સુધીમાં તેમના દ્વારા અનેક શીલવતી સુંદરીઓના શીલનો ભંગ થઇ ચૂક્યો છે. અનેક મદભરી માનિનીઓના તેમણે ચૂર્ણ કર્યો છે અને અનેક પવિત્રા પ્રમદાઓને તેમણે પોતાની ઇચ્છાનુસાર ન વર્ત્તવાથી મૃત્યુને સ્વાધીન કરી છે. માટે હવે તું અહીંથી સત્વર ચાલી જા." ચંપાએ કહ્યું;

"પણ આ મહાલયના દ્વારપર સાક્ષાત કાળના દૂત જેવા પહેરેગીરો પહેરો ભરી રહ્યા છે, તેમના પંજોમાંથી હું શી રીતે ચટટી શકીશ. તેઓ મને અહીંથી શી રીતે છટકવા દેશે? મને તો અહીંથી ન્હાસવાનો એક પણ ઉપાય નજરે ચઢતો નથી." સુભદ્રાએ કહ્યું.

"એ વિષયમાં તું નિશ્ચિંત રહે. તું મારી દાસીનો પોશાક પહેરી મારૂં બતાવેલું કામ કરવા માટે બહાર જાઉં છું. એમ કહીને અહીંથી ચાલી જા. જો કોઇ કદાચ પૂછે કે, ક્યાં જાય છે તો તેને કહી

દેજે 'શ્રીમતી' માટે સવારમાં માલણ વહેલાં ફૂલો પહોંચાડી જાય, એવો બંદોબસ્ત કરવા માટે બહાર જાઉં છું. એ સમયે તું તારા નામનો 'ગંગાદાસી' નામે પરિચય કરાવજે. આમ કરવાથી તું સહેલાઇથી છટકી શકશે." ચંપાએ એક સરળ ઉપાય શોધી કાઢયો.

સુભદ્રાએ કહ્યું:—"આપની આ યુકિત યથાર્થ છે. દાસીનું રૂપ ધારણ કરી હું અહીંથી ઘણી જ સરળતાની સાથે છટકી શકીશ પણ મારી પાસે તો તેવો પોશાક પણ નથી."

"એ પોશાક હું હમણાંજ લાવી આપું છું" આમ કહી ચંપા દાસીનો પોશાક લેવા માટે એક બીજા ઓરડામાં ચાલી ગઇ. સુભદ્રા ચંપાના આવા સદ્‌વ્યવહારથી આશ્ચર્યચકિત થઇ ગઇ. તે પોતાના મનમાં જ કહેવા લાગી:—"ચંપા! ચંપા ખરેખર દેવી જ છે. સામાન્ય મનુષ્યમાં આવી અપૂર્વ ઉદારતા તથા સહાનુભૂતિ સંભવે જ નહિ. પણ તેનો પતિ સાક્ષાત્‌ પિશાચ છે. અરે પિશાચથી પણ ભયંકર છે. તેણે મારા પ્રતિ જે અનુકંપા દર્શાવી છે, તેનું મૂલ્ય જ નથી. આવી દેવાંગનાને પરમાત્માએ એક પાપાત્માના સંપર્કમાં શા માટે જોડી હશે? ચંપા સુધાની ધારા છે, ત્યારે હરગોવિંદ હળાહળનો જીવતો જાગતો આકાર છે.

પાપાત્માના પુરમાં મંદાકિની આવી વસી;
શાગિર્દ જે શયતાનનો તેને મળી આ ઉર્વશી;
પાપ પ્રક્ષાલન કરી સોપાન સ્વર્ગે દાખવે;
તૃપ્ત તેથી ના થતાં અંધો થયો તે અન્યમાં;
મૂકી દઇનિજ માનને મોહ્યો સદા વ્યભિચારમાં;
નર એ નહીં નર છે ખરો, પ્રત્યક્ષ તે શયતાન છે."

સુભદ્રા આ પ્રમાણે તે દંપતિની તુલના કરી રહી હતી, તે સમયે ચંપા દાસીનો પોશાક લઈ પાછી ત્યાં આવી પહોંચી. તેણે સુભદ્રાને ઉદ્દેશીને કહ્યું:–"બ્હેન, હવે એક ક્ષણનો પણ વિલંબ કર્યા વિના આ પોશાક પહેરી લે અને સત્વર આ મકાનનો ત્યાગ કરી દે. કારણ કે, હવે તેમના આવવાનો સમય થઇ ચૂકયો છે. જો તેઓ આવી ચઢશે તો આપણી સઘળી મહેનત બરબાદ જશે અને તે સાથે તારે પણ એક પ્રકારની નવીન આપદમાં સપડાવું પડશે."

ચંપાની આજ્ઞા થતાંની સાથે જ સુભદ્રાએ તે દાસીનો પોશાક ધારણ કરી લીધો. પરંતુ દુર્દૈવ યોગે એ સમયે હરગોવિંદ ત્યાં આવી પહોંચ્યો. તે આ સર્વ વિલક્ષણ ઘટના જોઇને અત્યંત આશ્ચર્ય ચકિત બની ગયો. થોડીવાર સુધી તો તેના મુખમાંથી એક શબ્દ પણ નીકળી શકયો નહિ. તેની આંખમાં ક્રોધરૂપી અગ્નિના અંગારા ઝરવા લાગ્યા. તેના મુખપર ક્રોપની છાયા છવાઇ ગઇ. કેટલીકવાર પછી તે પોતાના મૌનનો ભંગ કરીને ઘણા જ ગંભીર સ્વરથી બોલ્યો:– "કેમ ચંપા ! તું અહીં શા માટે આવી છે ? આ અબળાને તેં આવા વિચિત્ર પોશાક પહેરાવીને કયાં છટકાવવાનો વિચાર કર્યો છે? આ ઓરડાને તેં શી રીતે ઉઘાડયો વારૂ ?"

"હું એક ભૂખ તથા તરસથી રીબાતી અબળાના દુઃખનું નિવારણ કરવા માટે અહીં આવી છું. એનાપર આવી પડનાર ભાવિ આપદમાંથી એનું સંરક્ષણ કરવાના ઉદ્દેશથી મેં આ દાસીનો પોશાક પહેરાવી અહીંથી એને મુક્ત કરવાનો નિશ્ચય કર્યો હતો. પરંતુ એ અરસામાં તમે આવી પહોંચ્યા, એટલે હવે મારી એ આશા વિફળ થઇ છે. મારાથી હવે એને છોડાવવાનો એક પણ ઉપાય કરી શકાય તેમ નથી." ચંપાએ અસત્યનો લેશ માત્ર પણ ઉપયોગ ન કરતાં

સત્ય હકીકત જ જણાવી.

"એમ કરવાનો તને શો અધિકાર હતો ?" હરગોવિંદે પૂછ્યું.

"મનુષ્યમાત્ર એવાં પુણ્યનાં કામો કરવાનો અધિકાર ધરાવી શકે છે. મેં ઈશ્વર તરફથી મળેલા એ અધિકારને અમલમાં મૂકવા ઉપરાંત બીજો કશો પણ અન્યાય કર્યો જ નથી."

"હું ધારૂં છું કે, આજે તારા મસ્તિષ્કમાં ઉન્માદનો આવિર્ભાવ થયો છે. આજે તેં તારી પતિભક્તિની પરાકાષ્ટા કરી બતાવી છે. મારા કાર્યમાં તું વારંવાર હસ્તાક્ષેપ કરે છે અને હું તને ક્ષમા આપતો આવું છું, એથી જ તું આજે પણ આવું સાહસ કરવાને તૈયાર થઇ છે. પણ આજે હું તારા આ ભયંકર અપરાધની ક્ષમા આપી શકું તેમ નથી. મારાથી આજે મારા ક્રોધાગ્નિને દબાવી શકાય તેમ નથી."

"એટલે તમે શું કહેવા માગો છો ? તમારા કહેવાનો કશો પણ આશય મારા સમજવામાં આવી શકતો નથી. શું નિર્દોષ મનુષ્યપર ગુજારાતા જુલ્મને અટકાવવામાં તમે પાપ માનો છો ? મેં મારૂં કર્ત્તવ્યજ બજાવ્યું છે. કર્ત્તવ્યથી વિપરીત થવાનું સાહસ કર્યું નથી." ચંપાએ કહ્યું.

"ઠીક છે, હું તારો એ બધો બોધ સાંભળવા માંગતો નથી. તું હમણાંને હમણાં જ તારૂં કાળું મુખ લઇને અહીંથી ચાલી જા. જો હવે વિના કારણ વ્યર્થ બકવાદ કરીશ, તો એનું પરિણામ અતિ ભયંકર આવશે. તારી ભયંકર દુર્દશા થશે." હરગોવિંદે ઉશ્કેરાઇને કહ્યું.

"આ નિરપરાધિની અબળાનો ઉદ્ધાર કર્યા વિના મારાથી એક ડગલું પણ ભરાશે નહિ."

"એનો ઉદ્ધાર તારાથી કદાપિ થઇ શકશે નહિ."

" કારણ ?"

એ પૂછવાનો તને કશો પણ અધિકાર નથી ?"

" કારણ જાણ્યા સિવાય મારાથી જવાય તેમ નથી."

" ચાલ હવે જાય છે કે નહિ." આમ કહીને મદિરાપાનથી ઉન્મત્ત થયેલા હરગોવિંદે તે બિચારી નિર્દોષ અબળાના શરીરપર બે ચાર લાતો ખેંચી દીધી. બિચારી ચંપા રડતી રડતી લાચારીથી સુભદ્રાને એકલી મૂકી પોતાના શયનકક્ષ ભણી ચાલી ગઇ.

ત્યાર પછી હરગોવિંદે ઉત્તેજિત કંઠથી સુભદ્રાને ઉદ્દેશીને કહ્યું:—" દાસી ! હું તને જે કાંઇ પૂછું તેના જવાબમાં સઘળી સત્ય હકીકત જ જણાવજે. જો જૂઠું બોલીશ તો મરણને શરણ થઇશ."

" એવા મરણની મને કશી ચિંતા નથી. હું મરણને હથેલીમાં લઇનેજ ફરૂં છું. તારા મનના વિકારી ભાવોને હું પ્રથમથી જ જાણી ગઇ છું. તારા દ્વારા અનેક અબળાઓનો અધઃપાત થયો છે. તું મનુષ્ય સમાજમાં શયતાન નિવડયો છે. વ્યભિચારી કૂત્તરા ! તેં અત્યાર સૂધી અનેક અબળાઓપર આક્રમણ કરી તારી કુવાસનાને તૃપ્ત કરી હશે, પણ આ વીર રજપૂત રમણી પાસે તારૂં કશું પણ બળ ચાલી શકશે નહિ. જો હવે એક પણ બિભત્સ શબ્દનો ઉચ્ચાર કરીશ, તો આ સ્થળે અને આ ક્ષણે જ આ છુરીકાના આઘાતથી મરણને શરણ થઇશ." સુભદ્રા એ ગર્વપૂર્વક કહ્યું.

" બહુ થયું. જો મિથ્યા લવારો કરવામાં જ વીરતા વસતી હોત, તો કુંભારનાં ગધેડા પણ તારાં કરતા વધારે બરાડે છે. શિયાળનું બચ્ચું સિંહને બિહવડાવવા આવ્યું છે ? વાહ ! તારૂં સાહસ ! ઓ, અભિમાની અબળા તું મને ઓળખે છે ? હું કોણ છું તે તું

જાણે છે ? મને લાગે છે કે, તું મારા પ્રભાવથી સર્વથા અજ્ઞાત હોવાથી જ આવું ડહાપણ ડોળી રહી છે. પણ નાદાન ચપળા ! જો મારી ઇચ્છા થશે તો હું તારા જેવી સેંકડો રમણીઓને ચાંચડની પેઠે ચોળી નાખીશ હું આ શહેરનો કર્તા હર્તા છું. હજારો માણસોના જીવનની દોરી મારા હાથમાં જ રહેલી છે. હું ઇન્સાફનો આધાર છું. મારા મુખમાંથી નીકળતા શબ્દો જ તલ્વારની ગરજ સારે છે. મારી ઇતરાજી થતાં સકળ શહેર કમકમી ઉઠે છે. મારા ભયથી ધનવાનમાં ધનવાનથી છેક રંક મનુષ્ય પણ ત્રાહી ત્રાહી પોકારે છે. હવે જો મારી વિરૂદ્ધ મારી સમક્ષ એક પણ શબ્દ ઉચ્ચારીશ તો આ ભયંકર કારાગૃહમાં જ તારા જીવનનો અવધિ આવી જશે. તારો આ બહુ બબડતી બોબડી હથીયારના ઘાવથી છંટાઇ જશે. મારૂં નામ સાંભળતાની સાથે જ ભલભલા ધનાઢ્યોના છક્કા છૂટી જાય છે, તો પછી તારા જેવી એક મામૂલી અને પામાલ પ્રમદાનો શો હિસાબ ? તું મને હથીયારનો, છરીનો ભય બતાવે છે ? તારી આ સર્વ મુર્ખતા જોઇને મને દયા આવે છે.

"વિનાકારણ કરે પોકાર મારા હાથથી મરવા;
ખરે તું આજ આવી છે ચરણમાં શિરને ધરવા;
તને ને શાસ્ત્રને નાદાન સો યોજન છેટું છે;
ભયંકર સિંહ હું, ને તું ગરિબડું એક ઘેટું છે;
ખસી જા માર્ગ વચ્ચેથી ચહેજો પ્રાણને તારા;
નહિ તો આ સ્થળે વ્હેતી નિહાળીશ રક્તની ધારા."

સુભદ્રાએ પણ સાક્ષાત્ ચંડિકાનું સ્વરૂપ ધારણ કરી જવાબ આપ્યો:—

" ધર્માત્મા તો મરણુને નિશદિન હૃદયમાં ચ્હાય છે;
તુજ સમા પાપી દુરાચારી મરણુથી ગભરાય છે;
કેમકે કુકર્મીને સદા નિજ પાતકો દેખાય છે;
ને મરણુ પછી રવરવ નરકનો ભય થાય છે;
પણુ પુણ્યશાળી જીવ પામી મરણુને હર્ષાય છે;
કેમકે મરણુ પછી અક્ષયી તે સ્વર્ગલોકે જાય છે. "

"ત્યારે શું તું તારા હઠવાદને નહિ જ ત્યાગે ?" હરગોવિંદે પૂછ્યું.

" ના—કદાપિ નહિ." સુભદ્રાએ ઉત્તર આપ્યો.

" ત્યારે શું મારે બળાત્કાર કરવો પડશે."

" હા—ઘણીજ ખુશીની સાથે."

" હજી પણુ કહું છું કે, હુ તને જે કાંઇ પૂછું, તેનો યોગ્ય જવાબ આપ—વિનાકારણુ આ કોમળ કાયાને નષ્ટ ન કર. તું તારા આ દેવાંગનાના સમાન સુંદર દેહપર દયા કર."

" તું મને શું પૂછવા માગે છે ? મારા તરફથી કયા પ્રશ્નના જવાબની આશા રાખે છે ?"

" હું તને એમ પૂછવા માગુ છું કે તારી સ્વામિની મનોહરાના મહાલયમાં રાત્રે શી રીતે પ્રવેશી શકાય છે તથા તેના શયનગૃહની આસપાસ કોણુ પહેરો ભરે છે વારૂ !"

" મારાથી તારા આ પ્રપંચી પ્રશ્નનો જવાબ આપી શકાશે નહિ. "

" કેમ, શા માટે જવાબ આપતાં સંકોચાય છે ?"

" તું મારી સ્વામિનીપર મોહાંધ થયો છે અને એનું અનિષ્ટ કરવાની કામનાથીજ આવો ભયંકર પ્રશ્ન પૂછી રહ્યો છે. પણુ નાદાન !

મારાથી તારા હૃદયની તે ભીષણ વાર્તા અજ્ઞાત રહી નથી. હું તારા પાપી વિચારોને બહુ સારી રીતે જાણી ગઈ છું. મારો જીવ જશે તો પણ હું મારી માલિકના મહેલનો ભેદ તને જણાવીશ નહિ. કામુક કીડા ! તું તને દેવી સમાન પત્ની મળવા છતાં અન્ય અબળામાં શા માટે આસકત થયો છે? રતી સમાન સુંદરી સ્ત્રીનો ત્યાગ કરી નરકનો અધિકારી થવા માટે આવાં કુટિલ કારસ્થાનો શા માટે રચી રહ્યો છે ? ઈશ્વરે તને જે ઉચ્ચપદ આપ્યું છે, તે ઉચ્ચતાનો આવો દુરુપયોગ કરી મહા ભયંકર પાપી શા માટે થાય છે ?"

"હું તને અનેકવાર કહી ચૂકયો છું કે, મેં તને મારી ઉપદેશિકા તરીકે આણી નથી. છતાં પણ તું આવા નિરર્થક પ્રલાપો કરીને મને શા માટે સંતાપે છે ? હું હવે તારી પાસેથી માત્ર એટલું જ જાણવા માગું છું કે, તું મારા પ્રશ્નનો સત્ય જવાબ આપે છે કે નહિ ? જો કોઇ પણ જાતનો દગો રાખ્યા વિના તું બધી ખરી હકીકત જણાવી દઇશ તો હું તને પાંચસો રૂપિયા ઇનામ આપીશ."

"અરે પાંચસો રૂપિયા તો શું, પરંતુ જો તું કદાચ સમસ્ત વિશ્વની સંપત્તિ આપવાની ઉદારતા દર્શાવે અથવા તો પ્રલોભન બતાવે, તો પણ હું મારી સ્વામીનીનું અનિષ્ટ કરનારી કુલટા નહિ થાઉં તે નજ થાઉં ? શું ધર્મનો વિક્રય દ્રવ્ય દ્વારા થઇ શકે ખરો કે ? ધર્મની તુલનામાં આખું બ્રહ્માંડ મૂકવામાં આવે તો તે પણ તુચ્છ છે. તું હજી મારા હૃદયને જાણી શકયો નથી. હું લક્ષ્મીની લાલચમાં લુબ્ધ થઇને ધર્મત્યાગિની અને વિશ્વાસઘાતિની થઈ શકું તેમ નથી. તું મને જે આશાથી અહીં લાવ્યો છે, તે આશા કદાપી ફળીભૂત થવાની નથી માટે એ દુરાશાનો ત્યાગ કર."

"લાચાર ! અત્યાર સૂધી કરેલી સઘળી મહેનત બરબાદ ગઈ. આ હઠીલી અબળા એકની બે ન થઇ તે ન જ થઈ. હવે એ પ્રલોભનથી લોભાય તેમ નથી. મરણનો ભય દર્શાવ્યા વિના એ કોઇ પણ રીતે સીધી થાય તેમ નથી. બસ, હવે છેવટનો એક ઈલાજ અજમાવી જોઉં, તેમ છતાં પણ જો તે ન માને તો પછી યમસદનમાં જ તેને મોકલી દઉં. કારણ કે, તેને જીવતી રાખવાથી તે મારો બધો ભેદ ખુલ્લો કરી મને આફતમાં નાખી શકે તેમ છે. આવી સામાન્ય અબળાને મારવામાં મને કશી અડચણ આવે તેમ પણ નથી." આ પ્રમાણે મનમાં ને મનમાં જ વિચાર કર્યા પછી તેણે પુનઃ સુભદ્રાને ઉદ્દેશીને કહ્યું:– "સુભદ્રા ! હવે હું છેવટના નિશ્ચયપર આવી ગયો છું. જો તું મારી વાતનો ઉત્તર નહિ આપે, તો હું તને મૃત્યુલોકમાંથી વિદાય કરી નરકને સ્વાધીન કરીશ. કહે, તું મારા પ્રશ્નનો જવાબ આપે છે કે નહિ વારૂ ?"

"ના મારાથી કદાપિ મારી સ્વામિનીપર આફત આવે એવી હકીકત તને જણાવી શકાય તેમ નથી."

ત્યારે હવે તું મરવાને તૈયાર થા. તારા જીવનની છેલ્લી પળ આવી લાગી છે, માટે તારે જે કોઇ વસ્તુનું સ્મરણ કરવાની ઇચ્છા હોય, તેને સ્મરી લે."

"બાયલા ! મરણનો ભય બતાવી તું મને ધર્મભ્રષ્ટ કરવા માગે છે ! ચાલ, હું મરવાને તૈયાર છું."

આમ કહી સુભદ્રા માથાંપરના અંબોડાને છોડી સઘળા વાળ છૂટા કરી સાક્ષાત્ ચંડિકાનું સ્વરૂપ ધારણ કરી સાવધાનતાથી ઉભી રહી. હરગોવિંદ કમરપરથી કટાર કાઢી તેના શરીરપર એકદમ ધસી

ગયો, પરંતુ ચાલાક સુભદ્રા ચાલાકીથી તેના સપાટામાંથી છટકી ગઇ અને હરગોવિંદની પીઠ પાછળ જઇ તેણે તેને એવા જોરથી એક ધક્કો માર્યો કે, તે તરત જ ઓરડાની છોબંધ જમીનપર ગબડી પડયો. સુભદ્રાએ તેને ઉઠવાની તક પણ ન આપતાં તેના ડાબા હાથને પોતાના હાથથી પકડી લીધો અને ત્યાર પછી તેની કટાર ખૂચવીને તેણે તેના ખભાપર એવો સખ્ત આઘાત કર્યો કે જેના યોગે હરગોવિંદ ક્ષણવાર સુધી મૂર્ચ્છિત થઇ પડી રહ્યો.

હરગોવિંદને બરાબર મૂર્ચ્છિત થયેલો જોઈ સુભદ્રા દાસીના વેશમાં જ તેના દરવાજાપર જઈ પહોંચી અને માંમાના શિખવ્યા પ્રમાણે દરવાન પાસે જૂઠી હકીકત કહીને ત્યાંથી આબાદ છટકી ગઇ.

મૂર્ચ્છાનો ભંગ થયા પછી હરગોવિંદે ઉઠીને જોયું તો ત્યાં સુભદ્રા જોવામાં આવી નહિ. આથી તે ગભરાટપૂર્વક દરવાન પાસે જઈ પહોંચ્યો. દરવાને ખરી હકીકત જણાવી દીધી. એ સાંભળી હરગોવિંદ પોતાના શયનગૃહમાં ગયો અને જખમપર પાટો બાંધવાની વ્યવસ્થા કરી નિરાશ ચિત્તથી આરામ લેવા લાગ્યો.



## પ્રકરણ ૧૦ મું



### ધર્મનિકેતન



In full-blown dignity see wolsey stand,
Law in his voice, and fortune in his hand;
To him church, the realm, their pow'rs consign,
*　　　*　　　*　　　*　　　*
Turn'd by his nod the stream of honour flows,
His smile alone security bestows　　**Johnson.**



શાહ સાહેબના ધર્મનિકેતનના ત્રણ વિભાગો હતા. તેમાંના એક વિભાગમાં તેઓ પોતે રહેતા હતા. જે વિભાગમાં તેઓ પોતે રહેતા હતા, તે જ વિભાગમાં પુરુષોને પ્રવેશ કરવાનો અધિકાર હતો; અથવા તો નીતિ તથા ધર્મના વિષયોનો ઉપદેશ પુરુષોને તે તે વિભાગમાંથી જ પ્રાપ્ત થઇ શકતો હતો. બીજા એક વિભાગમાં તેની પત્ની વસતી હતી અને એ સાથે કુમારી પરિચારિકાઓ પણ ત્યાંજ વસતી હતી. ત્રીજા વિભાગમાં કોઇ પણ વસતું નહોતું; તેમ છતાં પણ તે વિભાગના સઘળા ઓરડા ઘણા જ સુસજ્જિત, શોભાયમાન અને રળિયામણા હતા. એ તૃતીય વિભાગના મહાલયમાં જતી વેળાએ ફકીરના અને તેની પત્નીના મહેલને ઓળંગીને એક જૂદા જ રસ્તાનો આશ્રય લેવો પડતો હતો. તે રસ્તાને એવી ખુબીથી બનાવવામાં આવ્યો હતો કે, બંને મહાલયો પાસેથી તે જતો હોવા છતાં

મહાલયોના પ્રત્યેક ઓરડાથી તેને તદ્દન અલગ રાખવામાં આવ્યો હતો અને તે સાથે ઓરડાનું આંતરિક દૃશ્ય ન દેખી શકાય એવી અદ્ભુત વ્યવસ્થા કરવામાં આવી હતી. એવી કુશળતાથી બનાવેલો સુંદર મહાલયને આ પ્રમાણે સુસજ્જિત કરીને ખાલી રાખવાનું કારણ શું હશે, એ કોઇ સાધારણ મનુષ્યથી સહજમાં સમજી શકાતું નહોતું. કેટલાંક માણસો એ મહાલયને ફકીરની બંદગી કરવાના અથવા નમાજ પઢવાના મહાલય તરીકે ઓળખાવતા હતા, તો કેટલાક મનુષ્યો વળી પીર પયગંબરનું આવાસ–સ્થાન અથવા ઉતારો ધારીને મહાલયની પ્રશંસા કરતા હતા, પરંતુ એ વિષયમાં કોઈનાથી કશું પણ ખરું અનુમાન કરી શકાતું નહોતું.

ચંદ્રનાથ વિધિ પ્રમાણે સલામ કરી ફકીર પાસે આવી ઉભો રહ્યો. શાહસાહેબે તેને એક આસનપર બેસવાનું સૂચવન કરી તેના આવવાનું કારણ પૂછ્યું.

ચંદ્રનાથે કહ્યું:–" કૃપા કરી જો આપ સલાહભવનમાં પધારશો તો હું મારા આગમનનો ઉદ્દેશ આપની સેવામાં ઘણા જ આનંદની સાથે વિદિત કરી શકીશ."

શાહસાહેબ કાંઇ પણ બોલ્યા ચાલ્યા વિના ચંદ્રનાથને પોતાની સાથે લઇને ધીમે ધીમે મંત્રણાગૃહ ભણી વિદાય થયા. તેમણે મંત્રણાગૃહમાં જઇને ગૃહનાં દ્વાર અંદરથી વાસી દીધાં અને તે સાથે એક પહેરેગીરને પણ ઓરડામાં બીજું કોઇ પણ મનુષ્ય પ્રવેશ ન કરે, એવું સૂચવન કરી નજીકમાં જ ઉભો રાખ્યો. એ મંત્રણાગૃહની રચના એવી કુશળતાથી કરવામાં આવી હતી કે, જેના યોગે તે ગૃહમાં કાંઇ પણ વાતચીત કરવામાં આવતી હતી, તે વાતચીત તે ગૃહની દીવાલ પાસે ઉભા રહેવા છતાં પણ કોઈનાથી કદાપિ સાંભળી શકાતી નહોતી.

અથવા તો તે ગૃહની અંદર એક બીજું ગૃહ રચવામાં આવ્યું હતું અને એ ગૃહની દીવાલ ભેદી બીજા ગૃહની દીવાલ સાથે વાતચીત પહોંચી શકે એવી કશી સંભાવના જ નહોતી.

ચંદ્રનાથે શાહસાહેબના કાન પાસે જઇને કેટલીકવાર સુધી કાંઇક વાતચીત કરી. શાહસાહેબ વાત સાંભળતા સાંભળતાં ક્યારેક હસતા હતા, ક્યારેક ભવાં ચઢાવી અજાયબીમાં પડી જતા હતા, તો ક્યારે પોતાના વદન કમળપર શંકાસૂચક ભાવોનું દિગ્દર્શન પણ કરાવતા હતા. ચંદ્રનાથની સર્વ વાર્ત્તા બરાબર સાંભળી લીધા પછી શાહસાહેબે માથું ઉંચું કરીને કહ્યું:—"શું એ કાર્ય ધર્માનુસાર યોગ્ય ગણાય ખરૂં કે?"

ચંદ્રનાથે કહ્યું:—"યોગ્ય અથવા અયોગ્યનો વિચાર કરવાનો સમય અત્યારે બાકી રહ્યો નથી. હું એ કામના બદલામાં રૂપિયા એક હજાર આપવા આવ્યો છું. મને આશા છે કે આપ એનો સ્વીકાર કરવામાં કોઇ પણ પ્રકારનો દુરાગ્રહ નહિ જ કરો."

શાહસાહેબે કહ્યું:—'પણ ફક્ત એક હજાર રૂપિયાથી જ આવું ભયંકર કાર્ય બની શકશે નહિ. બીજા એક હજાર રૂપિયા હરગોવિંદ શાસ્ત્રીને પણ આપવા પડશે. કારણ કે, તેની સહાયતા સિવાય અમારાથી કશું પણ બની શકશે નહિ. વળી બસો રૂપિયા મારી સ્ત્રીને માટે અને એકસો રૂપિયા મારા ધર્મનિકેતન માટે પણ તમારે લાવી આપવા પડશે. મારી સ્ત્રી તમે જે વસ્તુ માગો છો, તે સત્વર તમોને મેળવી આપશે. હરગોવિંદ મુનસફની સાથે તેનો સારો સંબંધ છે. તેનું એક પણ વચન હરગોવિંદથી ઉથાપી શકાય તેમ નથી. જો આ પ્રમાણે રૂપિયા આપવાની તમારી ઇચ્છા હોય, તો હું આ કામમાં હાથ નાખી તમોને મારાથી બનતી મદદ કરૂં."

ચંદ્રનાથે કહ્યું:—"જેવી આજ્ઞા. હું આપના કહેવા પ્રમાણે બધો બંદોબસ્ત કરી આપીશ. રૂપિયા આપવામાં અમને કશો વાંધો નથી. પણ ગમે તે ઇલાજે અમારૂં કામ ફત્તેહ થવું જોઇએ."

શાહસાહેબે કહ્યું:–" કામને માટે તમે કશી પણ ચિંતા કરશો નહિ. કારણ કે, મારી પત્નીની સહાયતાથી હું ધારેલું કામ કોઇ પણ વખતે સહેલાઈથી કરી શકું છું. અત્યાર સુધીમાં મેં આવાં એક નહિ પણ અનેક કામો કરી નાખ્યાં છે. પણ હા—આ કામની શરૂઆત કરતાં પહેલાં તમારે મારી પાસે એક પ્રતિજ્ઞા કરવી પડશે. કહો, તમારાથી તે પ્રતિજ્ઞા કરી શકાશે ખરી કે ?"

ચંદ્રનાથે જવાબ આપ્યો:—"આપ જેમ કહેશો, તેમ કરી આપીશ. આપ જે કાંઇ પ્રતિજ્ઞા કરાવશો તે પ્રમાણે હું અવશ્ય વર્તીશ. મને આશા છે કે, હવે આપને મારાપર કોઈ પણ જાતનો સંદેહ નહિ જ રહે. જો કદાચ આપના મનમાં કાંઈ પણ શંકા હોય, તો તે મને અવશ્ય જણાવી દેશો."

મંત્રણાગૃહમાં હિન્દુ માટે પુરાણ અને મુસલમાન માટે કુરાન રહેતું હતું. પ્રતિજ્ઞા કરાવતી વેળાયે પુરાણ અથવા કુરાનનો સ્પર્શ કરાવી ઇશ્વરનું નામ લેવડાવી પ્રત્યેક મનુષ્ય પાસે ભીષણ પ્રતિજ્ઞા લેવડાવવામાં આવતી હતી. ચંદ્રનાથે હાથમાં પુરાણ લઇ, ઇશ્વરના નામથી સોગન ખાઇ શાહસાહેબના શિખવ્યા પ્રમાણે પ્રતિજ્ઞા કરી કે:—"મારા શરીરમાં જ્યાં સુધી હિન્દુના લોહીનું એક બિંદુ પણ રહેશે, ત્યાં સુધી હું આપના તરફથી મને જે કાંઇ મળશે, તે બીજા કોઇને અથવા જગતના જીવતા કોઈ પણ જીવોને કદાપિ જણાવીશ નહિ."

પ્રતિજ્ઞા પૂર્ણ કર્યા પછી ચંદ્રનાથે તેત્રીસો રૂપિયાની સોના મોહોરો શાહસાહેબના હાથમાં આપીને પૂછયું:-"હું આપની વાટ જોતો ક્યાં બેસું વારૂ ?"

શાહસાહેબે જવાબ આપ્યો:—"મારા બેઠકખાનામાં બેસો. હું હમણાં જ પાછો આવી પહોંચું છું."

આ પ્રમાણે સલાહમસલત કરી બન્ને જણા સલાહ ભવનમાંથી બહાર નીકળ્યા. ત્યાર પછી એક અનુચર ચંદ્રનાથને શાહસાહેબના બેઠકખાનામાં લઇ ગયો. શાહસાહેબ પણ બીજી બાજૂએ ચાલ્યા ગયા.

ઘણીવાર પછી શાહસાહેબે બેઠકખાનામાં આવી ત્રણ પત્રો ચંદ્રનાથના હાથમાં આપ્યા. ચંદ્રનાથ પ્રકાશની સહાયતાથી તેમાંનો અમુક અંશ વાંચી ઘણો જ આનંદિત થઇ શાહસાહેબને સલામ કરી બેઠકખાનામાંથી બહાર ચાલ્યો આવ્યો.

તે સમયે રાત્રિ લગભગ પૂરી થવા આવી હતી. તેમ છતાં પણ રસ્તાપર હજી માણસોની આવજાવ થતી જોવામાં આવતી નહોતી. ચંદ્રનાથે ગાડી મેળવવાની ઘણી તપાસ કરી. પરંતુ એ સમયે કયાંયથી પણ ગાડી મળી શકી નહિ. ચંદ્રનાથે વિચાર્યું કે, સરિયામ રસ્તે જવાથી અવશ્ય ગાડી ભાડે મળી શકશે. આ પ્રમાણે વિચાર કરી તે સાંકડી ગલીમાંથી જલ્દી બહાર નીકળી જવા માટે પગે જ ચાલવા માંડયો. થોડેક દૂર ગયા પછી તે એક નાની અને સાંકડી ગલીમાં જઇ પહોંચ્યો. હજી તે ગલીની અધવચ્ચ ગયો હતો, એવામાં એક મકાનના દરવાજા પાસે તેણે એક મનુષ્યને ઉભેલો જોયો.

જે મનુષ્ય દરવાજાપર ઉભો હતો તે પુરૂષ જ હતો. તેણે ચંદ્રનાથને બોલાવી પૂછયું:-"તમે કોણ છો"

ચંદ્રનાથે જવાબ આપ્યો:—" હું પંડિત કામદેવની પેઢીનો એક કર્મચારી છું."

તે મનુષ્યે પૂછ્યું:—" હું ધારૂં છું કે, અત્યારે 'તમે શાહ-સાહેબના ધર્મનિકેતનમાં જ ગયા હશો ?"

ચંદ્રનાથે જવાબ આપ્યો:—ના–ના. હું તો ગયો જ નથી."

મનુષ્યે કહ્યું:—" કદાચ ગયા હો તો પણ તેમાં શો દોષ કર્યો છે ? કામ પ્રસંગે સર્વ કોઇને ત્યાં જવું પડે છે. પણ હશે, મારે એ વિષયમાં વધારે ઉહાપોહ કરવાની કશી જરૂર જ નથી. પરંતુ ભાઈ! હું અત્યારે ઘણો જ આફતમાં આવી પડયો છું; માટે મારા પર તમે એક ઉપકાર કરવાની ઉદારતા દર્શાવશો કે ? હું તમારા ઉપકા-રને જીંદગી સુધી કદાપિ ભૂલી શકીશ નહિ."

" શો ઉપકાર મહાશય ? હાલ તરતતો મારે ઘણું જ જરૂરી કામ છે. મારાથી એક ક્ષણનો પણ વિલંબ થઇ શકે તેમ 'નથી." ચંદ્રનાથે સંદિગ્ધ ઉત્તર આપ્યો.

મનુષ્યે કહ્યું:—" તમને વધારે વિલંબ થશે નહિ. અરે, એક પળ પણ થશે નહિ. આમ આવો, મારી પાસે આવો, હું તમને મારી બધી વાત સંક્ષેપમાં જ કહી સંભળાવું."

ચંદ્રનાથ જેવો તે માણુસ પાસે ગયો કે તરત જ તે મજબુત માણુસે એકદમ જોરથી તેનું ગળું દબાવી દીધું અને ત્યાર પછી ઘણા જ ગંભીર સ્વરથી તેણે ચંદ્રનાથને ઉદ્દેશીને કહ્યું:—" હરામ-ખોર શયતાન ! તારી પાસે શું છે ? જે કાંઇ હોય તે મને સ્વાધીન કર. મારી સાથે દગાબાજી કરવા આવ્યો હતો ? શું તું અત્યારે પેલા હરામજાદા ફકીરના અડ્ડામાં નહોતો ગયો ?"

ચંદ્રનાથનો જીવ ગભરાવા માંડયો, તેનાથી એક શબ્દ પણ

બોલી શકાયો નહિ. અરે તેનામાં વાતચીત કરવાની શક્તિ પણ ન રહી. તેણે ઈશારાથી જણાવ્યું કે, જ્યાં સુધી તેની ગરદનને એ રાક્ષસી પંજામાંથી મુક્ત કરવામાં નહિ આવે, ત્યાં સુધી તેનાથી કશું પણ કરી શકાશે નહિ.

ખીસામાંથી પિસ્તોલ બહાર કાઢી તેના કપાળ સ્હામી તાકી તે મનુષ્યે ચંદ્રનાથની ગરદન મૂકી દીધી અને ત્યાર પછી કહ્યું:—"ચાલ, તારી પાસે જે હોય તે હમણાંને હમણાં જ મને સોંપી દે. જો વિનાકારણ એક શબ્દ પણ બોલીશ, તો આ પિસ્તોલની ગોળીથી મરણને શરણ થઈશ. જ્યાં સુધી હું આજ્ઞા ન આપું; ત્યાં સુધી અહિંને અહિં જ ઉભો રહે."

ચંદ્રનાથના ખીસામાં સાતસો રૂપિયાની સોના મોહોરો હતી, તે તેણે લુટારાના હાથમાં આપી દીધી. અને ત્યારપછી નમ્ર સ્વરથી કહ્યું:—"હું ઇશ્વરના સોગન ખાઇને કહું છું કે, મારી પાસે હવે પાઇ પણ નથી. આજે દગાબાજીથી સાતસો રૂપિયા બચાવ્યા હતા. તે અંતે મારે તમોને જ આપવા પડયા છે. એ સિવાય મારી પાસે બીજું કશું પણ નથી."

લૂટારાએ કહ્યું:—"સારૂં. પણ તારી પાસે બીજા કાંઇ કાગળ પત્રો અથવા હુંડી વગેરે બીજું કાંઇ પણ છે કે નહિ વારૂ ?"

ચંદ્રનાથે અજાયબીથી પૂછ્યું:—"ના, એમાંનું કશું પણ મારી પાસે નથી. પણ જો કદાચ મારી પાસે હુંડી અથવા એવી જ લેણ-દેણની કોઇ ચીઠ્ઠી હોત તો તમે તેને શી રીતે વટાવત વારૂ ?"

દસ્યુ અથવા લૂટારાએ કહ્યું:—"એ બધી વ્યવસ્થા હું કરી લઇશ. એ વિષયમાં તારે કશી પણ ચિંતા કરવી નહિ. શું તારી પાસે તેવી કોઈ હુંડી કે ચીઠ્ઠી છે ખરી કે ?"

ચંદ્રનાથે જવાબ આપ્યો:—"ના–ના હુંડી કે ચીઠ્ઠી આદિ કશું પણ અત્યારે મારી પાસે નથી."

લૂટારાએ કહ્યું:—"તારી પાસે જે કાંઇ કાગળપત્રો હોય તે મને આપી દે."

આ સાંભળીને ચંદ્રનાથનું મુખ કરમાઇ ગયું. તે આનાકાની કરવા લાગ્યો. લૂટારાએ ડાબા હાથમાં પિસ્તોલ રાખી તથા પહેલાની પેઠે કપાળ તાકી, જમણા હાથે ચંદ્રનાથનું અંગરખું ખોલી તેના ગજવામાંથી સઘળા કાગળપત્રો બહાર કાઢી લીધા.

ચંદ્રનાથે કહ્યું:—"આ કાગળો તમોને કશા પણ ઉપયોગમાં આવશે નહિ. પણ મને એ ઘણા જ જરૂરના છે. એ કાગળોની સહાયતાથી મારા એક મિત્રનું કાર્ય સફળ થઇ શકે તેમ છે."

લૂટારાએ કહ્યું:—"જો જરૂર હોય તો, રૂપિયા આપવાથી તમને તે કાગળો પાછા જોઇએ ત્યારે મળી શકશે."

ચંદ્રનાથ અજાયબીથી બોલ્યો:—"રૂપિયા! રૂપિયા આપવાથી કાગળો પાછા શી રીતે મળી શકશે?"

લૂટારાએ કહ્યું:—"હવે એ કાગળોપર મારો અધિકાર છે. તમને જ્યારે જરૂર પડે ત્યારે રૂપિયા આપીને એ સઘળા કાગળો ઘણી જ ખુશીની સાથે લઇ જજો. પણ હવે રૂપિયા વિના એ પાછા મળશે નહિ."

ચંદ્રનાથે કહ્યું:—"હું ઇશ્વરના સોગન ખાઈ કહું છું કે, હવે મારી પાસે એક કોડી પણ રહી નથી. તો પછી રૂપિયા કયાંથી આપી શકું? હું એક સાધારણ ગરીબ માણસ છું, હવે મારાથી કયાંયથી પણ રૂપિયા લાવીને તમને આપી શકાય તેમ નથી."

લૂટારાએ કહ્યું:—"ગમે ત્યારે રૂપિયા આપીને તમે આ કાગળો

મેળવી શકશો. હું કાંઇ તમને આજે ને આજે રૂપિયા આપવાનો આગ્રહ કરતો નથી. બેચાર માસ પછી જ્યારે તમને પૈસાની સગવડ થાય ત્યારે પૈસા આપીને પત્રો લઇ જજો.

ચંદ્રનાથે કહ્યું:—"પણ પછી હું તમને ક્યાં મેળવી શકીશ વારૂ ?"

લૂટારાએ જવાબ આપ્યો:—"જુમ્મામસ્જિદની ઉત્તર દિશામાં આવેલી મધુમતી નદીના શ્વેતઘાટ પાસે એક સ્ત્રી કાળા પોશાકથી વિભૂષિત થઇને તમે કહો તે દિવસે અને તે સમયે જ આવીને ઉભી રહેશે. તેના હાથમાં રૂપિયા આપવાથી તમને આ કાગળો પરત મળી શકશે. પરંતુ સાવધાન ! તેને પકડાવવાની કોશિશ કરશો નહિ. જો તેવી કોશિશ કરશો તો તેમાં તમે સર્વથા નિષ્ફળ જ નિવડશો અને તે સાથે તમારા પ્રાણ પણ વિપદમાં આવી પડશે. અમારી સાથે વેર બાંધનાર કોઇપણ મનુષ્ય કદાપિ ફાવી શક્યું નથી. મારૂં નામ રતનદાસ છે. એ તો તમે જાણતા જ હશો કે, રતનદાસનું નામ સાંભળીને આખો દેશ અત્યારે થરથર કંપી રહ્યો છે. તમે જો વીર રતનદાસની વિરૂદ્ધ એક પણ કાર્ય કરશો તો તમારા આખા પરિવાર સહિત તમે વિના મોતે માર્યા જશો. અમે દુશ્મનને મારવામાં કદિ પણ પાછા હઠતા નથી. અરે લેશ માત્ર પણ ભયભીત થતા નથી."

રતનદાસનું નામ સાંભળીને ચંદ્રનાથનું આખું શરીર કંપી ઉઠ્યું. રતનદાસ એક સુવિખ્યાત લૂટારો હતો. તે ન કરી શકે, એવું એક પણ કાર્ય જ નહોતું. પોલિસ પણ તેનું નામ સાંભળીને કમ્પાયમાન થઇ જતી હતી. તેના કપટજાળને કાપી શકે, તેની ચતુરાઈથી વિમોહિત ન થાય, એવું કોઇ મનુષ્ય જ નહોતું. ભલભલા નામીચા જાસૂસોના પણ રતનદાસનું નામ સાંભળીને છક્કા છૂટી

જતા હતા. આખો દેશ એનાથી ડરતો હતો. અત્યાર સુધીમાં એણે હજારોવાર જબરી જબરી લૂંટો કરી હતી, પરંતુ કોઈનાથી પણ તે પકડી શકાયો નહોતો. તેના ટોળામાં ઘણાં માણસો એકઠાં થયાં હતાં. તેના ભયથી સહુ કોઇ કંપતાં હતાં.

ચંદ્રનાથે કહ્યું:-"હું પાંચસો રૂપિયાથી વધુ આપી શકું તેમ નથી. મારી પાસે એથી વિશેષ કશું પણ નથી."

રતનદાસે કહ્યું:—"પાંચસો રૂપિયાથી ચાલી શકે તેમ નથી. ઓછામાં ઓછા એક હજાર રૂપિયા તો તમારે અવશ્ય આપવા જ પડશે. વિનાકારણ વાદવિવાદ કરશો નહિ. જો કદાચ તમારે મારા જેવું કાંઇ પણ કામકાજ પડે તો મને જણાવજો, એટલે હું તે અવશ્ય પૂરું કરી આપીશ."

ચંદ્રનાથે કહ્યું:—"બહુ સારૂં, ત્યારે હું આવતી કાલે સવારે એક હજાર રૂપિયા લઈ આવીશ."

રતનદાસે કહ્યું:—"સવારે તો મારાથી એ બધો બંદોબસ્ત કરી શકાશે નહિ. પણ હા—જો તમે આવતી કાલે સાંઝે મેં બતાવેલી જગાએ રૂપિયા લઇને જશો તો તરત જ તમારા બધા કાગળો જોવીને તેવી જ સહીસલામતીથી પાછા મળી શકશે."

આમ કહીને ક્ષણવારમાં દસ્યુ રતનદાસ ચંદ્રનાથનાં ચક્ષુથી અદૃશ્ય થઈ ગયો. ચંદ્રનાથ અદ્યાપિ થરથર કંપતો હતો. તેના આખા શરીરમાંથી પરસેવો છૂટવા લાગ્યો. અતિ મ્લાન મુખે તે જમીનદાર સુંદરીમોહનના ઘર ભણી રવાના થયો.

ચંદ્રનાથના સુંદરીમોહનને ત્યાં પહોંચતાં પહેલાં જ પૂર્વાકાશમાં ઉષાનો પ્રકાશ દેખાયો. ધીમે ધીમે નિશાની શિશિરમાલા તાજાં વિકસેલાં કુસુમોના મુખનું ચુંબન કરી વિદાય થઇ. મલયપવન કેવળ

એકલા પરિમલનો જ પ્રયાસી હતો તેથી તે કેવળ ફૂલોનો પરિમલ પ્રાપ્ત કરવાની આશાને હૃદયમાં ધારણ કરી ધીમે ધીમે વહેતો વહેતો ચાલવા લાગ્યો. પક્ષીઓએ શ્યામ અને હરિયાળાં પુત્રોના કુંજમાં બેસીને પ્રભાતી સંગીતની શરૂઆત કરી દીધી અને આકાશપટમાં પ્રભાતના તારાઓ ભાનભૂલા થઈ સ્થિરતાથી જગત તરફ જોઈ રહ્યા.

---

## પ્રકરણ ૧૧ મું

——:*:——

### જાસુસ અને પોલીસ.

पश्यतैतान महाभागान् परार्थैकान्तजीवितान् ।
वातवर्षातपहिमान् सहन्तो वारयन्ति नः ॥
अहो येषां वरं जन्म सर्वप्राण्युपजीवनम् ।
सुजनस्येव येषां वै विमुखा यान्ति नार्थिनः॥
पत्रपुष्पफलच्छायामूलवल्कलदारुभिः ।
गन्धनिर्यासभस्मास्थितोक्मैः कामान्वितन्वते ॥
एतावज्जन्मसाफल्यं देहिनामिह देहिषु ।
प्राणैरर्थैर्धिया वाचा श्रेय एवाचरेत्सदा ॥

श्रीमद् भागवत्

ચંદ્રનાથે સુંદરીમોહનને ઘેર જઇ તેની મુલાકાત લીધી. તેની લાલચોળ આંખો, મલિનમુખ તથા શરીર અને મનની સ્ફુર્તિની હીનતા આદિ સર્વ ભાવો જોઇને સુંદરીમોહને પૂછ્યું:—"આ શું? તમારા મુખપર આવી મલિનતા શાથી છવાઇ ગઇ છે?"

ચંદ્રનાથે તેને એકાંતમાં લઇ જઇને આદિથી અંત સુધીનો સર્વ વૃત્તાંત કહી સંભળાવ્યો. તે સાંભળીને સુંદરીમોહને કહ્યું:—"અહા! હાથમાં આવેલો નિધિ છટકી ગયો? પણ હવે એને પાછો મેળવવાનો શો ઉપાય છે વારૂ? મને તો હવે એવો એક પણ ઉપાય જણાતો નથી."

ચંદ્રનાથે કહ્યું: "ઉપાય! ઉપાય ઘણા છે. રૂપિયા આપવાથી લૂટારાના હાથમાંથી તે પત્રો પાછા મળી શકશે. આવા કામમાં જો લોભ કરશો તો જરા પણ ચાલી શકશે નહિ."

સુંદરીમોહને કહ્યું:—"હું હમણાં જ તે સંબંધી યોગ્ય વિચાર કરી જોઇશ. પણ એ કાગળો મેળવવાથી આપણને શો લાભ થવાનો છે? શું એ કાગળો બહુ જ મહત્વના છે?"

ચંદ્રનાથે જવાબ આપ્યો:—"હા–બહુજ મહત્વના છે. એ કાગળો પર જ બધો આધાર છે."

સુંદરીમોહને કહ્યું:—"મને તો કશો પણ ઉપાય જ જણાતો નથી. તેમ છતાં પણ તમે ખૂબ બુદ્ધિમાન છો, તમારી બુદ્ધિમત્તાનો અવધિ જ નથી. મને આશા છે કે, તમે કોઈ પણ પ્રકારનો એક સરળ ઉપાય સહજમાં જ શોધી શકશો."

ચંદ્રનાથે કહ્યું:—"હા–તમારી ધારણા યથાર્થ છે. પરંતુ નાજરને પણ થોડાક રૂપિયા આપવા પડશે. કારણ કે, જો તેનું મન રાજી કરીશું તો તે મુકર્દમાનો દિવસ આવતી કાલપર મુલ્તવી રાખશે."

સુંદરીમોહને કહ્યું:—"આ કલ્પના પણ અતિ ઉત્તમ જ છે. પરંતુ પંડિત કામદેવે વિચારક મહાશય હરગોવિંદને અનુરોધ કર્યો છે. અને હરગોવિંદે પણ હાલ તરત મુકર્દમો ચલાવવાનું બંધ રાખ્યું છે. તો પણ નાઝરની હવે આપણને શી જરૂર છે?"

ચંદ્રનાથે કહ્યું:—"હજી આપણને તેની ઘણી જ જરૂર છે. તેની મદદથી જ આપણે આપણા કામમાં ફત્તેહ મેળવી શકીએ તેમ છીએ. જો તે એમ કહેશે કે, હજી સૂધી મેં તમામ કાગળો મોકલ્યા નથી તો, તેથી મુકર્દમાના દિવસમાં ઘણી જ સહેલાઇથી ઘટતો ફેરફાર થઇ શકશે. હરગોવિંદ શાસ્ત્રી સાથે તેની સારી મિત્રતા છે અને તેથી તે જેમ ધારે તેમ કરી શકે તેમ છે."

સુંદરીમોહને કહ્યું:—"ત્યારે તે તેમ જ કરો. રૂપિયા આપવામાં મને કશો વાંધો નથી."

ચંદ્રનાથે કહ્યું:—આ કામની સિદ્ધિને માટે હું યમના મુખમાં જવાને પણ તૈયાર છું. પણ ભાઈ! મારી પાસે દોલત નથી. જો ઈશ્વરે મને દોલત દીધી હોત તો હું દુનિયા આખી ને એકવાર તો અવશ્ય ડોલાવત. આ દોરંગી દુનિયાને ડોલાવવાનું મુખ્ય સાધન દોલત છે. દોલત વિના ગમે તેવો બહાદુર માણસ પણ પોતાના કામમાં ધારેલી ફત્તેહ મેળવી શકતો નથી. માટે રૂપિયા તો તમારે જ આપવા પડશે. કારણ કે નાઝર તથા લૂટારાને પૈસા આપ્યા વિના મારી મહેનત કશા પણ ઉપયોગમાં આવશે નહિ. આજકાલ પૈસાની સખ્ત મારામારી છે, એટલે મારાથી પણ એક પાઈ ખર્ચી શકાય તેમ નથી. હું ધારૂં છું કે, તમારા કાર્યની સફળતા માટે તમે પૈસા ખર્ચવામાં કોઇ પણ પ્રકારની કંજુસાઈ તો નહિજ કરો?"

સુંદરીમોહને કહ્યું:—"અરે યાર! પૈસા પૈસા શું કરે છે?

પૈસા તો જોઇએ તેટલા મળી શકશે. અંબાલિકા જેવી ખૂબસૂરત સુંદરી માટે કદાચ મારી આખી જમીનદારી બરબાદ થઈ જશે, તો પણ હું તેની કશી પરવા કરીશ નહિ. પૈસા માટે તમે નિશ્ચિંત રહો. અંબાલિકાની સંપત્તિ મારી સંપત્તિ કરતાં દશગણી છે. એને મેળવવા માટે જો કદાચ મારૂં સર્વસ્વ ફના થશે, તો પણ મને કશો પણ સંકોચ થશે નહિ. સ્વર્ગની સુંદરી તુલ્ય અંબાલિકાની તુલનામાં મારી સંપત્તિ કશા હિસાબમાં જ નથી. ભાઈ! તમે જેટલા પૈસાનો વ્યય થાય, તે કરીને પણ મારૂં કામ ફત્તેહ કરી આપો."

ચંદ્રનાથે કહ્યું:—"જ્યારે તમે પૈસા આપવાની આટલી બધી ઉદારતા દર્શાવો છો, ત્યારે તમને અંબાલિકા તથા તેની સંપત્તિ મળવામાં કશો પણ પ્રત્યવાય આવશે નહિ. મેં હમણાં જે દગાની બાજી બિછાવી છે, તે જોતાં તો અંબાલિકા તમારા અધિકારમાં અલ્પસમયમાં જ આવી જશે. વળી મેં જે જે માણસોની સહાયતા લીધી છે તેઓ પણ એ કાર્યમાં પ્રત્યેક રીતે સહાયભૂત થાય તેમ છે. શાહસાહેબ, હરગોવિંદ શાસ્ત્રી આદિ સર્વ દોલતના ગુલામો છે. દોલત દેખીને તેઓ ગમે તેવું મુશ્કિલ કામ પણ ક્ષણવારમાં કરી આપે છે. રૂપવતી અંબાલિકા હવે તમારી ભાર્યાના પદપર સ્થાપિત થઈ ગઇ છે, એમજ તમારે માની લેવાનું છે.

સુંદરીમોહને તરત જ પોતાના ખજાનામાંથી કેટલીક સોનામોહરો લાવીને ચંદ્રનાથના હાથમાં આપી. ચંદ્રનાથે હાથમાં મોહોરો લઇને કહ્યું:-"જો હું આ કાર્યમાં સફળતા મેળવી શકીશ તો એકી સાથે આપણને બન્નેને પુષ્કળ લાભ મળશે. તમને સુંદરી શિરોમણિ અંબાલિકા તથા તેની અગાધ સંપત્તિના સ્વામી થવાનો સુપ્રસંગ પ્રાપ્ત થશે અને મને પંડિત કામદેવીની પેઢીના મુનીમનું પદ પ્રાપ્ત

થઇ શકશે તથા દુષ્ટ ઇંદ્રનાથનો અધઃપાત કરવાની મેં જે ભયંકર પ્રતિજ્ઞા લીધી છે, તે પ્રતિજ્ઞાનું પણ નિવારણ થઇ શકશે. મારી પ્રતિહિંસાનો પ્રખર પાવક પૂર્ણપણે પંચમહાભૂતના એક ભૂતની સાથે મળીને સદાને માટે શાન્ત થશે. મને સંપૂર્ણ આશા છે કે, મારી આ સર્વ ધારણાઓ અલ્પ સમયમાં જ અવશ્ય પૂર્ણ થશે. એમાં તમે લેશ માત્ર પણ સંદેહ રાખશો નહિ."

સુંદરીમોહને કહ્યું:-"ભગવાન આપણને તે શુભ દિવસની શુભ ક્ષણ સત્વર પ્રદાન કરશે. પ્રયત્નનું પરિણામ પરમાત્મા આપ્યા સિવાય રહેતો નથી. પણ ભાઇ ! તમે મારા માટે જે પરિશ્રમ વેઠયો છે, તેનો બદલો મારાથી આ જીવનમાં કદી પણ વાળી શકાય તેમ નથી. જો પ્રભુ મને અંબાલિકાની સંપત્તિનો અધિકારી બનાવશે, તો હું તમને મારાથી બનશે તેટલું દ્રવ્ય આપીને તૃપ્ત કરીશ.

આ પ્રમાણે વાતચીત કર્યા પછી ચંદ્રનાથ સોનામોહોરો લઇને ચાલ્યો ગયો તથા સુંદરીમોહન પોતાના બેઠકખાનામાં જઇ મધુપાન કરવામાં પ્રવૃત્ત થયો.

ચંદ્રનાથ રસ્તે જતાં જતાં વિચારવા લાગ્યો:-"મારા બેટા લુટારાનું સાહસ પણ કાંઇ જેવું તેવું નહોતું ! અકસ્માત્ મારા શરીરપર ધસી આવી ચાલાકીથી મારા સાતસો રૂપિયા લૂટી લીધા અને તે ઉપરાંત સઘળા જરૂરી કાગળો પણ છીનવી લીધા ! તે દુષ્ટ હતભાગી દસ્યુ, આખા દેશને ધૂળધાણી કરી રહ્યો છે. પોલિસે પણ એનાથી કાયર થઇને જાહિરનામું બહાર પાડયું છે કે, જે કોઇ એ હરામજાદા લુટારા રતનદાસને પકડી આપશે, તેને એક હજાર સોના મોહોરો ભેટ આપવામાં આવશે. વારૂ, હું જ તેને શા માટે ન પકડાવી દઉં ! તે બિચારો પામર ભીખારી મને શું કરશે ! તેનાથી

મારી શી ક્ષતિ થશે ? પરંતુ મધુમતીના ઘાટપર તો તે દુષ્ટ એક બીજી સ્ત્રીને મોકલવાનો છે, તે પોતે આવવાનો નથી. તે સ્ત્રીજ મારી પાસેથી રૂપિયા લઈ મને મારાં કાગળીયાં પાછાં સોંપશે, એમ તે લુચ્ચાઓનો સરદાર કહી ગયો છે. અહા ! મારો બેટો કેવો ચાલાક લુટારો છે ! હું એ સ્ત્રીને પકડાવીને શું કરવાનો છું ! એને પકડવાથી મને શો લાભ થાય તેમ છે ? કદાચ જો હું એ સ્ત્રીને પોલિસ મારફત પકડાવીશ તો પણ તે સ્ત્રી રતનદાસનો ખરો પત્તો કદાપિ બતાવશે નહિ. અને તે સાથે મને પણ કશોય લાભ મળી શકશે નહિ. વળી જો રતનદાસ મારા પત્રો જાણી જશે તો મને કદાપિ જીવતો છોડશે નહિ. ગમે તેમ હો, પણ મારે કોટવાળની સાથે મળીને આ વિષયમાં સલાહ તો અવશ્ય કરવી જ જોઇએ. સલાહ કરવામાં શી હરકત છે ? જો કદાચ સુયોગ મળી જશે, તો તે દુષ્ટાત્મા રતનદાસને પોલિસ મારફત કેદ કરાવીને હું સહજમાં જ એક હજાર સોના મોહોરો મેળવી લઈશ. પ્રયત્ન કરવામાં મારૂં શું જાય છે ? માર્યું તો તીર નહિ તો તૂક્કો તો છેજ ને ! દુનિયામાં કેટલાંક કામો ફક્ત આવા હિસાબે જ કરવા છતાં પણ કેટલીકવાર અચાનક મોટી મિલ્કત મળી જાય છે. ભગવાને મને નિર્ધન બનાવવામાં કેવળ મૂર્ખતા જ કરી છે. કારણ કે, મારા જેવા પ્રપંચીઓને જ અતુલ સંપત્તિના અધીશ્વર બનાવવા જોઇએ કે જેથી દેશમાં આવા દુર્દાન્ત દસ્યુઓનો કદાપિ ઉપદ્રવ જ થવા પામે નહિ. પરંતુ શું કરૂં ? લાચાર ! 'નાણાં વિના નર નિમાણા' અને 'વસુ વિના નર પશુ' એવી જ આપણી હાલત થઈ છે. નહિ તો વળી મારે સુંદરીમોહન જેવા એક સામાન્ય મનુષ્યનું મ્હોં પણ શા માટે બોલાવવું પડે ? હું પોતે જ આ બાલિકાને પ્રાપ્ત કરવાનો પ્રયત્ન કેમ ન કરૂં !

પણ એ બધું પૈસાના અભાવેજ થઇ શકતું નથી. દુનિયા દોલતવાનને દસવાર નમે છે અને મારા જેવા નિર્ધનોને લાત મારી ઘરને આંગણે પણ ચઢવા દેતી નથી. હાયરે દીવાની દુનિયા! હાયરે! દોલતી દુનિયા! તને પણ ધન્ય છે!"

આ પ્રમાણે અનેક વિચારો કરી છેવટે એક દૃઢ નિશ્ચયપર આવી ચંદ્રનાથ થાણામાં :જઇ :પહોંચ્યો. થાણામાં શહેરકોટવાલ કાદરબક્ષખાં એક કુર્સીપર બેસી હુક્કાની નળીને મુખમાં પધરાવી ધુમ્રપાન કરી રહ્યો હતો. ચંદ્રનાથને પોતાની પાસે આવેલો જોઇને તેણે પૂછ્યું:—"કેમ મહાશય, તમે અહીં શાકારણથી આવ્યા છો? શા સમાચાર લાવ્યા છો?"

ચંદ્રનાથે કહ્યું:—"નામદાર! હું રતનદાસ લૂંટારાના સંબંધમાં કાંઇક સમાચાર આપને જણાવવા આવ્યો છું."

કાદરબક્ષખાં હુક્કાની નળીમાં એક દમ મારી મુખરૂપ ગૃહમાંથી કુંડાળાના આકારવાળા ધુમાડાના મોટેથી ગોટા બહાર કાઢી કહેવા લાગ્યો:—"તેને પકડાવી આપનાર વ્યક્તિને સરકાર બહાદુર તરફથી એકસો સોનામોહોરો ઇનામ આપવામાં આવશે. કેમ, આ વાર્ત્તા તં-તમારા જાણવામાં છે ખરી કે નહિ વારૂ?"

ચંદ્રનાથે જવાબ આપ્યો:—"હજુર નામદાર! એ વાત મારા સાંભળવામાં આવી છે."

કાદરબક્ષખાંએ એક કાગળ બહાર કાઢીને ચંદ્રનાથના હાથમાં આપ્યો. ચંદ્રનાથે તે કાગળ વાંચીને જાણ્યું કે, "રતનદાસ લુટારાને જે કોઇ પકડાવી આપશે, તેને એકસો સોનામોહોરો ઇનામ આપવામાં આવશે, અને એ ઇનામ આપવા ઉપરાંત તેને રાજ્ય તરફથી એક માનવંતો ઉપાધિ આપવામાં આવશે તથા રાજ્યના એક ઉચ્ચ

અધિકારીનું સ્થાન પણ આપવામાં આવશે.' પત્ર વાંચ્યા પછી ચંદ્રનાથે પુલકિત ચિત્તથી કહ્યું:—"હું તમને અવશ્ય રતનદાસનો પત્તો મેળવી આપીશ. મને સંપૂર્ણ આશા છે કે, જો આપ મારા બતાવેલા ઈલાજ પ્રમાણે ચાલશો તો રતનદાસને ઘણી જ સરળતાથી પકડી શકશો. હું અત્યારે એ વિષયમાં આપની સલાહ તથા સહાયતા લેવા માટે જ આવ્યો છું."

કાદરબક્ષખાંએ કહ્યું:—"અમારી મુખ્ય ફરજ ગમે તે ઉપાયે રતનદાસ લુટારાને કેદ કરી અમારા કેદખાનામાં બંદીવાન બનાવવાની જ છે, માટે અમે તમને જેવી જોઈએ તેવી સહાયતા આપીશું. જ્યારે તમે પોતે જ અમને મદદ કરવા માટે ખાસ અહીં આવ્યા છો, ત્યારે અમારે પણ તમને અમારાથી બનતી મદદ અવશ્ય આપવી જ જોઈએ."

ચંદ્રનાથે કહ્યું:—"હું ગઈ કાલે રાત્રે એક જગાએથી મારા તરફ પાછો આવતો હતો, એ સમયે રસ્તામાં ધોબીવાડાની ગલીમાં તેણે મારાપર હુમલો કરીને મારી પાસે જે કાંઈ સોનામોહોરો તથા કાગળ પત્રો હતા, તે સર્વ છીનવી લીધા હતા. મેં જ્યારે તેની પાસેથી મારા કાગળો પાછા માગ્યા, ત્યારે તેણે મને કહ્યું કે, રૂપિયા આપીને તે પત્રો પાછા લઇ જજો. જ્યાં સુધી તમે અમને રૂપિયા પહોંચાડશો નહિ, ત્યાં સુધી અમે તમને તમારા પત્રો પાછા આપી શકીશું નહિ. મારી પાસે તે સમયે એક પાઇ પણ નહોતી, એથી તેણે મને આજે સાંઝે જુમ્મામસ્જિદ પાસેની મધુમતી નદીના શ્વેત ઘાટપર મળવાનો વાયદો કરી રૂપિયા આપી પત્રો લઈ જવાનું સૂચવ્યું છે."

કાદરબક્ષખાંએ કહ્યું:—"ત્યારે તો ઠીક થયું છે. પણ શું તમે

એમ ધારો છો કે, મધુમતીના કિનારાપર કાગળો આપવા માટે ખુદ રતનદાસ જ આવશે. તેને પકડવાની તમે જેવી સરળતા ધારો છો, તેવી સરળતાથી તે પકડાય તેવો નથી. તેના જેવો ચાલાક, બહાદુર અને કુશળ લૂટારો બીજા કોઇ પણ દેશમાં નથી, એમ કહેવામાં આવે તો પણ કશી અડચણ નથી. તે બીજા કોઇ માણસની મારફત તમારા કાગળ પત્રો મોકલાવી આપશે; પરંતુ પોતે આવીને પત્ર આપવાનું દુઃસાહસ કદાપિ કરશે નહિ. ”

ચંદ્રનાથે કહ્યું:—“હા–તે પણ તેમ જ કહી ગયો છે. પરંતુ તેણે મને કહ્યું છે, કે જો મારી કોઇ પણ કામમાં જરૂર પડે અથવા મારી મારફત કોઇ પણ કાર્ય થઇ શકે તેમ હોય, તો મને અવશ્ય બોલાવજો. હું ગમે તે ઉપાયે આવીને તમારૂં તે કાર્ય પૂરૂં કરી આપીશ. ”

કાદરબક્ષખાંએ પૂછ્યું:—“પણ તેણે તમને ક્યાંથી બોલાવવાની સૂચના આપી છે વારૂ ? ”

ચંદ્રનાથે જવાબ આપ્યો:—“તેણે કહ્યું છે કે, જુમ્મામસ્જિદની પાસે મધુમતીના શ્વેત ઘાટપર કાળા પોશાકથી ઢંકાયલું એક મનુષ્ય નિરંતર મારા તરફથી હાજર રહે છે, માટે જો કદાચ મારી જરૂર પડે તો તે માણસને જણાવજો, એટલે તે માણસ મારી પાસે આવીને મને બધી હકીકતથી વાકેફ કરશે. મને જ્યારે એવા સમાચાર મળશે કે, તમને મારી ખાસ જરૂર પડી છે, ત્યારે હું ગમે તે ઉપાયે પણ તમારી પાસે આવીને તમારૂં કામ કરી આપીશ. ”

કાદરબક્ષખાં પોતાની ખુર્શીને ચંદ્રનાથની નજીકમાં સરકાવીને ઘણા જ ધીમા સ્વરથી બોલ્યો:—“મહાશય, એમ કરવાથી કદાચ એને પકડવામાં સરળતા થઇ પડશે. તમને આજે સાંઝે રતનદાસના જે

માણુસની સાથે મુલાકાત થાય તેને કહી દેજો કે, મારે આજે ને આજે રતનદાસને મળવાની ખાસ જરૂર છે, મારે તેનું એક ઘણું જ જરૂરી કામ પડયું છે, માટે કોઇ પણ પ્રકારે તેઓ આજે મારે ત્યાં આવી મને મળી જાય. તમે તે માણુસની મુલાકાત કરી રતનદાસના નિવાસસ્થાનની તપાસ કરી આવો. ત્યાર પછી સમય પ્રમાણે અમે તેને પકડવાનો પ્રયત્ન કરીશું. જ્યારે તે અમારા હાથે કેદ પકડાશે, ત્યારે અમે તમને સરકાર બહાદુર તરફથી ઠરાવેલું ઇનામ અપાવીશું. ઇનામના સંબંધમાં તમે કશી પણ ચિંતા કરશો નહિ. તમે જે પ્રયત્ન કરશો તેનું પરિણામ મળ્યા વિના રહેશે નહિ. રતનદાસના પકડાયા પછી સૂબેદાર સાહેબને હું તમારા માટે સારી ભલામણ પણ કરીશ."

ચંદ્રનાથે કહ્યું:—"સારૂં. એમ કરવામાં મને કશો પણ વાંધો નથી. પણ હા. જો કદાચ એ દુર્દાન્ત દસ્યુની બાતમી મેળવવા જતાં મારાપર કાંઇ આફત આવી પડશે તો ?"

કાદરબક્ષખાંએ કહ્યું:—"હું કેટલાક હથિયારબંધ સિપાહીઓને તમારા રક્ષણ માટે નિયુક્ત કરીશ એ વિષયમાં તમે કશી પણ ચિંતા કરશો નહિ."

ચંદ્રનાથ આ પ્રમાણે સલાહ–મસલત કરી ત્યાંથી વિદાય થયો. ત્યાર પછી કાજીસાહેબની કચેરીમાં જઇ નાઝરની મુલાકાત કરી તેને અમુક સોનામોહોરો આપી ઇંદ્રનાથના મુકર્દમાને બીજા દિવસ પર મુલતવી રાખવાનો બંદોબસ્ત કર્યો અને પછી ઘેર આવી તે કાદરબક્ષખાં, રતનદાસ તથા એક હજાર સોનામોહોરોના ઇનામના વિચારમાં ગુંથાઇ ગયો. વિચારમાં ને વિચારમાં જ તેણે તે દિવસ વીતાડયો.

# પ્રકરણ ૧૨ મું



## તપાસપર તપાસ

The poorest have sometimes taken the highest places; nor have difficulties apparently the most insuperable proved obstacles in their way. Those verydifficulties, in many instances, would even seom to have been their best helpers, by evoking their powers of labour and endurance and stimulating in to life faculties wich might otherwoise have lain dormant.

—S. Smiles Self-Help P. 7.



ધીમે ધીમે દિવસનું અવસાન સુચવનારા દશ્યોએ પ્રકૃતિના શરીરપર દર્શન દીધાં. તે સમયે ચંદ્રનાથે લુટારા પાસે કબૂલેલી સોનામોહોરો લઇને નક્કી કરેલા સ્થાન તરફ પ્રયાણ કર્યું. તે ઘણી વાર સુધી તે સ્થળે ટહેલતો ટહેલતો ફરવા લાગ્યો, પરંતુ ક્યાંય પણ કાળો પોશાક ધારણ કરેલી સ્ત્રી તેના જોવામાં આવી નહિ. થોડીવારમાં સંધ્યાની અંધારી છાયાથી દુનિયા ડૂબી ગઇ. આકાશમાં ચંદ્રમાનું અર્ધમુખ પણ ખીલી ઉઠયું નહિ. કારણ કે, તે દિવસે કૃષ્ણપક્ષની અંધારી રાત્રિ હતી. કેવળ કેટલાક તારાઓ આકાશમાં શોભા આપવા લાગ્યા. સાંઝ સમયના તેજસ્વી તારાઓની ઉજ્જવલ આભાથી તે સમયે ચારે દિશાઓ સ્પષ્ટ દેખાવા લાગી.

સાંધ્યતારાના પ્રકાશથી ચંદ્રનાથ જોઇ શક્યો કે, નજીકમાં જ એક માનવ મૂર્ત્તિ ઉભેલી છે. એ જોઇને ચંદ્રનાથ તેની છેક સમીપમાં ગયો, ત્યારે તેને સ્પષ્ટ જણાયું કે, તે મૂર્ત્તિ અન્ય કોઈ નહિ પણ રતનદાસની સૂચવેલી પૂર્વકથિત કૃષ્ણ વેશધારિણી સ્ત્રીની જ પ્રતિમા હતી.

ચંદ્રનાથે તેને બોલાવી કહ્યું:—"મારા કાગળો આપી આ રૂપિયા સંભાળી લો."

સ્ત્રી મૂર્ત્તિએ કહ્યું:—"તું કોણ છે ?"

ચંદ્રનાથે જવાબ આપ્યો:—"મેં સોના મોહોરો આણી છે, માટે કાગળ આપીને એ સ્વીકારી લો."

સ્ત્રીએ કહ્યું:—"તું શું કહે છે, તે હું સમજી શકતી નથી."

ચંદ્રનાથ બોલ્યો:—"રતનદાસ."

સ્ત્રીએ કહ્યું:—"રૂપિયા લાવ."

ચંદ્રનાથે મોહોરોની થેલી તેના હાથમાં આપી. તે સ્ત્રીએ ચંદ્રનાથના હાથમાં તેના કાગળો આપીને કહ્યું:—"જો બનાવટી મોહોરો લાવ્યો હોઇશ, તો તેનું પરિણામ તેવું જ ભયંકર ભોગવવું પડશે."

ચંદ્રનાથે કહ્યું:—"ફિકર નહિ. પણ મારે તમને બીજી એક વાત કહેવાની છે."

સ્ત્રીએ કહ્યું:—"શી વાત કહેવી છે ? જે કાંઇ કહેવું હોય તે જલ્દી કહી નાખ."

ચંદ્રનાથે કહ્યું:—એક વાર રતનદાસની સાથે મુલાકાત કરવાની મને ખાસ જરૂર છે. તેણે મને કહ્યું છે કે, "જો કોઈ પણ કામ કરાવવાની જરૂર પડે તો તરત જ મને બોલાવજે. મને જ્યારે તારા

એ સમાચાર મળશે કે તરત જ આવીને હું તારૂં કામ પતાવી દઇશ."

સ્ત્રીએ કહ્યું:—"તેમની અનુમતિ લઇને કાલે સાંઝે અહીં જ અમારો એક બીજો માણસ આવશે અને તે રતનદાસની જે ઇચ્છા હશે તે તને જણાવશે."

ચંદ્રનાથે કહ્યું:—"મારે તેને હમણાં મળવાની ખાસ જરૂર છે. મારે જે કામ કરવાનું છે, તે જલ્દી કર્યા સિવાય ચાલે તેમ નથી. વળી એ કામ મારા માટે જેવું હિતજનક છે, તેવું જ તેના પક્ષમાં પણ લાભદાયક જ છે. એ કામથી અમો બન્નેને પૂરતો લાભ થવાનો સંભવ છે."

સ્ત્રીએ કહ્યું:—"હું તમારા આ સમાચાર તેમને ખુશીથી પહોંચાડીશ. પણ એટલું તો તમે ખૂબ યાદ રાખજો કે, જો કોઇ પણ જાતની દગાબાજીથી તમે તેમને ફસાવવા માગતા હશો, તો તમારા સર્વનો ઘાણ એકી સાથે અને એકી પળે નીકળી જશે. રતનદાસ કાંઇ જેવો તેવો સાધારણ માણસ નથી. તેની પાસે ચાલાકમાં ચાલાક જાસૂસો પણ પોતાની હાર કબૂલી ચૂક્યા છે અને બિચારી પોલિસ પણ તેનાથી તોબાં પોકારી ગઇ છે. માટે તમે જો કોઇ પણ જાતનો દગો કરી તેમનું અનિષ્ટ કરવાની ઇચ્છા ધરાવતા હો, તો તે ઇચ્છાને અત્યારથી જ માંડી વાળજો. વળી તેમની સાથે તમે હમણાં વિશ્વાસઘાત કરવા માગતા નથી, એનું કાંઇપણ પ્રમાણ મોજૂદ છે ખરૂં કે? જો તેવું કોઇ પણ પ્રબળ પ્રમાણ હોય તો મને સત્વર જણાવો."

ચંદ્રનાથે કહ્યું:—"મારી સાથે તેણે એવી કોઈ પણ દુશ્મનાવટ કરી નથી કે જેથી હું તેનું અનિષ્ટ કરવાને તૈયાર થાઉં. મારે તેનું અનિષ્ટ કરવાનું કશું પણ કારણ જ રહેતું નથી."

સ્ત્રીએ કહ્યું:—"ફક્ત આટલી વાતથી જ તમારાપર ભરોસો આવી શકે તેમ નથી."

ચંદ્રનાથે પૂછ્યું:—"ત્યારે હવે મારે એનાથી વધારે શી સાબીતી આપવી જોઇએ વારૂ ?"

તે સ્ત્રીએ જવાબ આપ્યો:—હું તમને માત્ર એટલું જ જણાવવા માગું છું કે, રતનદાસ જેવા જબરદસ્ત લૂટારાની સાથે દુશ્મનાવટ કરવાનું કામ કંઇ સહેલું પડયું નથી. કારણ કે, તેનો પ્રભાવ કાંઇક અદ્ભુત જ છે. તેમ છતાં પણ તમે તેને અમુક અંશે અવશ્ય હેરાન કરી શકો તેમ છો. પરંતુ એ હેરાનીનું ફળ શું મળે છે, તે તમે જાણો છો ખરા કે ? એ ભયંકર ફળ બીજું કશું પણ નથી, પણ કેવળ આ દુનિયાની સર્વ માયાનો પરિત્યાગ કરીને રતનદાસના દુશ્મનને પરલોકનો આશ્રય સ્વીકારવો પડે છે. જ્યાં સૂધી રતનદાસનો દુશ્મન દુનિયામાં જીવતો હોય છે, ત્યાં સૂધી તે કદી પણ સુખનો ભોક્તા થઇ શકતો નથી. આજ લગીમાં રતનદાસે પોતાની સાથે દુશ્મની કરનાર અનેક જીવોને આગમાં સળગાવીને, જમીનમાં દાટીને તથા, તેવી જ અનેક ભયંકર સજાઓ કરીને દુનિયાના પૃષ્ટ પરથી નષ્ટ કર્યા છે. માટે તમે પણ જો તેની સાથે કાંઇ પણ વિશ્વાસઘાત કરવા ઇચ્છતા હો, તો તે પહેલાં આ સર્વ સજાઓનો પણ સંપૂર્ણ વિચાર કરી રાખજો."

ચંદ્રનાથે કહ્યું:—"એ બધી બાબતો પહેલાંથી જ મારા જાણવામાં આવી ગઇ છે."

સ્ત્રીએ કહ્યું:—"ત્યારે તો તમે મારી સાથે આવી શકશો. પરંતુ ખૂબ સાવધાન રહેજો ! જો જરા પણ ગફલત કરશો તો તમારૂં મસ્તક તમારા ધડથી વિખૂટું થઇ જમીનપર આળોટશે અને

તમારા કુટુંબીઓ તમારી પ્રતીક્ષામાં જ સદાને માટે બેશી રહેશે. અમારા ગુપ્ત આવાસની કશી પણ હકીકત તમારી મારફત બીજાના જાણવામાં આવી જશે, તો તમને પણ તેવી જ ભારી સજા થશે. ચાલો, હવે મારી સાથે સાથે ચાલ્યા આવો !"

આમ કહીને તે સ્ત્રી મૂર્તિ તે ઘોર અંધકારમાં, તીવ્ર પ્રવાહવાળી મધુમતીના કિનારે કિનારે ચાલવા લાગી. ઘણે જ દૂર ગયા પછી તેણે ભૂષણાનગરીના સીમાડા પર આવેલા એક બગીચામાં પ્રવેશ કર્યો. તે બગીચામાંથી ત્રણ રસ્તા જૂદી જૂદી દિશાઓમાં છૂટા પડી આગળ ચાલ્યા જતા હતા. તેમાંના એક વચ્ચલા રસ્તાપર જરા આગળ ચાલી તે સ્ત્રી એક વૃક્ષ નીચે આવી ઉભી રહી અને ત્યાર પછી પોતાના વસ્ત્રમાંથી એક પિસ્તોલ કાઢી ચંદ્રનાથના કપાળ સ્હામી તાકી તે જોરથી બોલી ઉઠી:—" હું જોકે એક સામાન્ય અબળા છું, પરંતુ તેમ છતાં પણ પિસ્તોલ દ્વારા મનુષ્યનું લલાટ છેદી નાખવામાં ઘણી જ સારી રીતે કુશળ છું. ભલભલા બળવાન પુરુષો પણ આ અબળાના બળ પાસે લાચાર બની ગયા છે. તમે લોકો જે શાંક્તની અંશભૂતા લલનાઓને કેવળ અબળાના નામથી ઓળખાવી તેમનો ઉપહાસ કરો છો, તે જ અબળાઓ કેવી બહાદુર હોય છે અને પુરુષો કરતાં પણ તેમનું સાહસ કેવું ઉન્નત હોય છે, એનો પરિચય તમને અહીંથી બહુ સારી રીતે મળી શકશે. અબળા વાસ્તવિક રીતે અબળા નથી, પણ અનેક શક્તિધારિણી સબળા જ છે. વિશ્વમાં વીરપુત્રોને જન્મ આપનારી પણ તે અબળાઓ જ છે. અબળાના ગર્ભમાંથી જ સબળનો ઉદ્‌ભવ થયો છે, થાય છે અને ભવિષ્યમાં પણ થશે. ભીષ્મ, કર્ણ, અર્જુન, જરાસંધ, ઇંદ્રજીત, રાવણ, દુર્યોધન, આદિ સર્વ યોદ્ધાઓની જન્મદાત્રિ પણ

એ અબળાઓ જ હતી અને અબળાની સબળતાના યોગે જ એ સર્વ વીરપુરુષો વસુધામાં વીરતાનો પરિચય કરાવી અમર ખ્યાતિ કરી શક્યા છે. એ સર્વ ખ્યાતિ અને વીરતાનું માન જગત્ જેને અબળા કહે છે તે સબળાઓને જ ઘટે છે. તમો પણ હમણાં એ અબળાઓની સબળ શક્તિને જોઇ શકશો, "

તે સ્ત્રીનાં આવાં જુસ્સાભર્યાં વચનો સાંભળીને ચંદ્રનાથનું આખું શરીર કમ્પી ઉઠ્યું. અને તેના શરીરપર પરસેવાના ઝેએ ઝેબ વળવા લાગ્યા. લલાટપરથી પ્રસ્વેદની ધારાઓ છૂટવા લાગી. તે મનમાંને મનમાં જ વિચારવા લાગ્યો:—"હાય ! મેં આજે આ જાલિમ કામમાં શા માટે હાથ નાખ્યો ? આ વિકરાળ ડાકિણી જેવી નારીની સાથે હું અહીં શા માટે આવ્યો ? હું ધારતો હતો કે, નારી બિચારી મને શું કરી શકશે ? પરંતુ હવે જોઉં છું કે, એ નારીના હાથથી જ આજે મારી જીવનલીલાનો અંત આવી જશે મહત્વાકાંક્ષાનો મેરુ સંપાદન કરવાની દુરાશાથી મેં આજે મારૂં સર્વસ્વ ગુમાવ્યું છે ? કોટવાળ સાહેબે કેટલાક સિપાહીઓને મારી સાથે મોકલવાનું વચન આપ્યું હતું, પરંતુ અહીં તો તેમાંનો એક પણ સિપાહી જણાતો નથી. આ છોકરી છોટે મને અહીં લાવી મારૂં ખૂન કરવાને તૈયાર થઇ છે ? અહા ! શું અદ્ભુત સાહસ છે ! મેં મારી જિન્દગીમાં આવી સાહસી, આવી બહાદુર અને આવી છાતીવાળી સ્ત્રી કદાપિ જોઇ જ નથી. શું એ મારો જાન લેશે ? મારા ધડને જમીનદોસ્ત કરશે ?"

આ પ્રમાણે અનેક વિચારો કરી તેણે ખુલી રીતે તે સ્ત્રીને સંબોધીને ઘણા જ ધીમા અને કંપતા અવાજથી પૂછ્યું:—"મેં તમારો શો ગુન્હો કર્યો છે ? વિનાકારણ તમે મારૂં ખૂન કરવા કેમ તૈયાર થયાં

છે ? મારા પર આટલી બધી નિષ્ઠુરતા શા માટે દર્શાવો છો ?"

સ્ત્રીએ કહ્યું:—"હું હાલ તરત તમારૂં ખૂન કરતી નથી, ખૂન કરવાની જરૂર જણાશે ત્યારે તે જ ક્ષણે તમારૂં ખૂન કરવામાં આવશે. અરે તે સાથે તમારા ઉકળતા લોહીનું પાન પણ કરવામાં આવશે. અત્યારે તો હું તમને ફક્ત બતાવી રહી છું કે, અમારી સાથે દગાબાજી કરનારની આવી બુરી હાલત થાય છે. અમારી આ અનેક મનુષ્યનો ભોગ લેનારી ભવાની તુલ્ય પિસ્તોલ દગાબાજ માણસોના જીવ લેવા માટે સદા તૈયાર રહે છે;"

ચંદ્રનાથે કહ્યું:—"મારૂં ખૂન કરવાનું શું કારણ છે વારૂ ?"

સ્ત્રીએ જવાબ આપ્યો:—"તમારી સાથે બીજું કોઇ પણ માણસ આવે છે કે નહિ, એ જ હું જોઇ રહી છું. જો કદાચ ભોગ જોગે. તમારૂં કોઈપણ માણસ અહીં આવી ચઢશે, અથવા તો મને કોઇનો શબ્દ પણ સંભળાશે, તો હું તમને આ પિસ્તોલની ગોળીથી ઠાર કરી મધુમતીના જળમાં ફેંકી ચાલતી થઇશ."

ચંદ્રનાથનું હૃદય વિશેષ કંપી ઉઠયું. તે વિચારવા લાગ્યો:—"જો પોલિસનાં માણસો મારી પાછળ પાછળ ચાલ્યાં આવશે, તો પછી મારો જીવ જવામાં એક ક્ષણ પણ બાકી રહેશે નહિ. મારો સર્વનાશ થશે. આ પિશાચિની દ્વારા મારૂં મસ્તક ધૂળમાં રગદો-ળાશે. મારા મનની બધી મુરાદો મનમાંને મનમાં જ શમી જશે. હું મારા દિલની જે ખ્વાહિશને પૂરી કરવા માટે અહીં આવ્યો છું તે માટીમાં જ મળી જશે. હાય ! હું લાલચમાં લપટાઇને આવું ઘોર સાહસ કરવા કેમ તૈયાર થયો ? તેમના પગલાંનો અવાજ સાંભ-ળતાંની સાથે જ આ ડાકિણી મને ગોળીથી વીંધી નાખશે. તેમના આવતાં પહેલાં જ મારે કાળભવનમાં પ્રયાણ કરવું પડશે; એથી

તેઓ પણ મારી શી રીતે રક્ષા કરી શકશે? હાય! મેં કેવું કુકર્મ કર્યું છે? રૂપિયાના લોભથી આ સર્વનાશ કરનારા કાર્યમાં મેં શા માટે હસ્તાક્ષેપ કર્યો છે? હવે જીવ બચાવવાનો શો ઉપાય બાકી છે? અહીંથી પાછા વળવાની કોશિશ કરવી એ જ મારા માટે ફાયદાકારક છે. હવે રતનદાસને મળવાની મને કશી જરૂર નથી. જો જીવમાં જીવ હશે, તો હું રૂપિયા તો ઘણા મેળવી શકીશ, રૂપિયા કરતાં પ્રાણનું મૂલ્ય ઘણું જ અધિક છે. પરંતુ હવે પાછા ફરવાની વાત કરીશ તો પણ આ સ્ત્રી મને અવિશ્વાસુ ગણી ગોળીથી ઠાર કરશે, મધુમતીના નીરમાં મારા મડદાંને ફેંકી દેશે. અરેરે! મારા શબને અગ્નિસંસ્કાર થવાનો પણ પ્રસંગ નહિ મળે. મારી આ કાયાને જળચારી જીવો ફોલી ખાશે. હવે મારૂં પરિણામે શું થશે? મને કોણ બચાવશે!"

આ પ્રમાણે અનેક ચિંતાઓ કર્યા પછી ચંદ્રનાથે પોતાના દિલને મજબૂત કરી, હૃદયના ભાવો બદલાવી ઘણા જ નમ્ર અવાજથી તે સ્ત્રીને સંબોધીને કહ્યું:--" તમે મારો અવિશ્વાસ કરશો નહિ, મારી મારફત તમારૂં કાંઈ પણ બુરૂં થશે નહિ. હું મારા પોતાના કાર્યનો ઉદ્ધાર કરવાના ઉદ્દેશથી રતનદાસના ચરણનો આશ્રિત થયો છું. રતનદાસને હું પ્રભુતુલ્ય પૂજું છે. તેઓ ગરીબોના માબાપ છે. તેમની મદદથી ઘણાં ઘણાં ગરીબોનું કલ્યાણ થયું છે."

તે સ્ત્રીએ કહ્યું:--"હમણાં તમે ચૂપ કરી ઉભા રહો."

ચંદ્રનાથ ચૂપચાપ ઉભો રહ્યો. રાત્રિ ઘોર અંધકારથી છવાઇ ગઇ હતી. ચારે તરફ નિઃસ્તબ્ધતા જોવામાં આવતી હતી. ક્યાંય પણ કશો અવાજ સંભળાતો નહોતો. નજીકમાં કોઈના પ્રેમના આવેગને હૃદયમાં ધારણ કરી ખરખર શબ્દથી મધુમતી નદી ધીમે

ધીમે વહી રહી હતી. તે સ્ત્રી ધણીવાર સુધી કાન સ્થિર રાખીને તે સ્થળે જ ઉભી રહી અને ત્યારપછી પિસ્તોલને વસ્ત્રમાં છુપાવી તેણે ચંદ્રનાથને ઉદ્દેશીને કહ્યું:—"ચાલો, હવે મારી સાથે સાથે ચાલ્યા આવો."

સ્ત્રી ડાબા કિનારાની એક ગલિના સાંકડે રસ્તે ચાલવા લાગી. ચંદ્રનાથ પણ તેની પાછળ પાછળ ચાલવા લાગ્યો. થોડેક દૂર ગયા પછી તે સ્ત્રી તે રસ્તો છોડીને બીજા એક ખાડાખડીયાવાળા અને ઉંચાનીચા રસ્તાપર ચાલવા માંડી, પરંતુ ચંદ્રનાથથી તે રસ્તે ચાલી શકાયું નહિ. તે ઘોર અંધકાર તથા આવો વિચિત્ર માર્ગ જોઇને ચંદ્રનાથ અજાયબ બની ગયો. તેણે કહ્યું:—"હવે તે સ્થાન કેટલેક દૂર છે? મારાથી હવે બિલકુલ ચાલી શકાતું નથી,"

સ્ત્રીએ મૃદુસ્વરથી કહ્યું:—"પુરૂષ હોવા છતાં આમ ભયભીત કેમ બની જાઓ છો? આ સ્થળે તમે થોડીવાર ચૂપ કરી પાછા સ્થિરતાથી પહેલાંની પેઠે જ ઉભા રહો."

તે સ્ત્રી ચંદ્રનાથને પોતાની સ્હામે ઉભા રાખી એક ખજૂરીના ઝાડને ટેકો દઈ સ્થિરતાથી ઉભી રહી અને આજૂબાજૂથી કોઇ અવાજ આવે છે કે, નહિ તે સાંભળવા લાગી. તથા કોઇપણ મનુષ્ય ચંદ્રનાથની પાછળ આવે છે કે નહિ, એ પણ સાવધાનીથી તે સાંભળવા લાગી. ધણીવાર પછી તે ચતુર ચપળા સાંભળી શકી કે, તે ઘોર અંધકારમાં એક મનુષ્ય બહુ જ સાવચેતીથી ધીમાં પગલાં ભરતો. મધુમતીના કિનારા પર ચાલી રહ્યો છે. એ જોઇને તે ધૂર્ત્ત રમણીએ ચંદ્રનાથને કહ્યું:—"સાવધાન! કોઈ પણ પ્રકારનો શબ્દ કરશો નહિ. ચૂપચાપ ઉભા રહો. હાલ તરત મારી સાથે વાત પણ ન કરો."

ફ્નઃ—બીજા એક મનુષ્યનાં પગલાંનો અવાજ સંભળાયો. પ્રથમ જે મનુષ્ય જે દિશામાં ગયો હતો, તે જ દિશામાં આ બીજો માણસ પણ ઘણી જ સાવચેતીથી ચાલ્યો ગયો."

સ્ત્રીએ પૂછ્યુંઃ—"કેમ, સાંભળ્યું કે ?"

ચંદ્રનાથે કહ્યુંઃ—"શું સાંભળવાનું હતું વારૂ ? હું તો તમારા કહેવાનો કશો પણ આશય સમજી શકતો નથી. મારા સાંભળવામાં તો કશું પણ આવી શક્યું નથી."

ચંદ્રનાથે કહ્યુંઃ—"શું મનુષ્યનાં પગલાંનો અવાજ તમે નથી સાંભળી શક્યા ?"

ચંદ્રનાથે કહ્યું;—"ના, હું સાંભળી શક્યો નથી."

સ્ત્રીએ કહ્યું;—"હું ધારૂં છું કે, એઓ તમારા સોબતીઓ જ હશે."

ચંદ્રનાથ અજાયબીથી બોલ્યોઃ—"મારા સોબતી ! કોણ મારા સોબતી છે વારૂ ? મારી સાથે તો કોઇ પણ આવ્યું નથી. હું ધારૂં છું કે, તમને મારા પ્રતિ ભ્રમ જ થઇ આવ્યો છે."

સ્ત્રીએ કહ્યું;—"હજી પણ થોડીવાર ચૂપચાપ ઉભા રહો. મને જરા જોવા દો કે, તે લોકો કઈ તરફ જાય છે."

આમ કહીને તે સ્ત્રી ઘણીવાર સુધી તે ગાઢ અંધકારમાં પ્રેતની પેઠે ઉભેલા ખજૂરીના લાંબા વૃક્ષ તળે ચુપચાપ ઉભી રહી. પરંતુ ત્યારપછી કશો પણ શબ્દ ન સાંભળી શકવાથી તે રમણીએ નિશ્ચય કરી લીધો કે, તે લોકો કદાચ કોઇ મુસાફરો હશે અને મધુમતીના કિનારાપરના રસ્તે ચાલ્યા જતા હશે. આ પ્રમાણે નિશ્ચય કરી તેણે ચંદ્રનાથને સંબોધીને કહ્યું;—"ચાલો."

ચંદ્રનાથ તે વિકટ રસ્તે લથડીયાં ખાતો ખાતો ઘણી જ સાવચેતીથી તે સ્ત્રીની સાથે સાથે ચાલવા લાગ્યો. કેટલેક દૂર ગયા પછી તેઓ બન્ને એક મહોલ્લામાં જઇ પહોચ્યાં. તે મહોલ્લો ઘણો જ કાદવકીચડવાળો અને દુર્ગંધમય હતો. તે મહોલ્લાની પાસેના એક ભાંગ્યા તૂટયા મકાનના દરવાજા પાસે જઇને તે સ્ત્રી તેની સાંકળ ખખડાવવા લાગી. તે સાંકળ ખખડાવતી વેળાયે પણ તેણે અમુક સાંકેતિક શબ્દ કર્યાં. એ સાંભળીને થોડીવારમાં સળગતો દીવો હાથમાં લઇ એક સ્ત્રી ત્યાં આવી પહોંચી અને તેણે તરત જ તે દરવાજો ઉઘાડી નાખ્યો. દરવાજો ઉઘડતાંની સાથે જ તે રમણીએ ચંદ્રનાથને પોતાની સાથે લઇને તે મકાનમાં પ્રવેશ કર્યો.



# પ્રકરણ ૧૩ મું.

—:*:—

## મનની સ્ફુર્તિ

પ્રકૃતિ બાળાના ગાનથી શતગુણુ આ ગર્જત;
વ્યોમ પરથી ઉપન્યો ધ્વનિ રેલ્યો જ દિગન્ત;
તદપિ મધુરતા અનવી હેમાં વસે અપાર-
જો ! આ સહસા શો થયો અપૂર્વ સાક્ષાત્કાર.

—

અનન્ત સિન્ધુ મળી ધૂમી ગાજે:
સમુદ્ર ઘોષે ધન સર્વ વાજે-;
બધાં ભળે આમ મહાન ગાન,
ન તોય એ આ ધ્વનિની સમાન.

હૃદયવીણા.

—

તે મકાન ઘણું જ પુરાતન અને ભાંગી તૂટી હાલતમાં આવી પડેલું હતું. તે મકાનના જ એક ચોકમાં તે સ્ત્રી આવી પહોંચી ચંદ્રનાથ પણ લાકડાંના પૂતળાંની પેઠે તે સ્ત્રીની સાથે સાથે ત્યાં આવી ઉભો રહ્યો. તે સ્થળે અનેક સ્ત્રી પુરુષો એકી સાથે બેસી મદિરાપાન કરી રહ્યાં હતાં. તેમનાં સર્વનાં મ્હોઢાં ઘણાં જ વિકરાળ, બિહામણાં અને ભયંકરતાવાળાં હતા, તેમને જોતાંની સાથે જ સાક્ષાત શયતાન અને શયતાનીઓનો ભાસ થઇ આવતો હતો. ચંદ્રનાથ તેમને

જોઇને તરત જ સમજી ગયો કે, એ લોકો ચોરી, લૂટફાટ અને ધાડ પાડવાનો ધંધો કરી પોતાનું ગુજરાન ચલાવતાં હોવાં જોઈએ. તેઓ સર્વ દુર્વૃત્ત દસ્યુ જ હતા. તેમના શરીરનો આકાર પણ તેવો જ ભીતિપ્રદ અને ભયાનકતામય હતો, સ્ત્રીમૂર્ત્તિ અહીં આવી પહોંચી એટલે તેમણે સર્વેએ માથું નમાવીને તેને પ્રણામ કર્યાં. સ્ત્રીએ પહાડી અવાજથી કહ્યું:—" રંજનને બોલાવી લાવો. "

આજ્ઞા મળતાંની સાથે જ તે દસ્યુ મંડળમાંથી એકદમ ચાર પાંચ માણસો તે સ્ત્રીની આજ્ઞાનું પાલન કરવા માટે દોડી ગયાં અને થોડીવારમાં જ ભીમના જેવી ભયંકર કાયાવાળા એક પુરુષને પોતાની સાથે લઇને પાછા ત્યાં આવી પહોંચ્યા. સ્ત્રીએ કહ્યું:—"રંજન ! આ પુરુષ સરદાર સાહેબની સાથે સાક્ષાત્કાર કરવાની ઇચ્છા ધરાવે છે. "

દસ્યુરંજને ચંદ્રનાથના આખા શરીરનું ઘણીવાર સુધી સ્થિર નજરથી અવલોકન કર્યા પછી અતિ ગંભીરસ્વરથી પૂછ્યું:— " કેમ, તમારે અમારા સરદાર સાહેબની શી જરૂર પડી છે વારૂ ?"

ચંદ્રનાથનું હૃદય વિકંપિત થતું હતું. તેણે કોઈ પણ પ્રકારનો વિચાર કર્યા વિના આવા અસીમ સાહસિક કાર્યમાં હસ્તાક્ષેપ કર્યો હતો. તે અત્યારે પોતાની ભયંકર ભૂલનો પશ્ચાતાપ કરી મનમાંને મનમાં જ મૂંઝાઇ રહ્યો હતો. પરંતુ હવે વિચલિત થવાથી વિષમ વિપદમાં સપડાઇ જવું પડશે એમ ધારીને તેણે પોતાના ચિત્તને દૃઢ કરી લીધું. તેણે ધીમા અવાજથી કહ્યું:—" દસ્યુ સરદાર રતનદાસની મુલાકાત કર્યા પછી જ મેં એ બધી છુપી વાતો કહેવાનો નિશ્ચય કર્યો છે. બીજાની પાસે એવી ભયંકર વાતો કહેવાથી કદાચ મારો ભેદ ફૂટી જવાનો મને ભય રહ્યા કરે છે, એથી હું વીર રતનદાસ વિના બીજા કોઇને પણ મારી વાત જણાવી શકીશ નહિ. "

રંજને કહ્યું:—" તમારે અહીં એવો ભય રાખવાનું કશું પણ કારણ નથી. પરંતુ તમે અમારી સાથે વિશ્વાસુ કાર્ય જ કરશો, એની ખાત્રી શી રીતે થઇ શકે વારૂ ? અત્યારે તમે અમારી સાથે દગાબાજી કરવા નથી આવ્યા એનું પ્રમાણ તમે શું આપો છો ? અમને પ્રમાણની ખાસ જરૂર છે. "

ચંદ્રનાથે કહ્યું:—" ભાઇ ! હું તો એક ક્ષુદ્ર માણસ છું. મારી મારફત તમારૂં શું અનિષ્ટ થઇ શકે તેમ છે ? પ્રાણની માયા કોને હોતી નથી ? હું તમારી સાથે દગો કરૂં તો પછી મને રહેવાનું સ્થાન મળવું પણ મુશ્કેલ છે, એ બધી બાબતો મારાથી અજાણી નથી. તમારા પ્રચંડ પ્રભાવ પાસે હું એક અતિ સામાન્ય અને ક્ષુલ્લક પદાર્થ છું. જો તમારી સાથે હું વિશ્વાસઘાત કરીશ તો પછી મારા ધડપર મારૂં માથું જ ક્યાંથી ટકી શકશે ! હું તો મારા કાર્યની સિદ્ધિ માટે શૂરવીર સરદાર રતનદાસનો આશ્રય મેળવવા માટે જ અહીં આવ્યો છું, એ સિવાય મારો બીજો કશો પણ હેતુ જ નથી. "

રંજને પૂછ્યું:—" તમે દારૂ પીઓ છો કે ? "

ચંદ્રનાથે કહ્યું—" ના, મને એ વસ્તુ તરફ જરા પણ પ્યાર નથી. મેં મારી જીંદગીમાં કદીપણ દારૂ પીધો જ નથી. દારૂ પીવાથી મારા શરીરમાં બગાડો થાય, એવો ભય રહ્યા કરે છે. વળી દારૂનું વ્યસન કરી એને માટે જોઇતા પૈસા મેળવવાની મારામાં કશી શક્તિ પણ નથી. "

રંજને કહ્યું:—" અરે ભલા માણસ, તમે પણ કેવા અજ્ઞાન છો. દારૂથી શા શા લાભ થાય છે તે તમે બિલકુલ જાણતા જ નથી. અમોને તો એ મદિરા વિના એક ક્ષણ પણ ચાલી શકતું નથી. જો

ભોગ જોગે મદિરા દેવીની પધરામણી અમારા ઉદર મંદિરમાં ન થાય તો અમારા સર્વંના બાર જ વાગી જાય. ચાલો, આજે તો તમે પણ આ મદમાતી મતવાલી ગુલાબી શરાબીનો સત્કાર કરો. ”

ચંદ્રનાથે મહા આડંબર કરી કહ્યું:—“ ના ભાઇ ! મદિરા ઘણી ભયંકર વસ્તુ છે. એના સેવનથી શરીરની હાનિ થાય છે. મદિરાપાનનો નિષેધ કરતી વેળાયે એક વિદ્વાને યોગ્ય જ કહ્યું છે કે:—

“ જાહોજલાલી આજ છે એવી સુરાના પાનની;
સંપત્તિ જેથી વિદેશે જતી અતિ હિન્દુસ્તાનની;
એ મદ્યથી હાનિ થતી, ધર્મ, પતિષ્ઠા માનની;
નિસ્તેજ મુદ્રા થાય છે વળી દેશના અભિમાનની;
હે આર્ય બધો ધ્યાન છોડો એ સુરાના ગાનનું;
ગૌરવ વધારો વિશ્વમાં આ આર્યભુમિ સંતાનનું.

રંજને સહજ ચીડાઇને કહ્યું:—“ અમે તમને અહીં ઉપદેશ આપવા બોલાવ્યા નથી. જો તમે મદિરાપાન ન કરતા હો, તો તેમાં અમને કશી પણ ફિકર નથી. પરંતુ તમારે આજે અમારાં આ સઘળાં માણસોને તો અવશ્ય મદિરાદેવીનાં પ્રસાદીથી પરિતૃપ્ત કરવાં જ પડશે. ”

ચંન્દ્રનાથે કહ્યું:—“ હા, હું તેમ કરવાને ઘણી જ ખુશીની સાથે તૈયાર છું. ”

આમ કહી ગજવામાંથી એક સુવર્ણમુદ્રા બહાર કાઢી તેણે રંજનના હાથમાં આપી. રંજન ત્યાં હાજર રહેલાં તમામ માણસોને સુવર્ણ મુદ્રા બતાવીને બોલ્યો:—“ આજે મદિરાનો ઉપભોગ મનમાન્યો થઇ શકશે. ભગવાને આજે આપણને શુભ દિવસ દેખાડયો છે.

કેશવ ! તું મદિરાનું પ્રશંસા સૂચક જે ગાન ગાતો હતો તે હમણાં જરા ગાઇ સંભળાવ તો.

કેશવ તરત જ પોતાના ભેંસાસુર જેવા જંગલી અવાજથી ગાવા લાગ્યો:—

" મધુરી છે સુરાદેવી સુધાનો સ્વાદ દેનારી;
સદા સંતાપ ને ઝાખમ તણી છે એજ હણનારી;
કરે છે પાન એનું જે, લૂટે છે બ્હાર આનંદની;
જિગરનું દર્દ જાય છે મધુરી એ મદિરાથી."

કેશવનું આ ગાયન સાંભળી સર્વ લૂટારાઓ તથા તેમની સ્ત્રીઓ આનંદથી નાચવા લાગી. તથા મોટેથી બરાડા પાડીને દશે દિશાઓને ગજાવવા માંડી. રંજનની આજ્ઞાથી એક જણ દોડી જઇ કેટલીક મદિરાની બોટલ્સ લઈ ત્યાં આવી પહોંચ્યો. રંજને કુર્શીપર બેસી પાસેની બીજી એક કુર્સીપર ચંદ્રનાથને બેસવાનો ઇશારો કર્યો. ચંદ્રનાથના બેઠા પછી રંજને આગ્રહપૂર્વક કહ્યું;--" બંધુ ! જરા મદિરાપાન કરો."

ચંદ્રનાથ જોકે મદ્યપાન કરતો હતો, પરંતુ આ સ્થળે તેને ઘણી જ સાવચેતીથી રહેવું પડે તેમ હતું તથા કોઈપણ પ્રકારની ચપળતા અથવા ગુપ્ત વાત પ્રકટ થઇ જાય તો તેનું મસ્તક ધડથી વિખુટું થઇ જાય એવો તેના મનમાં ભય રહ્યા કરતો હતો. તેથી તેણે કહ્યું:--" ના ભાઈ! હું કદી પણ મદિરા પીતો જ નથી, કૃપા કરી મને વિનાકારણ ન સતાવો."

રંજને કહ્યું:—" ના અહીં તો તમારે અવશ્ય પીવી જ જોઇશે. અમારે ત્યાં આવેલું કોઇ પણ મનુષ્ય પવિત્રતાપૂર્વક જઇ શકતું જ નથી. તેમને મદિરાનો સ્વીકાર અવશ્ય કરવો જ પડે છે."

ચંદ્રનાથે કહ્યું:—"બહુ સારૂં જ્યારે તમારો આટલો બધો આગ્રહ છે, ત્યારે મને થોડીક મદિરા આપો."

રંજનલાલે મદિરાનું એક પાત્ર ભરીને ચંદ્રનાથના હાથમાં આપ્યું. પરંતુ તે મદિરા ઘણી જ તીવ્ર હતી, તેથી ચંદ્રનાથને તેનું પાન કરવામાં ઘણો જ ત્રાસ પડયો. એ જોઇને રંજને મનમાં જ કહ્યું:—"આ માણસે કદી પણ મદ્યપાન કર્યું હોય તેમ જણાતું નથી."

આ પ્રમાણે વિચાર કરી રંજન ઉપરા ઉપરી મદિરાના ગ્લાસ ભરી ભરીને પીવા માંડયો ક્ષણવારમાં તો તે ચાર પાંચ પાત્રને ઉદરમાં પધરાવી ગયો અને ત્યાર પછી તે ચંદ્રનાથને લાવનાર સ્ત્રીને મદિરા પીવાનો આગ્રહ કરવા લાગ્યો. રંજનના આગ્રહથી તે સ્ત્રી પણ પાંચ સાત ગ્લાસ મદિરા ઉડાવી ગઇ

ત્યાર પછી રંજનલાલ ચંદ્રનાથના મુખ તરફ જોઈ બોલ્યો:— "ત્યારે બંધુ! તમારી પાસે અશ–શસ્ત્ર આદિ કાંઇ છે ખરૂં કે નહિ વારૂ?"

ચંદ્રનાથે કહ્યું:—"લૂટારાના ઘરમાં આવવા છતાં તમે હથિયાર સાથે લાવ્યા નથી, એ જોઇને અમને ઘણી જ અજાયબી થાય છે, જો કદાચ અમે તમારાપર હુમલો કરીએ, તો પછી હથિયાર વિના તમે તમારો બચાવ શી રીતે કરી શકો વારૂ? હથિઆર એ ઘણી જ જરૂરી વસ્તુ છે, એ શું તમે નથી જાણતા?"

ચંદ્રનાથે કહ્યું:—"હથિયાર હોવા છતાં પણ શું વિખ્યાત રતનદાસ લુટારાના હુમલાથી હું મારો બચાવ કરી શકું તેમ છું. કદાપિ નહિ. હું તો શું, પણ મારા જેવા એક સો માણસો પણ પ્રબળ પરાક્રમી રતનદાસના પંજામાંથી છટકી શકે તેમ નથી. વળી રતનદાસ પોતાને શરણે આવેલા માણસપર હુમલો કરે એવો કશો

સંભવ જ નથી. મને રતનદાસની બહાદુરી માટે પૂરતું માન છે અને તે સાથે તેમની અપૂર્વ ઉદારતામાં પણ મારો સંપૂર્ણ વિશ્વાસ છે, એટલે હથિયાર રાખવાની મને કશી જરૂર જણાઈ નથી."

રંજનલાલે પૂછ્યું:—"ત્યારે તમે કયા સાહસથી આ દસ્યુ-સદનમાં પ્રવેશ કર્યો છે વારુ?"

ચંદ્રનાથે જવાબ આપ્યો:—"હું તમને પ્રથમજ જણાવી ગયો છું કે, કોઈ પણ પ્રકારનું સાહસ વેઠીને હું અહીં આવ્યો જ નથી; પરંતુ કેવળ વીર રતનદાસનાં વચનોપર વિશ્વાસ રાખીને જ આવ્યો છું. રતનદાસે મને જે સલાહ આપી હતી, તે સલાહ મુજબ જ હું આવ્યો છું. કાલે રાત્રે તેમની સાથે મારો મેળાપ થયો હતો, અને એ સમયે તેમણે જ મને કહ્યું હતું કે, જો કાંઇ પણ જરૂર પડે તો મારી પાસે ચાલ્યા આવજો. હું તમને મારાથી બનતી મદદ અવશ્ય આપીશ."

રંજનલાલે કહ્યું:—"અરે હા! પેલા કાગળો લેવા માટે તમેજ સોના મોહરો આપવા આવવાનો વાયદો કર્યો હતો ખરું ને વારુ? શું એ કાગળો તમારા પોતાના જ હતા?"

ચંદ્રનાથે જવાબ આપ્યો:-"હા!"

રંજનલાલે પેલી સ્ત્રીના મુખ તરફ જોઇને કહ્યું:—"તને રૂપિયા મળી ગયા છે કે?"

સ્ત્રીએ ઉત્તર આપ્યો:—"હા, મળી ગયા છે. તે મારી પાસે જ છે."

રંજનલાલે કહ્યું:—"સારું, ભાઇ! તમારે શું કામ પડ્યું છે, કહો જોઇએ! જો તે કાર્ય અમારાથી જ પૂરું થઈ શકે તેમ હશે તો તમારે અમારા સરદાર પાસે જવાની તકલીફ વેઠવી પડશે નહિ."

ચંદ્રનાથે કહ્યું:—"દસ્યુ સરદાર રતનદાસ દ્વારા કોઇ પણ કાર્ય ન થઈ શકે, એમ કદાપિ બને જ નહિ. મને સંપૂર્ણ આશા છે કે તેઓ જે ધારે તે કાર્ય કરવાને શકિતમાન છે. આજ લગીમાં તેમણે જે જે કામો કર્યાં છે, તે જ તેમની કુશળતા તથા બહાદુરીનો સંપૂર્ણ પરિચય કરાવી આપે છે."

રંજનલાલે કહ્યું:—"પણ તેઓ તમને ભગવદ્‌ગીતાનો ઉપદેશ આપી શકે તેમ નથી."

ચંદ્રનાથે કહ્યું:—"તમે સઘળા રસિકજનો જ જણાઓ છો."

રંજનલાલે કહ્યું:—"જો રસિક ન હોઇએ તો દિવસમાં દસ પંદર માણસોનાં માથાં કાપી શી રીતે આનંદ ભોગવી શકીએ? સારૂં, હવે તમારી વાત કહી સંભળાવો. અમે તે સાંભળી લીધા પછી જો યોગ્ય લાગશે, તો તમને અમારા સરદાર સાહેબ પાસે લઇ જઇશું."

ચંદ્રનાથે કહ્યું:—"મારા માલિક પંડીત કામદેવની પેઢીપર મારો લખેલો એક પત્ર છે, તે પત્ર મળ્યા વિના મને કશુ પણ ચેન પડે તેમ નથી. કારણ કે, એ પત્રના અભાવે મારાપર મોટી આફત આવી પડે તેમ છે. તેપત્ર લોઢાની પેટીમાં બંધ થઈ ગયા છે અને એ પેટીની ચાવી મારા માલીક પાસે છે. હમણાં મને એ પત્રની ખાસ જરૂર હોવા છતાં પણ સહજમાં તે મળી શકે તેમ નથી. તેમ જ મારો માલિક પણ પત્ર આપવાની ઉદારતા દર્શાવે એવો સંભવ રહેતો નથી. આ સર્વ કારણોથી તમારી માર્ફત જ એ પત્ર હું મેળવી શકીશ, એવી આશા રાખીને અહીં આવ્યો છું. મને આશા છે કે, તમે તે. પત્ર મને અવશ્ય મેળવી આપશો જ.

રંજનલાલે કહ્યું:—"કામદેવની પેઢીમાં જઇ તેની મજબૂત

પેટીમાંથી તમારા પત્રની ચોરી કરવાનું કામ ઘણું જ મુશ્કેલી ભરેલું છે. કારણ કે, એ સ્થાન અતિ રક્ષણમય છે, એટલે અમારાથી ત્યાં કોઈ પણ પ્રકારે પ્રવેશ કરી શકાય તેમ નથી. વળી આ ભૂષણાનગરીમાં તેની પ્રતિષ્ઠા પણ પુષ્કળ છે, એથી આ દુષ્કર આશા સહજમાં ફળીભૂત થાય તેવો સંભવ જ નથી."

ચંદ્રનાથે કહ્યું:–"એ વિષયમાં તમારે ડરવાનું કશું કારણ નથી હું તમને સઘળી સગવડ કરી આપીશ. તમે સરળતાથી ચોરી કરીને બીજું કેટલુંક દ્રવ્ય પ્રાપ્ત કરી શકો, એવો પણ હું તમોને બંદોબસ્ત કરીશ. રસ્તો સાફ કરવાનું જોખમ હું વ્હોરી લઉં છું અને ચોરી કરવાનો ભાર તમારા જેવા બહાદુર દસ્યુઓના શિરપર સોંપવાની ઈચ્છા ધરાવું છું."

રંજને ઉત્સુકતાથી પૂછયું:–"શું અમને પણ લાભ મળી શકશે? શો લાભ મળશે વારૂ?"

ચંદ્રનાથે ઉત્તર આપ્યો.–"અસંખ્ય હીરા–માણિક્ય, જવાહીર તથા સુવર્ણાદિ પ્રચુર પ્રમાણમાં તમો ત્યાં સહજમાં જ મેળવી શકશો કામદેવ પંડિત એક મહા ધનાઢ્ય પુરુષ છે. તેનો ખજાનો દોલતથી ભરપૂર છે. જો તમો તેના ખજાનાપર ધાડ પાડશો તો લાખો કરોડો રૂપિયાનો માલ મેળવી શકશો."

રંજનલાલે કહ્યું:–"બહુ સારૂં. ત્યારે તો તમે હમણાં ને હમણાં જ અમારા સરદાર પાસે ચાલો."

ચંદ્રનાથ ઉઠી ઉભો થયો. રંજનલાલે કહ્યું:–"તમારાથી આવી સ્થિતિમાં અમારી સાથે આવી શકાશે નહિ. અમારે તમારી આંખોપર પાટા બાંધી દેવા પડશે."

ચંદ્રનાથે પોતાના મનમાં જ વિચાર્યું કેઃ—"ત્યારે હવે વૃથા કષ્ટ ભોગવવાનું શું પ્રયોજન છે? આંખોપર પાટા બાંધીને આ લોકો મને અહીંથી ક્યાં લઇ જશે? હું શીરીતે દેખી શકીશ? રસ્તો પણ શી રીતે ઓળખી શકીશ?" ફરીવાર તેણે વિચાર્યું;—" ગમે તેમ હો, જ્યારે અહીં સુધી આવ્યો છું, ત્યારે હવે જોવું જોઇએ કે ભવિષ્યમાં શું થાય છે. વળી હવે અહીંથી સહજમાં પાછા ફરાય તેવો કોઇ સરળ ઉપાય પણ અવશિષ્ટ રહ્યો નથી."

ચંદ્રનાથે પાટા બાંધવાને સ્વીકાર કર્યો. રંજનલાલ તેની આંખોપર મજબુત પાટા બાંધી તેનો હાથ દોરી ચાલવા લાગ્યો. થોડેક દૂર ગયા પછી ચંદ્રનાથ સમજી શક્યો કે, જાણે તે કોઈ ગંભીર ગર્ત્તામાં ઉતરી રહ્યો છે. પગથિયાં પર પગથિયાં ઉતરવાથી તે સ્પષ્ટ સમજી ગયો કે, તે ખુબ નીચેના પ્રદેશમાં આવી પહોંચ્યો છે. જરા આંગળ ચાલ્યા પછી તેને એક દ્વાર ઉઘડવાનો અવાજ સંભળાયો. ત્યારપછી રંજનલાલે ચંદ્રનાથની આંખોપરના પાટા છોડી નાખ્યા. ચન્દ્રનાથે આંખો ઉઘાડીને જોયું તો તેને જણાયું કે, અત્યારે તે એક ઘરમાં આવી પહોંચ્યો છે. તે ઘર ખુબ ગાઢસુદૃ હતું, પરંતુ તેમાં પવનનો પ્રવેશ પણ થઈ શકતો નહોતો. ચંદ્રનાથ સારી રીતે સમજી શક્યો કે, એ ઘર એક પાતાલપુરી અથવા ભોંયરામાં આવેલું હતું તે આખા ઘરમાં બે ત્રણ દીવા સળગી રહ્યા હતા. ઘરના મધ્ય ભાગમાં એક લાકડાની પાટપર ગાદી તકિયા બિછાવીને એક ઘણું જ સુંદર આસન બનાવવામાં આવ્યું હતું અને તે આસનપર બેસીને એક પુરુષ મદ્યપાન કરી રહ્યો હતો. રંજનલાલ અને પૂર્વ પરિચિના પ્રમદા ચંદ્રનાથને પોતાની સાથે લઇને ઘરમાં દાખલ થયાં એ જોઇને મદિરા પીવામાં ગુંથાયલા પુરુષે તેમને ઉદ્દેશીને કહ્યુંઃ—

"કેમ, તમે શા માટે આવ્યા છો? યામિનીજાન, અત્યાર સુધી મને વિયોગના સમુદ્રમાં ફેંકીને તું ક્યાં ચાલી ગઈ હતી? રૂપિયા લાવી છે કે? તે કમ્બખ્તે કાંઈ ઈજાતો નથી કરીને?"

તે સ્ત્રીનું નામ યામિની હતું અને તે રમણી દુર્દાન્તદસ્યુ રતનદાસની ઉપપત્ની હતી. યામિની વિકટતા પૂર્વક હાસ્ય કરીને બોલી:—"હા, રૂપિયા લાવી છું અને તે સાથે જેણે રૂપિયા આપ્યા છે, તે પુરુષને પણ લેતી આવી છું. હજી સુધી તો તેણે મને કશી પણ ઇજા કરી નથી."

દસ્યુ રતનદાસ એકવાર ચંદ્રનાથના મુખ તરફ જોઇને બોલ્યો:—"હા-હા કાલે પરોઢિયામાં આની સાથે જ મારી મુલાકાત થઈ હતી. આવો, બેસો મહાશય! કહો જોઇએ કે, તમે શું ધારીને વાઘની શેનામાં આગમન કર્યું છે વારૂ? શું તમે પોલિસની આજ્ઞાથી અહીં પધાર્યા છો?"

ચંદ્રનાથ બોલ્યો:—"રામ! રામ!! આપે મને કહ્યું હતુ કે, જો તમને મારૂં કાંઈ કામકાજ પડે તો મને જરૂર જણાવજો; એથી જે હું આવ્યો છું. મારે આજે આપનું ઘણું જ જરૂરી કામ પડયું છે."

રતનદાસે પૂછ્યું:—"શું કામ પડયું છે વારૂ?"

ચંદ્રનાથે જવાબ આપ્યો:—"મારા માલિક પંડિત કામદેવ—"

રતનદાસે કહ્યું:—"હા—હું તે જાણું છું હં—ત્યાર પછી? કહો જોઇએ!"

ચંદ્રનાથે કહ્યુ:—"ઉર્વશી તેમનું નામક એક જહાજ ગુજરાતમાં માલ લઇને ગયું છે, તેના હિસાબમાં ભૂલ કરીને મેં લગભગ પાંચ હજાર રૂપિયા હજમ કર્યા હતા, તે રૂપિયા જેના શિરપર

ઢોળવાની ઇચ્છા કરી હતી, તે તેના શિરપર ન પડતાં મારા શિરપર જ પાછા આવી પડયા છે. રૂપિયા તો હું ઉડાવી ચૂકયો છું, એટલે હવે એ વિષયમાં કશી પણ ફિકર નથી, પરંતુ એના યોગે હવે મારી નોકરી જવા બેઠી છે. રૂપિયા ઉચાપત કરવાથી મારે કદાચ જેલમાં જવાનો પ્રસંગ પણ આવે તેમ છે."

રતનદાસે કહ્યું:—"સારૂં; અમે એ વિષયમાં તમને શી મદદ કરી શકીએ તેમ છીએ?"

ચંદ્રનાથે જવાબ આપ્યો:—"જે ઘરમાં, જે લોઢાની પેટીમાં મારૂં એ હિસાબનું કાગળીયું છે, તે કાગળીયું આપ કૃપા કરી ગમે તે ઉપાયે મને લાવી આપો."

રતનદાસે કહ્યું:—"એથી અમને શો લાભ થવાનો હતો વારૂ? વિનાકારણ અમે એવું સાહસ શા માટે અમારા શિરપર વ્હોરી લઇએ?"

ચંદ્રનાથે કહ્યું:—"એમાં આપને પણ ઘણો જ લાભ થવાનો સંભવ છે. કારણ કે, આ લોઢાની પેટી પાસેની જ બીજી એક પેટીમાં પુષ્કળ દ્રવ્ય ભરેલું છે. મણિ-માણિક્ય તથા જવાહીરથી જ એ આખી પેટી ભરેલી છે, માટે જો આપ એને પ્રાપ્ત કરવાનો ઉપાય કરશો, તો ઘણી જ સરળતાથી મેળવી શકશો. મારી ધારણા પ્રમાણે આપ આ પ્રયત્નના પરિણામ રૂપે ઓછામાં ઓછો બે ત્રણ લાખ રૂપિયાનો માલ તો સહજમાં જ મેળવી શકશો."

રતનદાસે પૂછ્યું:—"તે ઘરમાં તમને પ્રવેશ કરવાનો અધિકાર છે ખરો કે?"

ચંદ્રનાથે જવાબ આપ્યો:—"હા, હું ઇચ્છામાં આવે ત્યારે ત્યાં જઇ શકું તેમ છું."

રતનદાસે પૂછ્યું:—તે પેટીના તાળાની ચાવાના જેવી જ બીજી

એક મીણુની ચાવી બનાવીને તમે તેનો નમુનો લાવી શકશો ખરા કે ?"

ચંદ્રનાથે જવાબ આપ્યો;—"હા લાવી આપીશ. આ કાર્યને માટે હું મારા પ્રાણનું બળિદાન પણ આપીશ. કારણ કે, જો મારાથી આ કાર્ય પૂર્ણ નહિ થાય તો, મારી નોકરી જવા ઉપરાંત મારે જેલમાં પણ જવું પડશે. સરદાર ! જો તમે આ કામ હાથમાં લેશો તો હું તમને મારાથી બનતી સઘળી મદદ કરી છૂટીશ. મારી આ વાતપર તમે જરા પણ શંકા લાવશો નહિ."

રતનદાસે કહ્યું; —"પણ, પંડિત કામદેવની પેઢીમાં પ્રવેશ કામ કાંઈ જેવું તેવું જોખમ ભરેલું નથી. ત્યાં જવું અને યમના ઘરમાં જવું, એ બન્ને બાબતો લગભગ સરખી જ છે. કારણ કે, તેની પેઢીની રક્ષા કરવા માટે તેણે પહેરેગીરો નીમી રાખ્યા છે અને તે પહેરેગીરો રાત્રિ દિવસ હથિયારબંધ પહેરો ભર્યા કરે છે. વળી તેની પેઢીનાં લોઢાના દરવાજા પણ ઘણા જ મજબુત છે. આવી સ્થિતિમાં અમે લોકો શી રીતે પ્રવેશ કરી શકીએ વારૂ ?"

ચંદ્રનાથ ચૂપચાપ ઉભો રહ્યો. તે મનમાં જ વિચારવા લાગ્યો; " જો હું ઘણો જ સરળ ઉપાય ઉપાય બતાવીશ તો આ ચતુર લૂટારાઓ મારી વાતપર વિશ્વાસ મૂકશે નહિ. વળી જુદી વાત તેમના મનપર કશી અસર પણ કરશે નહિ."

ચંદ્રનાથને નિઃસ્તબ્ધ ઉભેલો જોઇને દસ્યુ રતનદાસે પૂછ્યું:— "કેમ ભાઈ, શો વિચાર કરો છો !"

ચંદ્રનાથે જવાબ આપ્યો—"હું વિચારી રહ્યો છું કે, પ્રવેશ કરવાનો રસ્તો કઇ તરફ છે તથા કયે રસ્તે જવાથી તેની પેઢીમાં સરળતાથી પ્રવેશ કરી શકાય તેમ છે ? મને તો ચારે તરફ મુશ્કેલી જણાય છે કોઈ પણ દિશા એવી જોવામાં આવતી નથી કે, જ્યાંથી સહજમાં જ દાખલ થઇ શકાય."

રતનદાસે પૂછ્યું:—" કોઇ પ્રહરીને લાંચ આપવાથી છૂટકો થાય તેમ નથી ? "

ચંદ્રનાથે ઉત્તર આપ્યો:—" ના, એમાંનો એક પણ પ્રહરી લાંચ લે તેવો નથી. એવા મલિન ચારિત્ર્યવાળો એક પણ પુરુષ પંડિત કામદેવની પેઢીપરથી મળી આવવો બહુ જ મુશ્કેલ છે. "

રતનદાસે પૂછ્યું;—" બગીચામાં પડતી પેઢીની દીવાલમાં કાણું પાડી પ્રવેશ કરાય તેમ પણ નથી ? "

ચંદ્રનાથે કહ્યું:—" હા—કદાચ, એમ થઇ શકે તેમ છે. પરંતુ એકલી દીવાલ છેદવાથી જ શું વળી શકે તેમ છે ? દીવાલ છેદી અંદર પ્રવેશ કર્યા પછી તમે ક્યાં જશો વારુ ?

" કેમ ? "

" ત્યાર પછી બીજી એક દીવાલ આડી આવે છે અને એ દીવાલ ઓળંગ્યા પછી પાછો લોઢાનો મજબૂત દરવાજો આવેલો છે. એ દીવાલ તથા દરવાજો સહજમાં તૂટી શકે તેમ નથી. "

રતનદાસે કહ્યું:—" ઘણા દિવસ થયાં અમે પંડિત કામદેવની પેઢી પર ધાડ પાડવાનો વિચાર કરી રહ્યા છે. પરંતુ એની પેઢી એવી તો મજબૂત છે કે, તેમાંથી કોઇ પણ રીતે ચોરી કરી શકાય તેમ નથી. પણ હવે જો તમે અમને નિષ્કપટપણે યોગ્ય સહાયતા કરશો તો તેથી અમારૂં અને તમારૂં ઉભયનું કામ ઘણી જ સરળતાથી પાર પડી શકશે. "

ચંદ્રનાથે કહ્યું:—" હું પ્રતિજ્ઞાપૂર્વક કહું છું કે, આ કાર્ય પૂરૂં કર્યા વિના મારા પ્રાણ પણ બચી શકે તેમ નથી. જ્યાં લગી આ કાર્યમાં હું ફળીભૂત થઇ શકીશ નહિ, ત્યાં લગી મારા હૃદયને પણ કોઇ પણ પ્રકારે આનંદ અથવા શાંતિ મળી શકશે નહિ "

રતનદાસે કહ્યું;—" સારૂં, અમે તમે જેમ કહેશો તેમ કરી આપીશું. તમે આવતી કાલે સાંજે ભૂષણાનગરીના વિખ્યાત દરજી મુસ્તફખાંના કારખાનામાં હાજર રહેજો, હું ત્યાં આવી તમારી સાથે સઘળી સલાહ નક્કી કરીશ. "

ચંદ્રનાથે કહ્યું:—" જેવી આજ્ઞા. પણ કૃપા કરી આ વાતનું વિસ્મરણ થવા દેશો નહિ. હવે મારા પ્રાણ તથા માન આદિ સર્વ તમારા હાથમાં જ છે. તમારી સહાયતા વિના મારો બચાવ થાય તેવો કશો ઇલાજ જ નથી. અત્યારે તમે મારા કામમાં મદદ કરવાનું જે વચન આપો છો તે જોઇને મને ઘણો જ આનંદ થાય છે. મને સંપૂર્ણ આશા છે કે તમે મારૂં રક્ષણ અવશ્ય કરશો જ. "

રતનદાસે કહ્યું:—" અમારી સાથે વિશ્વાસપૂર્વક કાર્ય કરવાથી તમને કશી પણ ઇજા આવશે નહિ. અમે અમારૂં લોહી રેડીને પણ તમારૂં કામ કરી આપીશું. પણ—હવે તમે જરા મદિરા પીશો કે ? "

ચંદ્રનાથે જવાબ આપ્યો:—" ના, હું મદિરા પીતો જ નથી. તેમ છતાં પણ જ્યારે આપ કહો છો, ત્યારે થોડીક મદિરાનું પાન તો અવશ્ય કરીશ જ. આપના અનુરોધનું પાલન કરવું એ મારો મુખ્ય ધર્મ છે. "

રતનદાસે યામિનીને મદિરા આપવાની આજ્ઞા કરી. યામિનીએ એક પાત્ર ભરી ચંદ્રનાથના હાથમાં આપ્યું. ચંદ્રનાથ તે પી ગયો. અત્યારે ચંદ્રનાથે જે મદિરા પીધી, તે પ્રથમની જેવી તીવ્ર નહોતી; પરંતુ સિરાજદેશની અતિ ઉત્તમ મધુર સ્વાદવાળી મદિરા હતી.

રંજનલાલ ચંદ્રનાથની આંખોપર પાટા બાંધી તેને દોરીને પાછો મૂળ સ્થાનપર લઇ ગયો. તેઓના થોડેક દૂર ગયા પછી રતનદાસે યામિનીને કહ્યું:—" યામિની ! આ મનુષ્યપર એકદમ વિશ્વાસ

મૂકી દેશો નહિ. એક જણને તેની પાછળ મોકલી આપજો ! કારણ કે, દરેક મનુષ્યના મન સરખાં હોતાં નથી. કદાચ તે કોઇ પણ જાતનું કારસ્થાન કરવાના ઉદ્દેશથી અહીં આવ્યો હોય, તો તેમાં પણ કાંઇ અજાયબી જેવું નથી. એ પુરુષનો ચહેરો જોતાં તે ઘણો જ ધૂતારો અને બદમાશ હોય, તેમ જણાય છે. તે પોલિસ તરફથી અહીં આવ્યો છે કે નહિ, તેની પણ આપણે ખાસ તપાસ કરાવવી જોઇએ. જો પોલિસવાળાઓએ એને અહીં આપણી છૂપી બાતમી મેળવવા માટે મોકલ્યો હશે તો ભયંકર આફત આવી પડશે અને આપણો બધો ભેદ ફુટી જશે. માટે જા, હમણાંને હમણાં જ તેની પાછળ કોઇ ચાલાક માણસને તેની બાતમી મેળવવા માટે મોકલી આપ."

યામિની પણ તેમની પાછળ પાછળ ચાલવા લાગી. પ્રથમ જણાવેલા મકાનમાં ગયા પછી રંજનલાલે ચંદ્રનાથની આંખોપરથી પાટા છોડી નાખ્યા તથા તેને ત્યાંથી તરત જ ચાલ્યા જવાની આજ્ઞા પણ કરી દીધી.

ચંદ્રનાથે કહ્યું:—" મારી વાતનું વિસ્મરણ ન થાય, એની ખાસ સંભાળ રાખજો. તમારા સરદારને પણ મારા આ સંવાદ કહી સંભળાવજો. મામલો ઘણો જ ગંભીર છે, માટે સાવચેતીથી બધાં કામો કરવાં પડશે. ગફલતમાં રહેવાથી કદાચ કાંઈક આફત આવી પડે, તો તેમાં કાંઇ નવાઇ જેવું નથી. "

રંજનલાલે કહ્યું:—" એ વિષયમાં તમે નિશ્ચિંત જ રહેજો. અમને અમારી જવાબદારીનો તથા અમારા જીવના જોખમનો પૂરતો ખ્યાલ છે. જો અમે ગફલત કરી હોત, તો આજ સુધીમાં અમારૂં અસ્તિત્વ પણ નષ્ટ થઇ ગયું હોત. બેટા કામદેવની શી તાકાત છે કે, તે ગમે તેટલી કોશિશ કરવા છતાં પણ અમારો ભેદ જાણી શકે?

જાઓ, હવે વેળા ઘણી જ વીતી ગઇ છે. ”

ચંદ્રનાથ રવાના થયો તે અંધારે રસ્તે ઘણા જ ભયભીત હૃદયે તે ચાલવા લાગ્યો. પાછળ કોઈ આવે છે કે નહિ; તે જોવા માટે તે બરાબર કાન દઇને સાંભળવા લાગ્યો; પરંતુ કોઇના પણ આવવાના પગલાંનો તે અવાજ સાંભળી શકયો નહિ. ચંદ્રનાથ લૂટારાઓના પગલાંનો અવાજ બિલ્કુલ થવા દેતા નથી, એ વાત ચંદ્રનાથના જાણવામાં નહોતી. વળી તે પોતાની પાછળ ચતુર દસ્યુ સરદાર રતનદાસનો એક ચાલાક ગુપ્તચર ધીમે ધીમે છુપી રીતે આવી રહ્યો છે, એમ પણ જાણતો નહોતો.

ચંદ્રનાથ જ્યારે પ્રથમ જણાવેલા ખજૂરીના બાગ પાસે આવી પહોંચ્યો, ત્યારે તેણે જોયું કે, એક અપરિચિત પુરુષ તેના તરફ આવી રહ્યો છે. એ જોઇને તેણે ભાંગ્યા તૂટયા સ્વરથી પૂછ્યું:–
“ તમે કોણ છો ? ”

આવનાર માણસે બહુ જ ધીમેથી જવાબ આપ્યો:–“ ચૂપ કરો, હું તમારી પાછળ પાછળ આવું છું, મારી સાથે બીજા ચાર પાંચ જણા પણ આવ્યા છે. અમે દારોગા કાદરબક્ષખાંના માણસો છીએ પોલિસ છીએ. તમારે અમારાથી ડરવાનું કશું પણ કારણ નથી. ”

ચંદ્રનાથે પૂછ્યું:–“ તમો બધા અત્યાર સૂધી કયાં હતા. ? ”

આવનારે જવાબ આપ્યો:–“ તમારી પાછળ પાછળ જ આવી રહ્યા હતા. તેમ છતાં પણ જ્યારે તમે લૂટારાના મકાનમાં પ્રવેશ કર્યો, ત્યારે અમારાથી ત્યાં આવવાનું સાહસ ન થઇ શકવાથી અમે તે મકાન પાસેની એક છૂપી જગામાં જ સંતાઇ રહ્યા હતા. તમને પાછા આવતાં ઘણો જ વિલંબ થયેલો જોઇને અમને બધાને ઘણો જ ભય ઉત્પન્ન થયો હતો અને અમને તમારો જીવ જવાની પણ

ચિંતા ઉત્પન્ન થવા લાગી હતી. જ્યારે તમને તે મકાનમાંથી તરત આવેલા જોયા, ત્યારે જ અમારા હોશ ઠેકાણે આવ્યા છે. કહો, લૂટારાની સાથે મળીને તમે શી શી સલાહો કરી આવ્યા છો વારૂ ?"

ચંદ્રનાથે કહ્યું:—"તમે કાદરબક્ષનાં જ માણસો છે, એ હું શી રીતે માની શકું વારૂ ? તમારી પાસે તેની કોઈ ખાત્રી છે કે, જેથી મને તમારાપર પૂરતો વિશ્વાસ બંધાઇ શકે ?"

આગંતુકે જવાબ આપ્યો:—"તેમણે તમને કહ્યું હતું કે, મારાં માણસો તમારી સાથે આવશે. અમે સર્વ તેમની આજ્ઞાથી જ આવી અંધારી રાત્રે અહીં અથડાતા આવ્યા છીએ."

ચંદ્રનાથે કહ્યું:—"સમજ્યો, હવે મને તમારાપર પૂરતો ભરોસો બંધાઇ ગયો છે."

આગંતુકે પૂછ્યું:—"તમે તે પાપી રતનદાસનો કાંઇ પણ પત્તો મેળવ્યો છે ખરો કે ?"

ચંદ્રનાથે જવાબ આપ્યો:—"રતનદાસના નિવાસસ્થાનનો મને બરાબર પત્તો મળી શક્યો નથી. કારણ કે, મારી આંખોપર પાટા બાંધીને મને ત્યાં લઇ જવામાં આવ્યો હતો. તેની પાસે ગયા પછી મેં તેને બધી વાતચીત કહી સંભળાવી હતી, અને તેણે પણ પોતાનું દિલ ખોલીને મારી સાથે કેટલીક વાતચીત કરી હતી. તેની સાથે વાર્ત્તાલાપ થઇ રહ્યા પછી ફરીવાર મારી આંખોપર પાટા બાંધી મને પ્રથમ જણાવેલા મકાનમાં લાવવામાં આવ્યો હતો. પરંતુ હું એટલું તો અવશ્ય જાણી શક્યો છું કે, તેનું રહેઠાણ ભોંયરાના કોઇ ભેદી ગૃહમાં જ છે. તે જે ભોંયરામાં રહે છે, તે ભોંયરૂં ઘણું જ ઉંડું છે. સહજમાં એનો પત્તો મેળવવો મુશ્કેલ છે. તેમ છતાં પણ રતનદાસના ઘણા ખરા સોબતીઓએ મકાનના ઉપરના ભાગમાં જ રહે છે. મેં તે-

મને બરાબર જોઇ લીધા છે, ઓળખી લીધા છે. ”

આગંતુકે કહ્યું:—“ પણ જ્યાં સુધી તમે લુટારાના સરદાર રતનદાસને નહિ પકડાવી આપો, ત્યાં સુધી સરકાર બહાદુર તરફથી તમને કશું પણ ઇનામ મળી શકશે નહિ. ”

ચંદ્રનાથે કહ્યું:—“ હું જે બાજી રચી આવ્યો છું, તેથી તે સહજમાં જ પકડાઇ જશે. ”

આગંતુકે પૂછયું:—“ શી રીતે સહજમાં પકડાઇ શકશે વારૂ ? ”

ચંદ્રનાથે જવાબ આપ્યો:—“ આવતી કાલે તે મુસ્તફાખાં દરજીની દુકાને મારી સાથે મુલાકાત કરશે. ગમે તેમ હો, પણ એને પકડવામાં હવે વધુ વિલંબ લાગશે નહિ. તમે દારોગા સાહેબને કહેજો કે, હું આવતી કાલે બપોરે તેમને મળીને આ વિષયમાં યોગ્ય સલાહ કરીશ તથા ત્યાર પછી દસ્યુ રતનદાસને પકડવાનો ઇલાજ પણ કરીશ ”

દસ્યુ સરદાર રતનદાસનો જે અનુચર ચંદ્રનાથની પાછળ પડયો હતો, તેણે છુપી રીતે તેની તથા પોલિસના માણસની બધી વાતો સાંભળી લીધી અને જ્યારે તેણે જોયું કે, તેઓ બન્ને જૂદે જૂદે રસ્તે ચાલ્યા ગયા છે, ત્યારે તે પણ પોતાના અડ્ડા તરફ પાછો વળ્યો. ત્યાં ગયા પછી તેણે બધી હકીકત ઘણા જ વિસ્તારપૂર્વક પોતાના પ્રભુને કહી સંભળાવી. એ સાંભળી દસ્યુ સરદાર રતનદાસે એક પ્રકારનું વિકટ હાસ્ય કરી સુરાના એક પાત્રને ઉદરસ્થ કર્યું.

ચન્દ્રનાથ ઘણી રાત્રિ વીત્યા પછી ઘર તરફ પાછો ફર્યો અને સુંદરીમોહનની સાથે મુલાકાત કરી તેણે પૂર્વોક્ત પત્રોના સંબંધમાં સઘળી હકીકત તેને જણાવી દીધી, તે સાંભળી સુંદરીમોહને તેનાં સાહસ, ધૈર્ય અને પરિશ્રમની પુષ્કળ પ્રશંસા કરી અને યથા

સમયે તે પત્રો પહોંચાડી દેવાનો ભાર પોતાના શિરપર વ્હોરી લીધો ચંદ્રનાથે, સુંદરીમોહન પાસેથી વિદાય લઈ ગૃહ ભણી પ્રસ્થાન કર્યું.

## પ્રકરણ ૧૩ મું

### અગ્નિમાં આહુતિ

जानंदमृगदावाग्निः शीलशाखिमदद्विपः ॥
ज्ञानदीपमहावायुरयं खलसमागमः ॥
खलास्तुकुशलाः साधुहितप्रत्यूहकर्माणि ।
निपुणाः फणिनः प्राणानपहर्तुं निरागसाम् ॥

भामिनी विलास

આજે હરગોવિંદશાસ્ત્રીનું શરીર કાંઈક સ્ફુર્તિમાં આવ્યું હતું. સુભદ્રા દ્વારા થયેલો તેનો જખ્મ કાંઈક રુઝાવા આવ્યો હતો; પરંતુ તેમ છતાં પણ તેના દિલનો જખ્મ તો જેવોને તેવો જ તાજો હતો. મનોહરાના નયનબાણે તેના હૃદયપર જે આઘાત કર્યો હતો, તે આઘાત રુઝાવાને બદલે દિનપ્રતિદિન વિશેષ પ્રબળ થતો જતો હતો. અનેક યત્નો કરવા છતાં પણ હરગોવિંદ મનોહરાના મનોહર રૂપનું વિસ્મરણ કરી શકતો નહોતો. મહાકવિ હિરદાસીએ યોગ્ય જ કહ્યું તે કેઃ—"સ્ત્રીઓનું સૌંદર્ય અને મદિરાનો નશો, અત્યંત અનર્થ

ઉત્પન્ન કરે છે. રૂપ, રૂપિયા અને શિરાજી, દેવતાઓને પણ શયતાન કરી દે છે. મદિરાનો નશો સહજમાં ઉતરી શકે છે, પરંતુ રૂપ અથવા સૌંદર્યનો નશો સહજમાં ઉતરી શકતો નથી; પરંતુ દિવસે દિવસે વધતો જ જાય છે."

કવિના આ શબ્દોમાં લેશ માત્ર પણ અત્યુક્તિ નથી. જગતમાં એવાં પ્રમાણો પણ મળી આવે છે. એવું પ્રત્યક્ષ પ્રમાણ—આ દુષ્ટ કામને આધીન થયેલો કામાંધ હરગોવિંદ જ છે.

હરગોવિંદ નિત્ય પોતાના મનમાંને મનમાં જ વિચાર કર્યા કરતો હતો:—"અહા ! એ મનોહરાનું રૂપ કેવું સુંદર છે ! જગતમાં વિધાતાએ સૌંદર્યનો આદર્શ દર્શાવવા માટે જ તેને મોકલી આપી છે. વિશ્વકર્તાના રાજ્યમાં જો સર્વથી અગ્રસ્થાન આપવાનો મને અધિકાર હોય તો હું સૌંદર્યમયી મનોહરાને જ અગ્રસ્થાન આપું તેમ છું. કારણ કે, એના જેવી રૂપવતી લલના અત્યાર સુધી મેં બીજે કોઇપણ સ્થળે જોઈ જ નથી. હિન્દુનાં પુરાણોમાં શચી કે રતિને જ સૌંદર્યના વિષયમાં અગ્રસ્થાન આપવામાં આવ્યું છે, પરંતુ એમાં પુરાણના રચનાર વ્યાસમુનિનો ભયંકર પ્રમાદ થયો છે, શું મનોહરા કરતાં શચી અથવા રતિનું સૌંદર્ય વિશેષ હોઇ શકે ખરૂં કે ? ના—કદાપિ નહિ. અહા ! તેનાં કાન સુધી વિસ્તરેલાં કમળવત્ કોમળ નયનો કેવાં સુંદર છે ! તેનો ભ્રમરના સમા કૃષ્ણવર્ણ કેશ-કલાપ ફણિધરના સમાન ગર્વથી ડોલીને સુંદરતાનો શો સુંદર આદર્શ દર્શાવી રહ્યો છે. તેની વંકિમગ્રીવા હંસણીની પેઠે કેવી મનોમોહક ભાસે છે ! તેનું લજ્જા તથા સંકોચથી ભરેલું મધુર મુખડું કેવું મનોહર ભાસે છે ! ગુલાબી ગાલની લાલી કેવો અનુપમ આભાસ દર્શાવે છે ! શું એનાથી વિશેષ સુંદર બીજું કોઇ પણ હોય

શકે ખરું કે? મારી માન્યતા પ્રમાણે તો ત્રિભુવનમાં પણ એવી અલૌકિક રુપસંપન્ના સુંદરી નહિ જ હોય! એ રૂપનો ભંડાર છે, સૌંદર્યનું આગાર છે." એવી લલિતાંગી લલનાને નિરખીને આ વિશ્વનું કયું માનવી સ્થિર રહી શકે? કોઇએ ખરું જ કહ્યુ છે કેઃ—

લલિતાંગી લલના લાડ કરી લટકેથી પાસે આવતી;
કાંચન કલશ સમપુષ્ટ કુચની, ઉન્નતિ દર્શાવતી;
સંકોચથી વસ્ત્રો, નમ્ર નેત્રે નાદ નુપૂરનો કરે;
છે શક્તિ કોની કે નહીં વિંધાય તે લોચન શરે?

ગજગામિની હરિણાક્ષી, વિધુવદના અને કટિ કેસરી;
શુક ચંચુ સમુન્નત નાસિકા, વળી ગૌર કાયા મદભરી;
શ્વાસે થતા ઉન્નત કુચોને ઢાંકવા મથતી યથા;
સંકોચવા વસ્ત્રો નમે ભૂલી ભણી રમણી તથા;
રહેતી સદા તત્પર અરે એ બાણુ નયનનાં મારવા;
વિંધાય તેથી બાપડા પુરુષો તણાં મૃદુ ચિત્તડાં."

"આવી સ્થિતિમાં કોમળ હૃદયના પુરૂષો શી રીતે સ્થિર રહી શકે? પુરુષોનો અવતાર કેવળ પ્રણયનો ઉપભોગ કરવા માટે જ થયો છે. કૃષ્ણે જેવી રીતે અનેક વ્રજવિહારિણી ગોપીઓના પ્રણયનો ઉપભોગ કર્યો, તેમ પ્રત્યેક પુરુષે પણ પ્રત્યેક પ્રમદાનો ઉપભોગ કરવો જ જોઇએ. કારણ કે, મહાપુરુષોએ જે માર્ગનું અવલંબન કર્યું હોય, તે માર્ગપરજ સર્વ સાધારણ મનુષ્યે ચાલવું જોઇએ. ધૂર્ત્તજનો જો કે, અનેક અબળાઓ સાથે વિહાર કરવામાં પાપ માને છે, પરંતુ ત્યાં તેમની ભયંકર ભૂલ થાય છે. વિશ્વના પ્રત્યેક પદાર્થનો ઉપયોગ કરવાનો સર્વ કોઇને અધિકાર છે."

આવા આવા અનેક વિચારોમાં ને વિચારોમાં જ હરગોવિંદ શાસ્ત્રી રાત્રિ દિવસ ચિંતામગ્ન રહ્યા કરતો હતો, ' **कामातुराणां न सुखं न निद्रा** ' એવી જ તેની સ્થિતિ પણ થઈ ગઇ હતી. તે પોતે એક ન્યાયાધીશ છે, હજારો માણસોના જીવન મરણનો આધાર તેના પર જ છે તથા જગત્માં ન્યાયનો આદર્શ દર્શાવનારૂં ઉચ્ચ સ્થાન પોતાને પ્રાપ્ત થયું છે, એ સર્વ વિષયોનું જ્ઞાન તેના મસ્તિષ્કમાંથી સર્વથા વિસ્મૃત થયું હતું. **विवेक भ्रष्टानां विनिपात: शतमुख:** વિવેકથી જે મનુષ્ય ભ્રષ્ટ થાય છે, તેની સહસ્ત્રવાર અધોગતિ થાય છે. એજ પ્રમાણે હરગોવિંદ શાસ્ત્રી પણ અવનતિને આધીન થઈ ગયો હતો. કદાચ આ સ્થળે કોઇના મનમાં એવો સંદેહ થશે કે, એક ન્યાયાધીશ હોવા છતાં હરગોવિંદ આવા અત્યાચારમાં પ્રવૃત થાય એ સંભવિત ગણાય ખરૂં કે ? તો અમારે એ સંદેહનું નિવારણ કરતી વેળાયે માત્ર એટલું જ જણાવવું બસ થઇ પડશે કે, જગત્માં અસંભવિત એવી કોઇ પણ વસ્તુ જ નથી. ગુલાબસિંહ, સરસ્વતીચંદ્ર, પદ્મિની, આદિ સર્વ નવલકથાઓ જોવાથી સહજમાં જ આ શંકાનું નિવારણ થઈ શકે તેમ છે. જ્યારે દુષ્ટરાય અને શઠરાય જેવા ફોજદારોનો ભયંકર વ્યભિચારજન્ય ઇતિહાસ, ગુલાબસિંહ જેવા યોગી પુરૂષની પ્રમદામાં આસક્તિ આદિ સર્વ આ વિષયને યોગ્ય અનુમોદન આપે છે. વળી પ્રાશ્ચાત્ય દેશમાં પણ એવા એવા જ મહાન પુરૂષો એ પણ પાપના પયોધિમાં ડૂબીને કેવાં કેવાં જાલિમ કૃત્યો કર્યાં છે, એને માટે વિદ્વાન લેખક રેનોલ્ડઝ્કૃત ' મિસ્ટ્રીજ ઓ ધિ કૉર્ટ ઑફ લંડન ' નામક પુસ્તકમાં જે હૃદયસ્તંભકારી વૃત્તાંત આપ્યો છે, તે પણ હરગોવિંદ શાસ્ત્રીની ભ્રષ્ટતાને માટે યોગ્ય અનુમોદન આપે તેમ છે. અસ્તુ, હવે અમે એ વિષયમાં

અધિક વિવેચન કરી વિનાકારણ વાંચકોનો સમય નષ્ટ કરવા ઇચ્છતા નથી.

હરગોવિંદ એક પ્રકારની ભયંકર દુરાશાને ધારણ કરી, તેને પ્રાપ્ત કરવાની ચિંતામાંને ચિંતામાં જ અહર્નિશ નિમગ્ન રહેવા લાગ્યો. એ ચિંતાના પ્રભાવે તેનું શરીર તદ્દન કૃશ થઈ ગયું. આજે હરગોવિંદ પોતાના મહાલયની અગાસીપર બેસી, નીલનભો મંડળમાં વિહાર કરતા વિધુ તથા નક્ષત્રોના આમોદ પ્રમોદનું નિરીક્ષણ કરી રહ્યો હતો. મૃદુમંદ વાયુ ધીમેધીમે વહી રહ્યો હતો. ઉન્હાળાનો સમય હોવાથી તે શીતળ વાયુ હરગોવિંદને સાક્ષાત સ્વર્ગનોજ સાક્ષાત્ કરાવી રહ્યો હતો. કેટલીકવાર સૂધી નિશાદેવીની નિર્મળ ક્રીડાનું નિરીક્ષણ કર્યા પછી હરગોવિંદ અગાસીપરથી પોતાના શયન ગૃહમાં ગયો. એ સમયે એની સુંદરી પત્ની ચંપા તેની પ્રતીક્ષામાં જ બેઠી હતી. તે હરગોવિંદને શયનગૃહમાં આવેલો જોઇ શય્યામાંથી ઉઠી બેઠી થઇ અને ઘણા જ નમ્ર સ્વરથી બોલી:—"પ્રાણનાથ! અત્યાર સૂધી આપ કયાં પધાર્યા હતા? હું તો આપની વાટ જોઇ જોઇને છેક થાકી ગઇ હતી. આજકાલ આપ આમ ઉદાસ કેમ રહ્યા કરો છો? ઇશ્વરે આપને અતુલ સંપત્તિ આપી છે. દેવને પણ દુર્લભ એવું અનુપમ ઉત્તમ સ્થાન આપ્યું છે તથા પવિત્ર હૃદયા પત્ની આપી છે, છતાં આપ આમ અહર્નિશ ચિંતાતુર શા માટે રહો છો?"

"ચંપા! મારા હૃદયમાં કોઈપણ પ્રકારનું દુઃખ છે જ નહિ. મને લાગે છે કે તારા મનમાં મારા માટે કાંઇક ભ્રમ જ થઈ આવ્યો છે." હરગોવિંદ શાસ્ત્રીએ કહ્યું.

"ના, મને કોઇપણ પ્રકારનો ભ્રમ થયો નથી, પરંતુ આપના

મુખના ભાવોજ આપની ઉદાસિનતાને સ્પષ્ટ દર્શાવી આપે છે. પ્રાણેશ્વર ! નિરર્થક ચિંતા કરી આપ શા માટે દુઃખિત થાઓ છો?"

"પ્રિયા ! હું ધારતો હતો કે, તું એક અજ્ઞાન અબળા છે, પરંતુ હવે મને જણાય છે કે, મારી એ ધારણા કેવળ ભૂલભરેલી જ હતી. આજે તું મારા અંતરના ઉદ્દેશને સ્પષ્ટ જાણી ગઈ છે, પરંતુ મારા અંતરમાં જે દાવાનલ પ્રકટયો છે, તે તારાથી કોઇ પણ રીતે હોલવી શકાય તેમ નથી."

"કેમ, આવા શાન્તિમય જીવનમાં આપને ચિંતા કરવાનું શું કારણ છે? આપના હૃદયમાં પ્રકટેલો દાવાનલ શા કારણથી દિન પ્રતિદિન વૃદ્ધિંગત થતો જાય છે, એ મારાથી કોઇ પણ રીતે સમજી શકાતું નથી. પ્રભુ ! મનુષ્ય પોતે જ ચિંતાને પોતાના શિરપર વ્હોરી લે છે. ચિંતા પોતાની મેળે કોઇનો પણ સ્પર્શ કરતી નથી. મારી દીનદાસીની પ્રાર્થનાનો સ્વીકાર કરી આપની ચિંતાનો પરિત્યાગ કરો, એટલે આપના હૃદયમાં વ્યાપેલી સર્વ અશાંતિ દૂર થશે." ચંપાએ કહ્યું.

"પણ ચંપા, એ ચિંતાનો પરિત્યાગ કરવા હું જેટલા પ્રયત્નો કરૂં છું, તે સર્વ પ્રયત્નો નિષ્ફળ જ નિવડે છે અને એ વિકટ ચિંતા પણ ભયંકર પ્રમાણમાં વધતી જાય છે."

"આપના હૃદયમાં એવી તે કયી ચિંતા પિશાચિકાએ પ્રવેશ કર્યો છે કે, આપનું હૃદય આટલું બધું વ્યાકુળ કેમ બની ગયું છે?" ચંપાએ પૂછયું.

"જે વસ્તુ અપ્રાપ્ય છે, તે વસ્તુને પ્રાપ્ત કરવા માટે મારૂં મન અત્યંત વ્યગ્ર બની ગયું છે. મારે આજે તારી પાસે મારી લજ્જાનું નિવારણ કરીને કહેવું પડે છે કે, દુનિયા જેને ધર્મ માને છે, તે

ધર્મના માર્ગપરથી પતિત થઈને હું પાપની ગહન ગર્તામાં ગબડી પડયો છું. જાણવા છતાં પાપના પયોધિમાં ડૂબવાના પ્રયત્નો કરી રહ્યો છું. જ્યારથી મેં વારાંગના મનોહરાના અપૂર્વ સૌંદર્યનું અવલોકન કર્યું છે; ત્યારથી મારી સર્વ શાંતિ, વિવેક, માન–મર્યાદા અને આનંદ આદિ સર્વ વિલીન થયાં છે. હું જેમ જેમ ઈંદ્રિયોપર અધિકાર મેળવવાનો પ્રયત્ન કરૂં છું, તેમ તેમ મારૂં ચિત્ત દુર્બળ થતું જાય છે અને ઇન્દ્રિયોનો પ્રભાવ પ્રબળ થતો જાય છે. મોહ માનવને મનુષ્યત્વથી વંચિત કરે છે, એમ જાણવા છતાં પણ મારૂં મન એ મોહનો ત્યાગ કરી શકતું નથી. તારા જેવી સુંદર સ્ત્રી મળવા છતાં, મારી વિષયવાસના પરિતૃપ્ત થતી નથી. હું અનેક અબળાઓના અનુરાગની આકાંક્ષા રાખું છું. ઘણીવાર મને એ વિષયમાં પશ્ચાતાપ પણ થાય છે, પરંતુ તે પશ્ચાતાપ કેવળ એક ક્ષણના પણ સહસ્ત્રમાં ભાગ કરતાં વધુ વખત મારા હૃદયમાં ટકી શકતો નથી. અનુકૂળ સંજોગો મળતાં શિથિલ થયેલી કામવાસના સિંહણના સમાન સબળ સ્વરૂપ ધારણ કરી મને અનીતિના અંધકારમાં ધકેલી દે છે. ચિંતાનો અવધિ જ નથી. જેમ જેમ એનો ત્યાગ કરવાની ચેષ્ટા કરવામાં આવે છે, તેમ તેમ તે પોતાની સત્તાનો વિસ્તાર કરવા જ મથે છે.” હરગોવિંદે કેવળ સરળહૃદયા પત્નીને આડંબર કરી છેતરવાના ઉદ્દેશથી જ ઉપરોક્ત સંવાદ કહી સંભળાવ્યો . પરંતુ હૃદયમાં તો ભીષણ હળાહળને જ છુપાવી રાખ્યું.

રાક્ષસના હૃદયમાં દયાનો આવિર્ભાવ થયેલો જોઇને, પાષાણને પાણીના પ્રવાહની પેઠે પીગળેલો જોઈને, ભયંકર વિષધર સર્પને વિષહીન બનેલો જોઈને અને કામાંધના હૃદયમાં પશ્ચાતાપનો પાવક પ્રજળેલો જોઇને, સરળ કિંવા ભોળા . હૃદયનાં માનવીઓ જેવી રીતે

આનંદિત થાય છે, તેવી જ રીતે ચંપાએ પણ અત્યંત આનંદિત થઇને કાંઇક આશ્ચર્યયુક્ત ભાવથી હરગોવિંદને ઉદ્દેશીને કહ્યું:–" પ્રાણપતિ! આપના હૃદયમાં પશ્ચાતાપનો પ્રારંભ થઇ ગયો છે, એ જોઇને મને અત્યંત આનંદ થાય છે. કારણ કે, મનુષ્યનાં સર્વ પાપો પશ્ચાતાપ રૂપ પાવકમાં બળીને દગ્ધીભૂત થઇ જાય છે. આપ અધર્મનો પરિત્યાગ કરી નીતિના માર્ગપર આવવાના નિશ્ચયપર આવી ગયા છો, એટલે હવે આપને ભય રાખવાનું કશુ પણ કારણ નથી. ભગવાને મારા પ્રતિ દયા કરી આપના હૃદયમાં નીતિનો સંચાર કર્યો છે, એથી હું મને પોતાને ઘણી જ ભાગ્યવતી માનું છું. પણ હવે આપ આપના નિર્બળ મનને સબળ કરવાની ચેષ્ટા કરો. કારણ કે, નિર્બળતા એજ સર્વ પાપોનું મૂળ છે. મનોહરા જેવી એક સામાન્ય વારાંગનામાં વિમોહિત થઇ ધર્મની આહુતી આપવા કરતાં આપના તેના પ્રતિના પ્રેમને પરમાત્માના પવિત્ર પાદમાં અર્પણ કરો. એના યોગે આપનો જન્મો જન્મનો ફેરો ટળી જશે અને આ મૃત્યુલોકમાં પણ આપની અમર નામનાનાં ગીત સદાને માટે ગવાયા કરશે. સ્ત્રીઓનું સ્વરૂપ કેવળ ક્ષણવારને માટે જ છે. તે સ્થાયી રહેતું જ નથી. તેનું સૌંદર્ય પણ બહારનું જ સૌંદર્ય છે. કારણ કે;–

" જે જઘનને કરિકર કહે, તે મલિન જળ આગાર છે;
જેને કહે છે ચંદ્ર તે મુખ શ્લેષ્મનો ભંડાર છે;
કાંચન કલશ સમ કુચ કહે તે ગ્રંથિયો એ માંસની;
કાયા નથી એ કામિનીનિ, નરકનો અવતાર છે."

" પ્રિયા! તું જે કહે છે, તે સર્વથા સત્ય જ છે. પરંતુ છતાં પણ આશ્ચર્યનો વિષય એ છે કે, મોહાંધ માનવીઓએ માયારૂપિણી માનિનીના મોહજાળમાં ફસાઇને પોતાનું સવસ્વ નષ્ટ કરે

છે. હું નથી સમજી શકતો કે, પુરુષો પ્રમદાના રૂપપર દીપકમાં બળી મરતાં પતંગની પેઠે શાકારણથી મોહી પડે છે. જગત્માં જો અન્યાયના ઉત્પાદો કોઇ હોય તો તે કેવળ પુરૂષો જ છે. મેં આજથી પ્રતિજ્ઞા કરી છે કે, હવે પછી કદાચ મારા પ્રાણ જશે, તોપણ હું અન્ય અબળામાં આસક્ત ન થતાં કેવળ ધર્મનું શરણ જ ગ્રહી રાખીશ."

હરગોવિંદે આડંબરનો અવધિ કર્યો. પતિની પાપમયી પ્રવૃત્તિનું પરિવર્તન થયેલું જોઇને પત્ની ચંપાની આંખમાં હર્ષનાં આંસૂ આવી ગયાં. તે પરમાત્માનો આભારમાની પતિને પુનઃ ઉપદેશ આપવા લાગી. એવામાં એક અનુચરે આવી ખબર આપી કેઃ—"ન્યાયાધીશ સાહેબ ! બહાર દરવાજા પર કોઇ એક અપરિચિત પુરૂષ આવ્યો છે અને તે આપને મળવાની અભિલાષા દર્શાવે છે.

આ સાંભળીને હરગોવિંદ શય્યામાંથી ઉઠી બેઠો થયો અને અનુચરને ઉદ્દેશીને બોલ્યો કેઃ—" અત્યારે રાત્રિના બાર વાગ્યે મને કોણ મળવા આવ્યું છે ? તેને મારૂં શું કામ પડયું છે ?"

અનુચરે જવાબ આપ્યોઃ—" જી, એ વિષયમાં તે કશું પણ જણાવતો નથી. તે તો કેવળ આપને મળવાનો જ આગ્રહ કરી રહ્યો છે. "

"બહુ સારૂં. જા, તેને જલ્દીમારા બેઠકખાનામાં બોલાવી લાવ."

અનુચર તરત જ તે પુરૂષને બોલાવવા માટે ચાલ્યો ગયો અને હરગોવિંદ શાસ્ત્રી પોતાના શયનગૃહની સમીપના જ એક બેઠકખાનાના ઓરડામાં જઇને તે પુરૂષની પ્રતીક્ષા કરવા લાગ્યો. થોડીવારમાં અનુચર આગંતુક પુરૂષને લઇને ત્યાં આવી પહોંચ્યો.

એ પુરૂષના આવ્યા પછી એક આસનપર બેસવાનો ઇશારો

કરી હરગોવિંદ શાસ્ત્રીએ તેને પૂછ્યું:—"કેમ મહાશય ! આપ ક્યાંથી પધારો છો ? આવી મધ્ય રાત્રિની વેળાયે મારે ત્યાં આવવાનું શું પ્રયોજન છે ?"

આગંતુક પુરૂષે ઉત્તર આપ્યો:—"હું એક ખાસ જરૂરના કામ માટે અહીં આવ્યો છું. મારા માલિક નવલવિહારીએ એક ગુપ્ત વિષયની સલાહ કરવા માટે મને તમારી પાસે મોકલી આપ્યો છે. મારૂં નામ કિશોર છે અને હું તમારા ખાસ ઉપકાર માટે જ અહીં આવ્યો છું."

હરગોવિંદે કહ્યું:—"મારૂં એવું તે શું કામ પડ્યું છે કે અત્યારે રાત્રિના સમયે તમે મારી મુલાકાત કરવાનું સાહસ કર્યું છે ? તેમ જ વળી તમે મારો શો ઉપકાર કરી શકો તેમ છો ?"

કિશોરે જવાબ આપ્યો:—"મારા માલિકની ઇચ્છા તમારી પાસેથી કાંઇક સહાયતા મેળવવાની છે. કહો જોઇએ કે, તમે તેમને કોઇ પણ પ્રકારની સહાયતા કરી શકશો ખરા કે ?"

હરગોવિંદે પૂછ્યું:—"મારી સહાયતા ? શા વિષયમાં તમે મારી સહાયતા લેવા ઇચ્છો છો વારૂ ?"

"કિશોરે જવાબ આપ્યો:—"જો તમે પ્રથમ મને વચન આપો તો પછી હું મારો સર્વ વૃત્તાંત તમને કહી સંભળાવું."

હરગોવિંદે કહ્યું:—"પણ જ્યાં સૂધી તમે મારી પાસેથી કેવા પ્રકારની સહાયતા લેવા માગો છો, એ મારા જાણવામાં ન આવે ત્યાં સૂધી મારાથી વચન શી રીતે આપી શકાય વારૂ ?"

કિશોરે કહ્યું:—"ત્યારે સાંભળો. અમે તમારી પાસેથી જે સહાયતા લેવા માગીએ છીએ, તે વિષય ઘણો જ ગંભીર અને જોખમ ભરેલો છે. આ શહેરની મનોહરા નામક એક વારાંગના છે અને તે

વારાંગનાપર મારા માલિક નવલવિહારી વિમોહિત થયા છે. હવે તેઓ તમારી પાસેથી માત્ર એટલી જ સહાયતા લેવા માગે છે કે, જો કદાચ તેમનાં માણસોદ્વારા મનોહરાનાં માણસોનાં ખૂન થાય, તો તેમાં તમે કશો પણ પ્રત્યવાય ન કરતાં તેનાપર આવી પડનાર આફતમાંથી ઉગારવાની બનતી કોશિશ કરવાની ઉદારતા દર્શાવશો તમારા આ કાર્યના બદલામાં અમે તમને રૂપિયા પાંચ હજાર ઇનામ તરીકે આપીશું. લ્યો, એ ઇનામ તરીકે હું હમણાં જ બે હજાર રૂપિયાની સોનામોહોરો તમને અર્પણ કરૂં છું. મને આશા છે કે, તમે અદાલતમાં ઇન્સાફ કરતી વેળાયે અવશ્ય મારા સ્વામીનો બચાવ કરશો જ. તથા તે ઉપરાંત બનતી મદદ કરવાની પણ ઉદારતા અવશ્ય દર્શાવશો. જો અમારા લાભમાં તમે ઉતરશો તો અમે તમને આ પાંચ હજાર રૂપિયાની રકમ કરતાં પણ કાંઇક વધારે રકમ આપવામાં પણ પાછા હઠીશું નહિ. ”

હરગોવિંદ શાસ્ત્રીએ કહ્યું;—“ પણ એવા કામમાં કેવળ પાંચ હજાર રૂપિયાથી જ ચાલી શકે નહિ. જો તમારે મારી પાસે આ કામ કરાવવાની ખાસ ઇચ્છા જ હોય તો હું રૂપિયા દસ હજારથી એક પાઈ પણ ઓછી લઇશ નહિ. વળી એ દશ હજાર રૂપિયાના બદલામાં મારા તરફથી પાંચ માણસોની મદદ જોઇતી હશે તો તે પણ ઘણી જ ખુશીની સાથે મળી શકશે, ”

કિશોરે કહ્યું:—“ દસ હજાર રૂપિયા આપવામાં પણ અમને કશી અડચણ નથી. જો અમારા માલિકની ઇચ્છા પૂર્ણ થશે અને મનોહરા તેમના તાબામાં આવશે તો અમે તમને આઠ હજાર રૂપિયા આપીશું.

હરગોવિંદ શાસ્ત્રીએ કહ્યું:—“ બહુ સારૂં ત્યારે આજથી જ

એને મેળવવાની કોશિશ કરવા માંડો. જો જરૂર પડે તો મારાં માણસોને પણ સાથે લઇ જજો. "

કિશોરે કહ્યું:—" લ્યો, ત્યારે અત્યારે તો આ બે હજારની રકમ ગ્રહણ કરી લો. અમને જ્યારે માણસની જરૂર પડશે, ત્યારે તમારી પાસેથી અવશ્ય માગી જઇશું.

હરગોવિંદ શાસ્ત્રીએ કાંઇક વિચાર કર્યા પછી કહ્યું:—" પરંતુ તમે જરા પણ ગફલતમાં રહેશો નહિ. જનસમાજમાં મારી સાથે તમારો પરિચય છે, એમ પણ જણાવા દેશો નહિ. "

કિશોરે કહ્યું:—" એ વિષયમાં તમે કશી પણ ચિંતા રાખશો નહિ. બસ, હવે હું વિદાય માગું છું.

આમ કહીને કિશોર હરગોવિંદ શાસ્ત્રીને પ્રણામ કરી તરત જ ત્યાંથી ચાલ્યો ગયો.

હરગોવિંદ શાસ્ત્રી પોતાના શયનગૃહમાં આવી મૃદુશય્યાપર શયન કરવાની તૈયારી કરવા લાગ્યો. એ સમયે તેની પત્ની ચંપાએ પૂછ્યું:—" પ્રાણનાથ ! અત્યારે આપના બેઠકખાનામાં કોણ આવ્યું હતું તથા તેની સાથે આપે શી શી સલાહ કરી હતી વારૂ ? "

હરગોવિંદ શાસ્ત્રીએ જવાબ આપ્યો:—" એ તો અદાલતનો માણસ અદાલતના કામકાજમાં મારી સલાહ લેવા માટે આવ્યો હતો. આવતી કાલે એક મુકદ્દમો ચાલવાનો છે, એ મુકદ્દમાના સંબંધમાં તે મારી પાસે કેટલીક દલીલો રજૂ કરવાના ઉદ્દેશથી અહીં આવ્યો હતો."

" પ્રભુ ! વિના કારણ અસત્ય બોલી પાપનો ભાર શા માટે વ્હોરી લો છો ? તમારી સઘળી ભયંકર સલાહ મારા જાણવામાં આવી ગઇ છે. આપે રૂપિયા બે હજાર લાંચ તરીકે લીધા છે અને વારાંગના મનોહરા જેવી એક ધાર્મિક અબળાના ધર્મને નષ્ટ કરનાર પા-

પાત્માઓને યોગ્ય સહાયતા આપવાનું વચન આપ્યું છે, એ વાત મારાથી અજાણી રહી નથી. પરંતુ પ્રભુ ! ધન જેવી તુચ્છ વસ્તુના પ્રલોભનમાં પડી પાપના સંગીનથાઓ, ન્યાયના ઘાતી ન બનો. ઇશ્વર આપના આ અન્યાયોને સહન કરશે નહિ. ધન દોલત આદિ સર્વ ક્ષણિક છે. જીવન પણ તેનાથી વિશેષ ક્ષણિક છે. અતુલ સંપત્તિના અધીશ્વર હોવા છતાં આવાં કાળાં કામમાં શા માટે લિપ્ત થાઓ છો ? ” ચંપાએ ઉપદેશ આપ્યો.

“ ચંપા, મને લાગે છે કે, આજે તારા મગજમાં ઉન્માદનો આવિર્ભાવ થયો છે. તું દીવાની બની ગઇ છે. હું નથી સમજી શકતો કે, તારૂં મન આમ શંકાશીલ શા કારણથી થઇ રહ્યું છે. મેં બે હજાર રૂપિયા લાંચ તરીકે લીધા જ નથી. તેં શી રીતે જાણ્યું કે, મેં મનોહરાનું હરણ કરવામાં સહાયતા આપવાની સમ્મતિ દર્શાવી છે ? ” હરગોવિંદ શાસ્ત્રીએ આતુરતાથી પૂછ્યું.

“ હું આ ઓરડામાંથી આપના બેઠકખાનામાં બનેલો બધો બનાવ બરાબર જોઇ શકી છું. મારી પાસે સત્યને છૂપાવવાની ચેષ્ટા ન કરો. સત્યથી જ જગત્ ટકી રહ્યું છે. ક્ષુલ્લક જીવનની આશામાં કુકર્મને આધીન થવાથી મનુષ્ય આલોક તથા પરલોકના સુખને ગુમાવી દે છે જીવન મહા મૂલ્યવાન વસ્તુ છે. તેને અધર્મના પ્રવાહમાં વહેતું મૂકી યથેચ્છ વ્યવહાર કરવાનો મનુષ્યને કશો પણ અધિકાર નથી. નિરર્થક જીવન ગાળ્યા પછી મનુષ્ય કેવો પશ્ચાતાપ કરે છે, એને માટે મહા કવિ શેખ સાદી પોતાના ગુલિસ્તાંનામક પુસ્તકમાં લખે છે કેઃ—

“ હરદમ અજ઼ ઉમ્ર મી રવદ નફ્સે;
ચું નિગાહમે કુનમ ન માંદ બસે,

અયકે પંજાહ રફ્તો દર ખાબી;
મગર ઈં પંજ રોજા દર યાબી.
ખજિલ આકસ કે રફ્તો કારન સાખ્ત;
કોસે રિહલત જદંદો બાર ન સાખી;
યારે ના પાયદાર દોસ્ત મદાર;
દોસ્તીરા ન શાયદ ઇં ગદ્દાર.
લા જરમ મર્દે આરિફે કામિલ;
ન નિહદ બર હયાતે દુનિયા દિલ;
ઉમ્ર બરફ્રસ્તો આફતાબ તમૂજા;
અંદકે માંદા ખાજા ગરરા કનૂજા.
સાલે દીગરરા કિમે દાનદ હિસાબ.
તાકુજા રફ્ત આંકે બામાબૂદપાર.

સારાંશ કે, પ્રત્યેક પળે ને પળે જીવનનો પ્રત્યેક શ્વાસ ચાલ્યો જાય છે. હું જોઉં છું તો હવે મને મારૂં વય અવશિષ્ટ રહેલું જણાતું નથી. હે માનવ! પચાસ પચાસ વર્ષ વીતી ગયાં, છતાં હજી સુધી તું સૂતો છે? ઉઠ! કદાચ તને બીજા પાંચ દિવસ પણ પ્રાપ્ત થઈ શકશે. જે મનુષ્ય વિશ્વનો પરિત્યાગ કરી સદાને માટે વિદાય લે છે અને પોતાની પાછળ પોતાનું નામ કરી જતો નથી, તેને અંતે અત્યંત પશ્ચાતાપ કરવાનો પ્રસંગ આવે છે. કૂચનું નગારૂં વાગતા છતાં જેણે પોતાનો સામાન બાંધ્યો નથી એ ઘણોજ ગાફેલ છે. પાયા વિનાના સંસારરૂપ મિત્ર સાથે તું મિત્રતા ન કર. કારણ કે, એ બેવફા મિત્ર મિત્રાચારીને લાયક નથી. જે પુરુષ સંપૂર્ણરૂપે સાધુપુરુષ છે, તેને આ જગતના કોઈપણ પદાર્થથી પોતાનું દિલ ન બગાડવાની ખાસ જરૂર છે. કારણ કે, આયુષ્ય બરફ સમાનછે અને

તેનાપર કાળરૂપ સૂર્યનો સખત તાપ પડી રહ્યો છે. અલ્પ આયુષ્ય અવશિષ્ટ રહેવા છતાં પણ માનવ મદમાં મસ્ત રહે છે, પરંતુ વીતેલાં વર્ષોના હિસાબ અથવા હાલતની કોને ખબર છે ? જે સમય અમારા માટે લાભદાયક હતો, તે સમય ક્યાં ચાલ્યો ગયો. આવો આવો પશ્ચાતાપ કરવાનો પ્રત્યેક મનુષ્યને પ્રસંગ આવે છે, માટે પ્રાણનાથ ! આપ આ અનીતિના માર્ગને ત્યાગી દો. મને ભોળવીને પાપના પંથમાં પ્રવેશ ન કરો." ચંપાએ પોતાની વિદ્વતાનો સંપૂર્ણ પરિચય કરાવ્યો.

"ચંપા ! તું આવી વિદ્વતા ક્યાંથી પ્રાપ્ત કરી શકી વારૂ ?" હરગોવિંદે અજાયબીથી પૂછ્યું.

"એ સર્વ મારા પુણ્યશાળી પિતા તથા માતાનો જ પ્રતાપ છે. મારા પિતા ફારસી ભાષાના સારા જ્ઞાતા છે અને નવાબના દરબારમાં કામકાજ કરતા હોવાથી તેમનો ફારસી ભાષાનો અભ્યાસ અત્યંત વધી ગયો છે. તેમણે મને પણ ફારસી ભાષાનું જ્ઞાન આપી મહા કવિ શેખ સાદી, ફિરદૌસી, ગાલિબ, હાલી વગેરે કવિજનોનાં પુસ્તકો વાંચવાની ટેવ પાડી છે. તેમની કૃપાથી હું એ ભાષામાં સારી કુશળતા પણ ધરાવી શકી છું. એ સર્વ કવિજનોનાં નીતિમય ગ્રંથો વાંચવાથી જ મારા મનમાં ધર્મની ભાવનાઓ સ્ફુરી આવી છે. પુરાણ, ગીતા આદિ ગ્રંથોમાં પણ અધર્મનો ત્યાગ કરી ધર્મનું શરણ લેવાનો અનુરોધ કર્યો છે. માટે પ્રાણેશ્વર ! આ સર્વ મલિન વાસનાઓથી વિમુક્ત થઇ સચ્ચિદાનંદ પરમાત્માના પવિત્ર આદેશોનું પાલન કરો જગતની મોહમયી માયામાં લુબ્ધ ન થાઓ. હું તો એક માત્ર સામાન્ય અબળા છું એટલે આપને ઉપદેશ આપવાનો મને કશો પણ અધિકાર નથી, પણ તેમ છતાં પણ આપનું હિત ઇચ્છવું એ મારો

પરમ ધર્મ છે. કૃપા કરી આપ નીતીનું શરણુ ગ્રહણુ કરો ”

“ ચંપા ! તેં ઉપદેશ આપી આપીને હવે તો મારા કાન જ ફોડી નાખ્યા છે. મારૂં મન તારા ઉપદેશથી કદી પણુ પીગળવાનું નથી. કારણુ કે, હું પાપરૂપ પત્થરની નૌકામાં પ્રવેશ કરી ચૂકયો છું. મનુષ્યમાંથી શયતાન થયો છું. દેખતી આંખે કૂવામાં પડવાની કોશિશ કરી રહ્યો છું. મારૂં હૃદય મને પાપના પયોધિમાં ડૂબવાની ના કહે છે, છતાં પણુ મારાથી મારી પ્રવૃત્તિના પ્રવાહને અટકાવી શકાતો નથી. કામિની અને કાંચનનાં દર્શન થતાંની સાથે જ મારૂં મન પ્રલોભનને આધીન થઇ જાય છે. જગતમાં અનેક આત્માઓ જ્ઞાની હોવા છતાં પણુ અધમતાનો અંગીકાર કરે છે. કારણુ કે, મનુષ્યનું જ્ઞાન જેમ જેમ વધતુ જાય છે, તેમ તેમ વૃત્તિઓ પણુ પરિવર્તનને પ્રાપ્ત થતી જાય છે. જ્ઞાનની પરાકાષ્ટાએ પહોંચેલો મનુષ્ય બાલક બની જાય છે, અને અંતે સારાસારના વિચારને પણુ ખોઈ બેસે છે. ચંપા ! મારી તેવી જ સ્થિતિ થઇ છે. સભ્યતા અથવા આડંબર નામક દસ્યુ જે સ્થળે વસે છે, તે સ્થળે કૃતજ્ઞતા વસતી નથી. તે સ્થળે કરેલા ઉપકારનો બદલો વાળવાના કાર્યને કુસંસ્કાર અથવા કાપુરુષતાનું કાર્ય કહેવામાં આવે છે. તેમના જીવનનું ધ્યેય મોહિની માયાને પ્રાપ્ત કરવાનું જ હોય છે. માટે તું મને ચારિત્ર્યવાન થવાની આશાને છોડી દે. પાપનો પ્રશ્રય લઇ પૂર્ણ રીતે પ્રમાદમાં રહેવા દે. મને મારૂં હૃદય જ જ્યારે અધર્મથી અટકાવશે ત્યારે હું અટકી શકીશ. જ્યાં સુધી મારો વિનિપાત ન થાય ત્યાં સુધી મને પાપના પ્રચારમાં જ રહેવા દે. ” હરગોવિંદે ખેદપૂર્વક કહ્યું.

ચંપાએ ઘણી જ દિલગીરીની સાથે કહ્યું:–“ ઘણોજ આશ્ચર્યનો વિષય છે કે, જાણુવા છતાં પણુ આપ અનિષ્ટ કરી રહ્યા છો.

વિધાતાના લખ્યા લેખ મિથ્યા થતા નથી, એવી જે એક ઉક્તિ છે, તે ઉક્તિની સત્યતાનો આજે મને આપના હૃદયની વિકૃતાવસ્થા જોતાં સંપૂર્ણ પરિચય મળી શક્યો છે."

આમ કહી ચંપા ત્યાંથી બહાર ચાલી ગઇ. કારણ કે, એ સમયે રાત્રિના ચાર વાગ્યાનો શુમાર થઇ જવાથી તેનો દેવસેવાનો સમય થઇ ગયો હતો, ચંપા દેવસેવાના વિધિમાં નિમગ્ન થઇ, એટલે હરગોવિંદ પોતાના વજ્રવત્ કઠિન હૃદયને સ્થિર કરી પુનઃ વિચારવા લાગ્યો:—"ચંપા કહે છે, એ સર્વ સત્ય છે, પરંતુ મનોહારિણી મનોહરા તથા અતુલ સંપત્તિની આશાનો મારાથી કોઇપણ પ્રકારે પરિત્યાગ કરી શકાતો નથી. આજે વિનાપ્રયાસે સહજમાંજ નવલ-વિહારી તરફથી બે હજાર રૂપિયા મળી ગયા છે. ભવિષ્યમાં બીજા છ હજાર રૂપિયા મળે એવી સગવડ પણ કરી રાખી છે. પણ તે દુષ્ટ નવલ મારી ઇપ્સિત મનોહરાપર વિમોહિત થયો છે? તેને પોતાની શય્યા સંગિની બનાવવાને તત્પર થયો છે? ચિંતા નહિ. અદાલતમાં જો કદાચ એનો મુકર્દમો આવી ચઢશે તો હું એની પૂરેપૂરી બરબાદી કરીશ અને તે સાથે મૃગલોચની મનોહરાને પ્રપંચનો જાળ બિછાવીને મારા અધિકારમાં મેળવી લઇશ. નવલવિહારીને તેના આ દુઃસાહસનું પરિણામ અવશ્ય ચખાડી આપીશ. વિશ્વમાં પ્રપંચ, વિશ્વાસઘાત અને દુરાચાર એ ત્રણ વસ્તુઓ જ ઉન્નતિના સોપાનની મુખ્ય સામગ્રી છે."

આવા પ્રકારની પાપમયી કલ્પનાઓ કરતો કરતો નિશાચર હરગોવિંદ છેવટે નિદ્રાદેવીને આધીન થયો. નિદ્રામાં પણ તેને અનેક પ્રકારનાં વિકારમય સ્વપ્નો આવવા લાગ્યાં.

# પ્રકરણ ૧૪ મું



## મૂળમાં ભૂલ



" O Could I feel as I have felt,
or be as I have been,
Or weep, as I Could once have wept,
in many a vanished scene!
As springs in deserts found seem Sweet,
all brackish tho' they be,
So, midst the withered waste of life,
those tears would flow to me."



દિવસના બે પ્રહર વીત્યા પછી, ચંદ્રનાથ થાણા તરફ રવાના થયો. થાણાનો કોટવાળ કાદરબક્ષખાં ત્યારે ખાઇ પીને સૂતો હતો. ચંદ્રનાથના આવવાના સમાચાર સાંભળી તે તેની સાથે મુલાકાત કરવા આવ્યો. તેના આવ્યા પછી બન્નેએ જૂદાં જૂદાં આસનપર બેસી વાતચીત કરવાની શરુઆત કરી.

કાદરબક્ષખાંએ મૃદુહાસ્ય કરી કહ્યું:—" તમારા સાહસની વાર્તા સાંભળીને મારાથી તમને સેંકડો વાર શાબાશી આપ્યા સિવાય રહી શકાતું નથી. આવા જોખમ ભરેલા કામમાં હાથ નાખતાં અમને પણ ઘણી જ બીક લાગે છે. ખરેખર તમે એક બહાદુર પુરૂષ છો, એમાં તો જરા પણ શક જ નથી. "

ચંદ્રનાથ ધીમે ધીમે હસવા લાગ્યો. કાદરબક્ષની વાતનો વિશેષ કાંઇ પણ ઉત્તર ન આપતાં તેણે માત્ર એટલું જ જણાવ્યું કે:—
" આજે સાંઝે તે મુસ્તફખાં દરજીની દુકાને આવી મારી મુલાકાત કરશે, ત્યાં આગળ જ તેને કેદ કરવામાં આવે તો શું કાંઇ વાંધા જેવું છે ખરૂં કે ? "

કોટવાળ કાદરબક્ષખાં ઘણીવાર સૂધી વિચાર કર્યા પછી બોલ્યો:—
" ના, એમ થઈ શકે તેમ નથી. કારણ કે, તે ઘણો જ ચાલાક અને બદમાશ લૂટારો છે. તેનું નીતિચક્ર ઘણી જ કુશળતા ભરેલું છે. કદાચ તેને પકડવા જઇએ અને કયાંક આપણે જ ફસાઇ જઇએ, તો પછી કોઇ પણ ઇલાજે આપણે એ બદમાશના પંજામાંથી છટકી શકીએ તેમ નથી. આ સર્વ કારણોથી હાલ તરતતો મારી સલાહ એવી જ છે કે, તમે હજી પણ તેની બરાબર તપાસ ચલાવો તથા તેના રહેઠાણ વગેરેનો પૂરતો પત્તો મેળવી લાવો, એટલે તેને પકડવામાં આપણને જોઈએ તેટલી સરળતા થઇ પડે. એ ચાલાક લૂટારા સાથે ચાલાકી કરી આપણે કોઇ પણ રીતે જીતી શકીએ તેમ નથી."

ચંદ્રનાથે પૂછ્યું:—" ત્યારે હવે તેને મળ્યા પછી મારે શું શું કરવું જોઇએ વારૂં ? "

કાદરબક્ષખાંએ જવાબ આપ્યો:—" તેને કેટલીક લાલચો બતાવી તમે તેની સાથે બરાબર રીતે હળતા મળતા થઇ જાઓ અને ત્યાર પછી તમે જ્યારે તેને પંડિત કામદેવની પેઢીપર લઇ જાઓ, ત્યારે અમને વેળાસર જણાવી દેજો, એટલે અમે તેને તેનાં ટોળાં સહિત પકડવાની ચેષ્ટા કરીશું. "

ચંદ્રનાથે પણ કોટવાળની આ યુક્તિને યોગ્ય યુક્તિ ધારી લીધી. આ તરફ સંધ્યા થઇ જવા આવી. જગત્‌ના પોશાકનું પરિવર્ત્તન થઇ

ગયું, ભગવાન મરીચિમાલીએ દિવસની સાથે વિહાર કરી અત્યારને માટે વિદાયગીરી લઇ લીધી. કુંજેકુંજમાં કુસુમ કુમારીઓએ સુશીતલ સમીરના સ્પર્શથી કમ્પાયમાન થઇ મસ્તકપરનું આવરણુ અળગું કરી દીધું. ભોગવિલાસી ભ્રમરોએ પંચમ રાગથી ગાન ગાઇને પુષ્પ પાસે પ્રાર્થના કરવાનો પ્રારંભ કર્યો. સમસ્ત રાજધાનીએ અંધકારના હસ્તમાંથી રક્ષા મેળવવા માટે દીપકોની માળા ધારણુ કરી એક પ્રકારની અપૂર્વ શોભાનો વિસ્તાર કરી દીધો.

ચંદ્રનાથ દારોગા સાહેબ પાસેથી વિદાય લઇ દરજીની દુકાન તરફ રવાના થયો.

મુસ્તફા દરજીની દુકાન ભૂષણુાનગરીની જૂની બજાર પાસે આવેલી હતી. એ દુકાન ખૂબ ઝાકઝમકવાળી તથા ભપકાદાર હતી અને ત્યાં હંમેશાં તરેહ તરેહવારના પોશાકો તૈયાર રહેતા હતા. પરંતુ તે દુકાનનાં ગ્રાહકોની સંખ્યા કાંઇ વિશેષ નહોતી, જવલ્લે જ એકાદ બે ગ્રાહકો તે દુકાને આવી ચઢતા હતા. પરંતુ ત્યાંની ચીજોની કીમત હદઉપરાંત વધારે હોવાથી વધારે ખરીદી થઇ શકતી નહોતી. તેમ છતાં પણુ પિતાની પાછળ મૂકેલી મિલ્કતવાળા સધ્ધળા જુવાનીઆઓ તથા વધારે કીમતવાળી ચીજ જ સારી હોય છે, એવી ધારણુાવાળા પુરુષો અને વિલાસપ્રિય જનોમાંના કોઇ કોઇ પુરુષો કવચિત્ કવચિત્ એકાદ બે ચીજો ખરીદવાની ઉદારતા અવશ્ય દર્શાવતા. પરંતુ મુસ્તફા દરજીની આવક ઘણી જ વધારે હતી અને ખર્ચ બહુ જ ઓછું હતું. તેને એટલી બધી આવક ક્યાંથી અને શી રીતે મળી શકતી હતી, એ સંબંધમાં કોઇનાથી કશું પણુ સમજી શકાતું નહોતું. તથાપિ કેટલાક દુષ્ટ લોકો કાનાફૂસી કરી કહેતા કે, તેની દુકાન પાસેના બગીચામાં કેટલાક લૂટારાના છોકરાઓ રહે છે અને

તેમની મારફત જ તે આટલું બધું ધન અથવા આવક મેળવી શકે છે. એ વાત પણ સાચી જ હતી. કારણ કે, નીચેના દૃષ્ટાંતપરથી વાંચકો સહજમાં જ એ વાતની સત્યતાનો સારી રીતે પરિચય મેળવી શકે તેમ છે.

ચંદ્રનાથે દુકાને જઇ, મુસ્તફા દરજીની મુલાકાત કરવાની ઇચ્છા દર્શાવી; એટલે એક અનુચરે દરજીસાહેબ પાસે જઇને એ વાત જણાવી. દરજીસાહેબે ચંદ્રનાથને સાથે તેડી લાવવાની અનુચરને આજ્ઞા કરી. અનુચર તરત જ પાછો ચંદ્રનાથને તેડવા માટે તેની પાસે આવી પહોંચ્યો.

જે ઘરમાં દરજીસાહેબ બેઠા હતા, તે ઘર સારી રીતે શણગારેલું અને દીપમાળઓથી વિભૂષિત કરેલું હતું. ચંદ્રનાથ જ્યારે તે ઘરમાં જઇ પહોંચ્યો, ત્યારે તેને ઘણા જ માનસહિત એક કુર્સીપર બેસાડીને તેણે તેના આવવાનું કારણ પૂછ્યું. ચંદ્રનાથે જવાબમાં જણાવ્યું કે:-" આપ રતનદાસ લૂટારાને ઓળખો છો કે ? "

દરજીએ કહ્યું:—" હા–મેં તેનું નામ સાંભળ્યું છે. બંગાળામાં એવું તે કયું માણસ હશે કે જેણે તેનું નામ નહિ સાંભળ્યું હોય ? તેનું નામ સાંભળીને કોના હૃદયમાં કમ્પારી નહિ વછૂટતી હોય ? ખરેખર તે એક બહાદુર લૂટારો છે. તેના જેવો સાહસી લૂટારો આખા દેશમાંથી મળવો મુશ્કેલ છે."

ચંદ્રનાથે કહ્યું:—" હું તેમની જ સલાહ મૂજબ અહીં આવ્યો છું."

દરજીએ બનાવટી અજાયબી દેખાડીને કહ્યું:—" તમે શું કહો છો, તે હું બરાબર સમજી શકતો નથી. ત્યારે શું તમે પણ તે લૂટારાના ટોળાના જ કોઇ પુરુષ છો વારૂ ? "

ચંદ્રનાથે ઉત્તરમાં દર્શાવ્યું કે:—" ના, ભાઇ ! હું લૂટારાના

ટોળાંનો માણસ નથી. તેમની મારફત મારે મારૂં એક કામ કરાવવાનું છે. તેમણે આપને ત્યાં આવવાની મને સૂચના કરી છે. આ સ્થળે જ મારી સાથે મુલાકાત કરવાનું તેમણે મને વચન આપ્યું છે. ”

“ એમ તે કદાપિ બનતું હશે કે? મારે ત્યાં લૂટારો શા માટે આવે? મારે અને તેને કશો પણ સંબંધ જ નથી. તમારી સાથે તેમનો ક્યાં મેળાપ થયો હતો વારૂ? ” મુસ્તફાએ આતુરતાથી પૂછ્યું.

ચંદ્રનાથે ઉત્તર આપ્યો:—“ તેમના પોતાના ભોંયરાવાળા રહેઠાણમાં મારી તેમની સાથે મુલાકાત થઇ હતી. હું ગઇ કાલે રાત્રે તેમની કાળા પોશાકવાળી કામિનીની સાથે ત્યાં ગયો હતો. તેમણે મને પોતાના “ બાલ્ય-આવાસ ” માં વાટ જોવાનું કહ્યું હતું. ”

આ સાંભળીને મુસ્તફા દરજીને ચંદ્રનાથનાં વચનો પર વિશ્વાસ બંધાયો. તેણે એક અનુચરને બોલાવી ચંદ્રનાથને ‘ બાલ્ય–આવાસ’માં લઇ જવાની આજ્ઞા કરી ઘણી વાંકી ચૂકી ગલીઓ ઓળંગી છેવટે મુસ્તફાનો અનુચર ચંદ્રનાથ ને બગીચા પાસેના એક ગુપ્ત દ્વારમાંથી બાલ્ય–આવારામાં લઇ ગયો. ચન્દ્રનાથ ત્યાં જઇને જોયું કે, એક ખૂબ પહોળા ઘરમાં કેટલાંક મેલાં બિછાનાં બિછાવેલાં હતાં તથા તે બિછાનાંઓ પર પચીસ ત્રીસ કુંવારા જુવાનીઆઓ અને યુવતીઓ આમ તેમ આડાઅવળી બેસી બીભત્સ ચાળાચટકા કરી રહી હતી. કેટલાક કામી છોકરાઓ અશ્લીલ કવિતાઓ તથા ગાયનો ગાઇ રહ્યા હતા. કેટલીક કાળી, કુબડી અને કુરૂપા તરુણીઓ નયનનાં કટાક્ષ મારી પોતાના પ્રેમિકાના જિગરને ઘાયલ કરી રહી હતી. કોઇ બેશર્મ પુરુષ પોતાની સરખી ઉમ્મરની સ્ત્રીની હદ બેહદ મશ્કરી કરી રહ્યો હતો. કોઇ કુલટા કામિની અન્ય પુરુષના મનને મોહિત કરવા માટે પોતાના શરીરનો મદ દેખાડી રહી હતી. કોઇ મદ્યપાનમાં

નિમગ્ન થઇ પરસ્તાનની પરીઓ સાથે વાર્તાવિનોદ કરી રહ્યા હતા. કોઈ મદિરાદેવીનો અપચો થવાથી આખા ઓરડાને ગજાવી મૂકે તેવા પહાડી અવાજથી લલકારી રહ્યા હતાઃ—

"મદિરા મીઠી, મેં દીઠી, વાહ વાહ મદિરા મીઠી"

એ સર્વના ચેહેરા ઘણા જ બેડોળ હતા. તેમના તરફ જોતાં જ સ્વાભાવિક અભાવ આવે તેમ હતું; એક તરફ લગભગ અઢારેક વર્ષનો એક જુવાન એક અઠ્ઠાવીસ વર્ષની રમણીના ગળામાં હાથ નાખી મદિરાનું પાન કરી રહ્યો હતો. બીજી તરફ વિકટાકારવાળી રાક્ષસીઓ અથવા ચુડેલોના જેવી વિકરાળ ભાસતી લૂંટારણો પરસ્પર ઉપહાસનો વ્યવહાર ચલાવી રહી હતી–કેટલાંક બાળકો મારામારી, ગાળા ગાળી તથા ધમપછાડ કરી આખા ઓરડામાં ખળભળાટ મચાવી રહ્યાં હતાં. આ સર્વ દશ્ય જોઇ ચંદ્રનાથ ચમકી ઉઠયો તેણે પોતાંના મનમાં જ વિચાર્યું કેઃ—"હાય! હું આ પિશાચોની રાજધાનીમાં કયાંથી આવી ચઢયો? આ રાજધાનીમાં આવાં પાપનિકેતનો કોણ જાણે કેટલાંક છે કે જેનો આરોજ આવતો નથી. અહા! કેવો વિલક્ષણ વ્યાપાર ચાલી રહ્યો છે, ભાઈ બહેનને 'માશૂક' કહીને બોલાવે છે, ત્યારે બહેન ભાઇને 'દિલ્દાર'ના સંબોધનથી બોલાવી રહી છે. કોઇ કોઇની શર્મ પણ રાખતું નથી. અહીં સભ્યતાનો સંચાર નથી, નીતિનો અધિકાર નથી. અહીં તો કેવળ અનાચારનો અખાડો જ જોવામાં આવે છે. પણ આ શું? આ લટકતાં હાડપિંજરો કોનાં? હાય! એ સર્વ મનુષ્યોનાં હાડકાંના ઢગલાજ જણાય છે ને શું? અરેરે! આ પાપાત્મા કદાચ મારી પણ તેવી જ દુર્ગતિ કરશે તો પછી મને કોણ બચાવશે? આ વળી શો નવો બનાવ બન્યો? અત્યારે અહીં કોના મુખમાંથી ત્રાહિ

ત્રાહિ શબ્દનો પોકાર થઈ રહ્યો છે ? અરે ! એતો કોઈ અબળાનો અવાજ સંભળાય છે ને શું ? ત્યારે શું આ હરામીઓ કોઇ અબળાનું પોતાની કાતિલ છુરીથી ખૂન કરતા હશે ? મારાથી તો અહીંનો કશો પણ ભેદ જાણી શકાતો નથી. હું ધારૂં છું કે, જગત જેને જહન્નમ કહે છે, તેપણ આવું ભયંકર ખૂનરેજી ચાલી રહી છે, મદિરાના પ્રવાહ વહી રહ્યો છે, અબળાઓના આર્ત્તનાદ સંભળાઇ રહ્યા છે. જીવતા જાગતા મનુષ્યને આ સ્થળે અગ્નિની ભઠ્ઠીમાં શેકી ને આરોગવામાં આવે છે. ત્રાસ, જુલ્મ કે ક્રૂરતાની અહીં કશી હદજ જોવામાં આવતી નથી. હું અહીં કયાંથી આવી ચઢયો ! સામાન્ય આજ્ઞાને પૂરી કરવા માટે મેં મારા જીવને વિના કારણુ આ પ્રમાણે જોખમમાં શા માટે નાખ્યો. ખરેખર આ ગૃહ અતિ ભયંકર જ છે, અહીં માયા નથી, મનુષ્ય પ્રેમ નથી, દયા નથી, અરે સહાનુભૂતિ પણ નથી. ખરેખરઃ—

“ નથી આ પ્રેમભૂમિ રાક્ષસોની રાજધાની છે;
સદા સત્યાર્થી જનની અહીં ભયમાં જિન્દગાની છે;
ગરીબોના ગળાં રેંસાય છે તલ્વારની ધારે;
તળે છે તેલમાં ને કોઇને યંત્રો મહીં મારે;
મળે છે કોઇને શૂળી મળે છે કોઇને ફાંસી;
વિજય છે પાપનો ને ધર્મની અહીં થાય છે હાંસી.”

ચંદ્રનાથને આ બિહામણા સ્થાનમાં એકલો મૂકી મુસ્તફાનો તે અનુચર તરત જ ત્યાંથી પાછો ચાલ્યો ગયો. ચંદ્રનાથ જોઇ તે સર્વ લૂટારાનાં બાળકો ‘ હો હો ’ કરતાં મોટેથી હસી પડયાં. કેટલાક તોફાની છોકરાઓ તો તેના શરીરના ચાળા પણ કરવા લાગ્યા. એ સર્વ વિચિત્ર બનાવ જોઇ ચંદ્રનાથનું હૃદય કમ્પી ઉઠયું. તેના ચિત્તમાં

ધાસ્તી પેસી ગઈ. મુખપર મલિનતાની છાયા છવાઇ ગઇ. તેને પણ પોતાના પ્રાણુનો બચાવ કરવાનો ગંભીર વિચાર થઇ પડ્યો. તેણે વિચાર્યું કેઃ—" કદાચ આ લોકો મને પણ બધાંની પેઠે બાળી નાખશે, તો પછી હું શી રીતે મારો બચાવ કરી શકીશ? મને આ અધમતાના આગારમાંથી કોણ ઉગારશે? હાય! મેં અહીં આવવાનું સાહસ શા માટે કર્યું! મને આવી કુબુદ્ધિ કેમ સૂઝી? દોલતની આશામાં દેહને જોખમમાં શા માટે નાખ્યો? આ પાપમાર્ગના પ્રવાસીઓ કોઇ પણ રીતે મારો છૂટકારો કરે તેમ લાગતું નથી."

ચંદ્રનાથ આ પ્રમાણે અનેક પ્રકારના વિચારોનાં વમળોમાં અથડાઇ રહ્યો હતો, એ સમયે પાસેની રમણીના ગળામાં હાથ નાખી જે પુરૂષ મદ્યપાન કરી રહ્યો હતો તે બોલ્યોઃ—" કેમ ભાઇ! આમ ગભરાઓ છો શા માટે? શું તમે કોઇ પણ કામ માટે અહીં આવ્યા છો? કહો, તમારે કોનું કામ છે?"

ચંદ્રનાથે કમ્પતા અવાજથી જવાબ આપ્યોઃ—" હા, હું એક ખાસ જરૂરી કામ માટે જ અહીં આવ્યો છું. પરંતુ તમારો આવો અયોગ્ય વ્યવહાર જોઇને મને ઘણો જ ભય લાગે છે."

તે પુરૂષે મસ્ત અવાજથી કહ્યુંઃ—" એ કામ પાછીથી થઈ રહેશે—આવો, પ્રથમ જરા થોડોક દારૂ પી તમારા ઉકળેલા મગજને ઠંડુ કરો. નશો કરવાથી તમને તમારૂં કામ કરવામાં ઘણી જ સુગમતા થઇ પડશે. તમારા આ થાકેલા શરીરમાં નવી સ્ફુર્તિ પણ આવશે."

આ સાંભળી તે ઓરડામાંની સર્વ સ્ત્રીઓ, બાળકો અને પુરુષો એક અવાજે બોલી ઉઠયાંઃ—" હા—હા. જરા નશો કરો. આજે નશો કર્યાં સિવાય અહીંથી તમારો છુટકો થાય તેમ નથી. તમે જો અ-

મારા કહેવા પ્રમાણે નહિ કરો, તો પછી અમારે છેવટે બળાત્કારથી પણ તમને નશો કરાવવો પડશે. ”

તેમના આવા ભયંકર અવાજથી ચંદ્રનાથ તો આભોજ બની ગયો. તેણે કેટલીકવાર સૂધી વિચાર કર્યા પછી ખીસામાંથી એક સોનામોહોર કાઢી પ્રથમ જણાવેલા યુવકના હાથમાં આપી કહ્યું:—“ લ્યો, આ મોહોરનો દારૂ લાવી, તમે બધા ખુશીથી પીઓ. આજે મારી પાસે વધારે પૈસા નથી, એટલે હું તમને વધુ આપી શકતો નથી. પણ હવે પછી જોઇ લઇશ. જો તમે મારૂં કામ પૂરું કરી આપશો તો હું તમને બધાને એક સામટો દશ મોહોરોનો દારૂ લાવી પીવડાવીશ. મને નશો કરવાની ટેવ જ નથી, માટે જાઓ, તમે તમારી ઇચ્છામાં આવે તેટલો દારૂ લાવી પીઓ. વિના કારણ મને નશો કરવાની ખેંચતાણ ન કરો. ”

એકદમ અનાયાસ જ એક સોનામોહોર મળેલી જોઇને તેમની સર્વની ખુશાલીની હદજ ન રહી. તેમણે વિચાર્યું કે, એક મોહોરની મદિરા તો સહુને પૂરી થઈ રહેશે. ” આ પ્રમાણે વિચાર કરી બધા એકી સાથે બૂમ પાડી ઉઠ્યા. તેમની ખુશાલીના કોલાહલથી આખો ઓરડો કંપતો કંપતો પડવા લાગ્યો ઘણીવાર પછી તે ખળભળાટ શમી ગયો. કેટલાક પુરૂષો મદિરાનાં મોટાં મોટાં વાસણો ભરીને લઇ આવ્યા. ત્યાર પછી બધા હારબંધ બેસીને તે મદિરાનું પાન કરવા લાગ્યાં

પ્રથમ એક પુરુષે કહ્યું:—“ વાહ–વાહ. શી મદિરાની મનોહર બ્હાર છે. ”

બીજો એક છોકરો બોલ્યો:—“ બસ, આજે તો બેડો પાર છે.”

જે પુરૂષ કામિનીના કંઠમાં હાથ નાખી મદિરાપાન કરી રહ્યો હતો, તે પુરૂષ જ આ લૂટારાનાં ટોળાંનો મુખ્ય સરદાર હતો. તે

સરદારે કહ્યું:—" ત્યારે શું તમે મદિરાપાન નહિ જ કરો ?"

ચંદ્રનાથે જવાબ આપ્યો:—" ના, ભાઇ ! હું કદી પણ મદિરાપાન કરતો જ નથી."

સરદારે કહ્યું:—" પણ, મારા અનુરોધથી તમારે ઓછામાં ઓછું એક પાત્ર તો અવસ્ય પીવું જ પડશે."

ચંદ્રનાથ ગુંચવણમાં પડી ગયો. એ સમયે સરદારની પ્રેમિકા પોતાની કોતરમાં ઉતરી ગયેલી બન્ને આંખોનો કટાક્ષ કરી અથવા વિલાસ–વિભંગી દર્શાવી બોલી:—શું મારા અનુરોધથી પણ થોડીક મદિરા નહિ પીઓ ? પીઓ, પીઓ, આ મદિરા મોક્ષનો માર્ગ સૂચવનારી છે."

સરદાર મદિરાથી વ્યાકુળ થયેલા અવાજથી બોલ્યો:—" મારી મધુરી મહેબૂબ ! આ પુરૂષમાં એવી તે શી તાકાત છે કે, તારૂં કહેવું ન માને ?.તારા અનુરોધથી કાજી સાહેબ પણ મદિરા પીવાને બંધાયલો છે. અરે ! તે બિચારો પણ તારી શી વિસાતમાં છે ! તારી વાત ન માને એવો એક પણ પુરૂષ આ આખા ભૂષણાનગરીમાંથી મળી આવવો મુસ્કેલ છે. દિલ્દાર ! જ્યારે આખા દેશોના દેશોને કંપાવનાર, અનેક માણસોના જીવને મૂઠીમાં રમાડનાર આ વીર સરદાર પણ જ્યારે તારી ગુલામગીરી તાબેદારી ઉઠાવવા તૈયાર છે, ત્યારે બીજા સાધારણ મનુષ્યનું શું ગજું છે કે, તે તારી આજ્ઞાનો અનાદર કરી શકે ! દિલારામ ! તું જે કાંઇ કહેશે, તે સર્વ કરવાને આ પુરૂષ તત્પર જ રહેશે."

સરદારની આવી જુસ્સાભરેલી વાર્તા સાંભળી સઘળા લૂટારાઓ એકી સાથે મોટા અવાજ કરી બોલી ઉઠયા:—" હા–હા. સરદાર સાહેબનું કહેવું અક્ષરે અક્ષર સત્ય છે. જે કોઇ મૂર્ખ માનવી

અમારી સરદારિણીના હુકમનું અપમાન કરશે, તેને અમો અમારા નખથી છિન્નવિચ્છિન્ન કરી નાખીશું. અને એટલું જ નહિ, પણ તેના ઉકળતા લોહીનું અમો સર્વ ખોબેને ખોબે પાન કરીશું. ”

આથી ચંદ્રનાથનું હૃદય ખળભળી ઉઠયું. તેણે પોતાના હાથ લંબાવી સરદારિણીના હાથમાંથી મદિરાનું પાત્ર લઇ પીવા માંડયું. એ જોઇ સઘળા લૂટારાઓ ઘણા જ ખુશી થયા અને ખુશાલીના પોકારો કરતા કહેવા લાગ્યા:—“ ભાઇ, આ મદિરા નથી, પણ મિત્રતા છે. સાથે બેસી મદિરા પીવાથી જે દોસ્તી બંધાય છે, તે દોસ્તી ઘણી જ મજબૂત બંધાય છે અને તે કદી પણ તૂટતી નથી.”

આમ કહી તેઓ વિકટતાથી બરાડા પાડવા લાગ્યા. કેટલાક છોકરાઓ હસવા માંડયા, કેટલાક વિકટ તાન્ડવ નૃત્ય કરવા લાગ્યા. કેટલાક સુરાના સ્વાદના બણગાં ફૂકવામાં લયલીન બની ગયા. એ સમયે હાથમાં મસાલ પકડેલા એક અનુચરસહિત ખૂબ બળવાન અને કદાવર કાયાવાળો એક લાંબો પુરુષ ત્યાં આવી પહોંચ્યો. ચંદ્રનાથની તેના તરફ નજર પડતાંની સાથે જ તેને ઓળખી ગયો કે એ આવનાર પુરુષ અન્ય કોઇ નહિ, પરંતુ સર્વ લૂટારાઓનો મુખ્ય સરદાર રતનદાસ જ છે.

ચંદ્રનાથે એને જોઇ ગભરાટસહિત કહ્યું:—“ સરદાર સાહેબ! આપ આવી પહોંચ્યા કે ?”

રતનદાસે મૃદુહાસ્ય કરી કહ્યું:—“ જ્યારે મેં તમને આવવાનું વચન જ આપ્યું હતું, ત્યારે પછી મારે અવશ્ય આવવું જ જોઇએ હું મારા વચનથી કદી પણ પાછો પડતો નથી. જો અમે લોકો એવી બેદરકારી રાખીએ, તો અમારાથી આ લૂટારાનો ધંધો પણ કરી શકાય નહિ. ”

રતનદાસને જોતાંની સાથે જ સર્વ છોકરાઓ તેની પાસે આવી અદબથી ઉભા રહ્યા અને યથાયોગ્ય ખાત્રી-બરદાશ કરી તેના કુશળ-સમાચાર પૂછવા લાગ્યા. દસ્યુના સર્વ છોકરાઓએ વિનીત ભાવથી તેનો સત્કાર કર્યો અને ત્યાર પછી તેઓ બધા તેની સેવા કરવાના કાર્યમાં ગુંથાઇ ગયા. છોકરાઓના સરદારે રતનદાસને એક આસનપર બેસાડી મદિરાનું એક છલકતું પાત્ર તેના હાથમાં આપી ઘણા જ વિનયી સ્વરથી કહ્યું:-" જનાબ ! આ મદ્ય તૈયાર છે."

રતનદાસે તે મદિરાના પાત્રને યોગ્ય ઇન્સાફ આપી સર્વ દસ્યુ છોકરાઓ અને છોકરીઓને સંબોધીને કહ્યું:—" તમે સર્વ નિર્ભયતાથી તમારૂં કામકાજ ચલાવ્યા કરો, જો કાંઇ આપદ વિપદ આવી પડે તો મને ખબર આપતા રહો. હવે હું હમણાં જ અહીંથી રવાના થઇશ. મારે આ બાબૂની સાથે થોડુંક કાર્ય કરવાનું છે, માટે તેની સાથે જવાની મને અત્યારે ખાસ જરૂર છે."

ત્યાર પછી ચંદ્રનાથને સાથે લઈ તે છોકરાના આવાસમાંથી બહાર નીકળ્યો. રસ્તામાં એક ગાડી વાટ જોતી ઉભી હતી, રતનદાસ ચંદ્રનાથને સાથે લઇ તે ગાડીમાં ચઢી બેઠો. ત્યાર પછી ગાડીવાને નક્ષત્ર વગે ગાડી દોડાવી મૂકી. ગાડીનાં બારણાં બંધ કરી રતનદાસે ચંદ્રનાથપર વાઘની પેઠે કૂદી પકડી લીધો તથા તેના હાથપગ બાંધી આંખોપર પાટા બાંધી તેણે ઘણા જ કઠોર અથવા કર્કશ સ્વરથી કહ્યું:—" જો બૂમ પાડીશ તો હમણાંને હમણાં જ આ બંદુકની ગોળીથી તારા પંચપ્રાણવાયુમાં મળી જશે. સાલા, સુવ્વર, તું નથી જાણતો કે, તેં કોની વિરુદ્ધ કારસ્થાન કરવા માંડયાં છે ? શું તું મને પોલિસ મારફત પકડાવવા માગે છે ? મારી સાથે દગાની બાજી ખેલવા માગે છે ! પણ નાદાન બાળક ! તને હજી મારી તાકાતનો કશો પણ ખ્યાલ હોય તેમ જણાતું નથી. હું કોણ છું, તે તું જાણે

છે ? મારી શક્તિથી આખો દેશ ડોલે છે, એ શું તારાથી અજ્ઞાત છે ! સાંભળ, નરાધમ ! સાંભળ.

" જેનાથી કંપે કાળ, કાળો કાળનો પણ કાળ છું;
ધરણી બધી ધ્રુજાવવા હું અતિ વિકરાળ છું;
કાયા કદી રોળાય રણમાં તે તણી પરવા નહિં;
જાયે કદી દૌલત અને મિલ્કત બધી, પરવા નહિં;
મુજ માર્ગના કાંટા બધાયે નષ્ટ હું કરનાર છું;
નહીં એ કાર્યથી કદી દિલમહીં ડરનાર છું; "

પ્રબળ વાયુના પ્રવાહથી જેવી રીતે કેળનું પત્ર કંપાયમાન થઇ જાય છે, તેવી જ રીતે ચંદ્રનાથ પણ મસ્તકથી દેહ પર્યન્ત કમ્પવા લાગ્યો. તેના આખા શરીરમાંથી પરસેવાની ધારાઓ છુટવા લાગી. તેના મુખમાં ફીણ આવી ગયાં; તેની જીભ પણ બોલતી બંધ થઇ. થોડી વારમાં જ તે બેભાન થઇ ગાડીમાં પડી ગયો. ગાડી તેને લઇને તીર વેગે ચાલવા માંડી. થોડા સમયમાં જ તે ગાડી ભૂષણાનગરીનો પરિત્યાગ કરી ઘણા જ દૂરના એક જંગલી રસ્તા તરફ જઈ પહોંચી. ચંદ્રનાથને અત્યારે પોતે કયાં જાય છે તથા શા માટે જાય છે, એનું કશું પણ ભાન રહ્યું નહિ. ગાડીમાં બેઠા બેઠા જ રતનદાસ પોતાના મનમાં વિચારવા લાગ્યો કેઃ—" આ નાદાન શિયાળવાંને સિંહની ગુફામાં પ્રવેશ કરતાં જરા પણ ભય નહિ ઉત્પન્ન થયો હોય ? શું તેને પોતાના પ્રાણપર પણ દયા નહિ આવી હોય ! ગમે તેમ હો પણ હું આજે તેને જીવતો છોડીશ નહિ. મારી સાથે દગાબાજી ખેલનારને હું પૂરતી સજા આપ્યા સિવાય રહીશ નહિ. "

આ સમગે ગાડી ભૂષણાનગરીથી લગભગ બેએક માઇલ દૂર આવી પહોંચી હતી.

# પ્રકરણ ૧૫ મું

## મહામાયાનું મનોરાજ્ય

"હસીનોંકા હરએક આલમમેં શોહરા હો જાતા હૈ;
તુમ્હેં જો દેખ લેતા હૈ વહ શયદા હોહિ જાતા હૈ;
કભી હૈ દર્દ સર ઉનકે કભી મહેંદીકા હીલા હૈ;
હમારે ઘર ન આનેકા બહાના હોહિ જાતા હૈ;
મૈંય સાયલ એક બોસેકા વહ તાલિબ હૈં મેરે દિલકે;
કભી ઉનકા કભી મેરા તકાજા હોહિ જાતા હૈ;
નશેમેં લે લિયા બોસા ખફા કયોં હોતે હો સાહબ.
ચલોં મિલ બૈઠો જાને દો કિ ઐસા જાતા હૈ;

અમાવાસ્યાની રાત્રિ હતી. ઘોર અને સૂચિભેદ્ય અંધકાર સર્વત્ર છવાઈ ગયો હતો. ભૂષણાનગરીના સર્વજનો નિદ્રાદેવીની ગોદમાં આરામ લઇ રહ્યાં હતાં. સર્વત્ર શાન્તિ, નીરવતા અને નિઃસ્તબ્ધતાની છાયા છવાઇ ગઈ હતી. એ સમયે ભગવતી વારાંગના મનોહરા આત્મચિંતન કરતી અનંતનામી ઇશ્વરના ધ્યાનમાં તન્મય બની ગઇ હતી. તેના પૂજાભવનમાં તે સમયે તેના સિવાય બીજું કોઇ પણ હાજર નહોતું. દીપદાનીમાં એક ઝાંખો દીવો સળગી રહ્યો. મનોહરા ઘણી વાર સૂધી ભગવાન ભવાની પતિના ધ્યાનમાં મગ્ન રહ્યા પછી આ પ્રમાણે મંત્રોચ્ચાર કરી પૂજા ભવનને કંપાવતી બોલવા લાગીઃ

सञ्चरदधर सुधामधुरध्वनि, मुखरित मोहनवंशम् ।
चलितदृगञ्चलचञ्चलमौलि कपोलविलोलवतंसम् ॥
चन्द्रकचारु मयूरशिखन्डकमण्डल, वलयातिकेशम् ।
प्रचुरपुरन्दरधनुरञ्जित, मेदुरमुदिरसुवेशम् ॥
मणिमयकर मनोहरकुण्डल, मण्डितगण्डमुदारम् ।
पीतवसनमनुगमुनिमनुज, सुरासुरवरपरिवारम् ॥

આમ કહી તે પોતાના મનમાંજ કહેવા લાગીઃ—"પરમાત્મા! તેં મારી આવી કસોટી કેમ કરવા માંડી છે? મને તારા આ વિધાનની કશી લીલા સમજાતી નથી. મારી આસપાસ તેં રિપુઓનું લશ્કર શા માટે છોડી મૂક્યું છે? સંસારમાં મારૂં કોઈ રક્ષક નથી. મને બચાવે તેવું કોઇપણ મનુષ્ય નથી, છતાં મને પાપાત્માઓના પંજામાં શા માટે સપડાવે છે? ભક્તવત્સલ! હું આજકાલ આ બધો શો રંગ જોઇ રહી છું. દુષ્ટ વિકારને આધીન થયેલો હરગોવિંદ તથા નવલ મારૂં સર્વસ્વ નષ્ટ કરવા ઇચ્છે છે, એ પ્રબળ પાપાત્માઓના પંજામાંથી હું શી રીતે બચી શકીશ.?"

એ સમયે મનોહરાએ એક અદશ્ય વાણીથી સાંભળ્યું કેઃ—"બેટા, તું શા માટે ચિંતા કરે છે? દેવતા અને દાનવના યુદ્ધમાં કોનો વિજય થયો હતો, એનો જરા વિચાર કરઃ તું મારૂં રટણ કરે છે, એ ખરૂં, પરંતુ સંસારનું સર્વસ્વ તારાથી મારા માટે ત્યાગી શકાય તેમ છે ખરૂં કે? શું તું મારા વિશ્વવ્યાપી સ્નેહને હજી સુધી નથી જાણી શકી?"

મનોહરા આથી અજાયબીમાં પડી ગઇ. કેટલીક વાર પછી

તે બોલીઃ—" ત્યારે પ્રભુ. તેં આ મારી માટીની કાયાને શા માટે સરજી છે? રિપુઓના સાગરમાં મને શા માટે ડુબાડી છે? આ સંસારમાં જન્મ આપી મેં કોઇપણ પાપકર્મ કર્યું નથી, છતાં મારા પર આવા સંકટોનો વરસાદ શામાટે વરસાવે છે?"

અદશ્યવાણીએ કહ્યું:—" એ સર્વ મારાં વિધાનો છે? મેં તને જે કાંઈ આપ્યું છે, તે સર્વ ઠીક જ થયું છે. રિપુ હશે, ત્યારે જ તારા ખરા ધર્મની પરીક્ષા થઇ શકશે? સંસારની આસક્તિથી અ-લગ થવાથી જ તને સત્ય ધર્મ સંપાદન થઇ શકશે. શું તુ ધર્મને એક સામાન્ય વસ્તુ ધારે છે? "

મનોહરાએ કહ્યું:—" પ્રભુ! અમારામાં એવી તે શી શક્તિ છે કે અમે અમારા રિપુઓને ભૂલી શકીએ? અમે અહંકાર તથા આત્માભિમાનથી ઉન્મત્ત બનેલાં છીએ, સહજ સહજમાં અમને ક્રોધ ચઢી આવે છે, અમે ક્રોધથી આંધળાં થઈ જઇએ છીએ. ત્યારે પ્રભુ! હવે અમારે શો ઉપાય કરવો? "

અદશ્યવાણીએ આશ્વાસન આપ્યું:—" ધર્મનો ઉપાય ધર્મ જ છે; પાપ નથી. ધર્મ મેળવતાં હમેશાં ધર્મનું આચરણ જ કરવું પડશે. સંસાર રહે અથવા નષ્ટ થાય, તોપણ ધર્માચરણ પ્રમાણે જ ચાલવુ પડશે. ધર્મ કદાપિ પાપથી પ્રાપ્ત થતો નથી, પરંતુ પુણ્ય-થી જ થાય છે. "

" એ ધર્મ શી રીતે પ્રાપ્ત થાય છે? " મનોહરાએ આતુર-તાથી પૂછ્યું.

" જો એક જણ તારૂં બૂરૂં કરે, તો તુ તેનું બૂરૂં કરવાની કદી પણ ઇચ્છા કરીશ નહિ. બૂરૂં કરવાની ઇચ્છાને તારા હૃદયમાં સ્થાન

પણ આપીશ નહિ, જ્યારે કોઇનું અનિષ્ટ કરવાની ચિંતા તારા હૃદયમાં ઉદ્દભવશે નહિ, ત્યારે હું જાણીશ કે, હવે તું સિદ્ધ થઇ છે. કદાચ કોઈ તારા પર બળાત્કાર કરે, ત્યારે તારે કેવળ તારો પોતાનો બચાવ કરવાનો જ પ્રયત્ન કરવો જોઇએ, પરંતુ બળાત્કાર કરનારને નષ્ટ કરવાની હિંસામયી ઇચ્છાને હૃદયમાં સ્થાન પણ ન આપવું જોઇએ. પાપકર્મ કરવાની વાત તો દૂર રહી, પણ પાપની ચિંતાને પણ હૃદયમાં ધારણ કરવી ન જોઇએ. આનું નામ તે ખરો ધર્મ છે. " અદૃશ્ય વાણીએ કહ્યું.

" ત્યારે શું ક્રોધ, હિંસા અને પ્રતિશોધનું કશું પણ પ્રયોજન જ નથી ? " મનોહરાએ પૂછ્યું.

" ધર્મના પક્ષકારોના પક્ષમાં એની કશી પણ જરૂર જ નથી. એ સર્વથી અલગ થવાથી જ ધર્મ પ્રાપ્ત થઇ શકે છે. " અદૃશ્ય વાણીએ કહ્યું.

" એ શું જગતના જીવો માટે સંભવિત છે ખરૂં કે ? " મનોહરાએ અત્યંત ઉત્સુકતાથી પૂછ્યું.

" ત્યારે એ અસંભવિત છે, એમ તેં શી રીતે જાણ્યું વારૂ?" અદૃશ્યવાણીએ પૂછ્યું.

" અત્યાચારીઓના અત્યાચારથી આખો દેશ પાયમાલ થવા માંડયો છે. કામાંધ કોડાઓ કુળ લક્ષ્મીઓની કીર્ત્તિને કલંકિત કરવા માંડયા છે, ધોળે દિવસે ધાડો પડે છે, લૂટારાઓ પ્રજાજનોની પુત્રી ઓપર બળાત્કાર ગુજારે છે, આવી સ્થિતિમાં એવી શાન્તિ ધારણ કરી શકાય ખરી કે ? " મનોહરા બોલી.

" તે ગમે તેમ થાઓ, તેની ચિંતા કરવાનું તારે શું પ્રયોજન છે ? જેનું જગત્ છે, તે જગદીશ્વર જો જગત્‌ની રક્ષા નહિ કરે, તો

પછી તારાથી શું થવાનું છે ? તું તો એક ક્ષુદ્રમાં ક્ષુદ્ર પ્રાણી છે.”

“ત્યારે અમને આટલા બધા રિપુઓના સમુદાયમાં શામાટે લાવી મૂક્યા છે ?” મનોહરાએ પૂછ્યું.

“જ્યારે તું ધર્મને મેળવી શકીશ, ત્યારે તને એ સર્વ રહસ્ય આપો આપ જણાઇ આવશે. મનુષ્ય જ્યારે ધાર્મિક જીવન મેળવી શકે છે, યશ તથા નિંદાને વિસરી જાય છે, જ્યારે તેના હૃદયમાં તન્મય જ્ઞાનનો જન્મ થાય છે, ત્યારે ધર્મ જ એ સર્વ રિપુઓના મારાથી બચાવે છે.”

મનોહરાએ પૂછ્યું:—“ત્યારે હવે મારે શું કરવું ? કયા ઉ-પાયનો આધાર લેવો ?”

અદૃશ્યવાણીએ જવાબ આપ્યો:—“રાત્રિદિવસ પરસેવા કર-વામાં તું તૈયાર રહે ચિત્તને વિકારથી વંચિત કરી ધર્મનું આચરણ કર. રાત્રિદિવસ સર્વના કલ્યાણની કોશિશ કર. જેઓ તારો સર્વ નાશ કરવા તૈયાર થયા છે, તેમનું પણ તન મનથી કલ્યાણ કરવાની કોશિશ કર. જેઓ તારા પ્રતિ કુદૃષ્ટિ કરે છે, તેના તરફ પણ તું અપૂર્વ સ્નેહ દર્શાવતી રહે. સંસારની મુક્તિ પ્રેમથી જ થઇ શકે છે. સંસારમાં સુખની વસ્તુ એક માત્ર સ્નેહ જ છે. હૃદય, મન, બળ, બુદ્ધિ આદિ સર્વનો પરકલ્યાણ માટે ઉપયોગ કર. જેવી રીતે ખુલ્લો વાયુ રાત્રિ દિવસ અન્યના હિતને માટે વહ્યા કરે છે, છતાં તે કદાપિ એવી કલ્પના પણ કરતો નથી કે, હું પરહિત અથવા પરકલ્યાણ કરી રહ્યો છું, તેવી જ રીતે તું પણ તારા હૃદયને પરસેવામાં અર્પણ કરી દે. પણ એમ કરતાં તું અહંકારને આધીન થઇશ નહિ, પારકાનું કલ્યાણ કરે છે, એવી કલ્પના પણ કરીશ નહિ. ઉપકાર કરવો, એને જ માત્ર તું તારા જીવનનું ધ્યેય ધારી લે. કામનાઓનો ત્યાગ કરી

તું ખરી ત્યાગિની થા. જગતના સર્વ જીવો તારા બંધુઓ જ છે, એમ માની લે. ત્યારે તને સમજાશે કે, ધર્મ એ શી વસ્તુ છે, ધર્મનો કેવો પ્રભાવ છે ? આજે તારી પરીક્ષાનો દિવસ છે, માટે પરીક્ષા પસાર થવાનો જ પ્રયત્ન કર. ”

મનોહરાએ કહ્યું:—“ એ સર્વ મારાથી સમજી શકાતું નથી. માટે તમે જ કહો જોઇએ, કે મારૂં અંતર કેવું છે ? હું જગતની જંજાળમાં ફસાવા ઇચ્છતી નથી. જગતના માસિક સુખમાં મારા માનવ અવતારને નષ્ટ કરવા ઇચ્છતી નથી. ”

અદૃશ્ય વાણીએ કહ્યું:—“ તારા હૃદયની પરીક્ષા કરીને જ હું કહું છું કે, તારે માટે ધર્મ પ્રાપ્ત થવો એ કાંઇ કઠિન વ્યાપાર નથી. હું ખરૂં કહું છું કે, અમક્રોધદ્વારા ક્રોધનો ક્ષય થાય છે, સાધુતાદ્વારા અસાધુતા નષ્ટ થાય છે અને સત્યદ્વારા અસત્યનો પરાજય થાય છે. બસ, હવે મારો સમય થઇ ગયો છે, માટે હું અદૃશ્ય થાઊં છું. તું તારા કર્મમાં દૃઢ રહે. ”

આ પ્રમાણે અદૃશ્યવાણી સાથે કેટલીકવાર સુધી વાતચીત કર્યા પછી મનોહરા શાંત ચિત્તે પરમાત્માના એકાંતિક ધ્યાનમાં નિમગ્ન થઇ ગઇ. પછી તે પોતાના મનમાં જ કહેવા લાગી:-“ બસ, હવે મને શો ભય છે ? જ્યારે સાક્ષાત્ પરમાત્મા સહાય છે, તો પછી જગતના પામર જીવો મને શું કરનાર છે ? ધર્મના આશ્રિતને કોણ હણનાર છે ? ”

એ સમયે અચાનક તેના પૂજાગૃહમાં કૃષ્ણવર્ણના પોશાકથી ઢંકાયલા એક કદાવર, ઉંચા અને બળવાન પુરુષે પ્રવેશ કરી કહ્યું:—“ ધર્મના ધતીંગો લઇ બેસનારને આ વીર પુરુષ ક્ષણ માત્રમાં હણનાર છે. તમે જેને ધર્મ કહો છો, તે ધર્મ કેવળ એક પ્રકારના આ-

ડંબર સિવાય બીજું કશું પણ નથી. ”

આ જોઈ મનોહરા સ્તબ્ધ થઈ ગઇ. તે આગંતુક ગુપ્ત વેશધારી વ્યક્તિને ઓળખી શકી નહિ. કેટલીક વાર સુધી ચૂપ રહ્યા પછી તે બોલીઃ—“ એવી ભાવના કેવળ માયાના મદમાં અંધ થયેલા મદાંધ માનવીઓ જ હૃદયમાં ધારે છે. કારણ કેઃ—

“ કોઈ કહે મારે વૈભવ ને રિદ્ધિ સિદ્ધિ;
કોઈ કહે વંશ તણી વાડીનો વિસ્તાર છે;
કોઇ કહે નામ મારૂં લાખોમાં પ્રસિદ્ધ આજ;
કોઇ કહે ગ્રામ, ગ્રાસ, વટ ને વ્યવહાર છે;
લોકનો સમુહ મને નમી નમી માન આપે;
પ્રૌઢ છે પ્રતાપ મારો રાજી સરકાર છે;
માનવી મૂરખ મન મિથ્યા અભિમાન માને;
જાણે છે સુજાણ એ તો માયાના વિકાર છે. ”

પણ અત્યારે આ સર્વ વિવાદો કરવાની કશી પણ જરૂર નથી. કહો, તમે કોણ છો અને અહીં આવી અંધારી રાત્રે શા માટે આવ્યા છો ? કોની પરવાનગીથી મારા મહેલમાં પેઠા છો ? ”

“ મનોહારિણી માનિનિ ! મને આજ્ઞા લેવાની શી જરૂર છે ? તેં મારા હૃદયપર તારા સૌંદર્યનો પ્રભાવ એટલી સીમાપર્યન્ત વિસ્તારી દીધો છે કે, જેના યોગે મારી વિચાર શક્તિને પણ ખોઇ બેઠો છું. આજે તેને પ્રાપ્ત કરવાની આશાથી હું તારા મહાલયમાં એક ચોરની માફક ખસી આવ્યો છું. મને સંપૂર્ણ આશા છે કે, તું મારી પ્રીતિનું પાન કરાવી આ તરસ્યા ચકોરને સંતુષ્ટ કરવાની ઉદારતા અવશ્ય દર્શાવીશ. મારી અર્ધાંગના પદપર વિરાજવાથી

તું અનુપમ સુખની ભાગિની થઇ શકીશ. કેમ મનોહરા ! મધુરી મનોહરા ! મારી આ વાર્તા હવે તો તારા સમજવામાં આવે છે કે નહિ વારૂ ?'. આગંતુક વ્યક્તિએ કહ્યુંઃ

"પણ તું કોણ છે ? હાથે કરી તું મરણના મુખમાં પડવા અહીં શા માટે આવ્યો છે ? અન્યના ગૃહમાં ચોરીથી પ્રવેશ કરતાં તને લેશ માત્ર પણ લજ્જા નથી આવતી ?" મનોહરાએ પૂછ્યું.

"લજ્જા ! લજ્જા શાની ? મેં જ્યારથી તારી આ મોહક મૂર્તિનાં દર્શન કર્યાં છે, ત્યારથી જ મારી લજ્જા મારો ત્યાગ કરી ચાલી ગઈ છે. મનોહરા ! વિકારને વશ થયેલા કામીપુરુષના હૃદયમાં લજ્જાનો સંચાર હોઈ શકે ખરો કે ? પણ હવે આ વિષયને વિશેષ ન લંબાવતાં હું પૂછું તેનો જવાબ આપ. કહે, તું મારા વચનને સ્વીકારી અનંત સુખને પ્રાપ્ત કરવાની આશા રાખે છે કે, વિનાકારણ મરણને શરણ જવા ઇચ્છે છે ? મારી આજ્ઞાને માન્ય રાખવામાં મહા આનંદ સમાયલો છે અને અનાદર કરવામાં અત્યંત જ્વાળામયી યંત્રણા સમાયલી છે."

"ભલા ભાઈ ! તું તારી શક્તિપર આવો અંધવિશ્વાસ શા માટે રાખી બેઠો છે ? શું તું એ નથી જાણતો કે, જે જગદાધારે આ અનંત બ્રહ્માંડો સરજ્યાં છે, તે પોતાના આશ્રિતોનું પાલન તથા રક્ષણ કરવાને સર્વથા તૈયાર છે. શું જે સુખ મને પ્રભુ તરફથી મળી શકે છે, તેનો કરોડમો ભાગ આપવાની પણ તારામાં શક્તિ છે ખરી કે ? ભયંકર ભૂમિ કમ્પને, પ્રબળ ઝંઝાવાતની વિકરાળ ગતિને, સંસારની સીમાને ઓળગવાનું તારામાં સામર્થ્ય છે ખરૂં કે ? ના—કદાપિ નહિ. તેમાંનું એક પણ કાર્ય તારાથી થઇ શકે તેમ નથી, તો પછી તું વિનાકારણ આંટલો બધો ફુલાય છે શા માટે ?

ગર્વથી ઉન્મત બની તું તારી મૂર્ખતાને શા માટે? ગર્વથી ઉન્મત બની તું તારી મૂર્ખતાને શા માટે પ્રકટ કરી બતાવે છે. એ સર્વ કર્તાહર્તા વિધાતાની શક્તિ છે. તારાથી કે મારાથી તેમાંનું કશું પણ થવાનું નથી. વળી:—

" રચનાર બ્રહ્માંડનો સૂત્રધાર દેવ એક;
એક વિના બીજો કોણ તંત્ર ચલાવે છે!
આપણું આયુષ્ય એતો આપેલું છે દ્રવ્ય એનું;
ઘટમાળ રેંટ જાણ ભરીને ઢળાવે છે;
અપાવે ને લેવરાવે પાડે ને ચડાવે પોતે;
નિમિત્તનું નામ આપી પ્રાણીને ફસાવે છે.
સર્વોપરી સત્તાધારી ઠામ ઠામ આણ એની;
પૂતળાંની પેઠે પ્રભુ પ્રાણીને નચાવે છે."

" મનોહરા! એમ માનવામાં તારી ભયંકર ભૂલ થાય છે. મારી શક્તિને અન્યાય અપાય છે. હું ધારૂં તો ઘડીના છઠ્ઠા ભાગમાં આખી ભૂષણા નગરીને કંપાવી શકું તેમ છું. હું ધારૂં છું કે તું હજી મારાથી અજાણી છે, તેથી જ આવાં તિરસ્કારનાં વચનો ઉચ્ચારી રહી છે. આ વીર નવલ વિહારીના હાથમાં હજારોના જીવન મરણની લગામ રહેલી છે, માટે હજી પણ કહું છું કે, તું તારા ગર્વને ત્યાગી મારી શય્યાશાયિની થવાની વાર્તાનો સ્વીકાર કર."

" મારી માન્યતા પ્રમાણે અત્યારે તું જ ભ્રમણાની ભૂલામણીમાં ભટકી રહ્યો છે. ઇશ્વર હોવાનો દાવો ધરાવી રહ્યો છે. પણ તને એ અનંતનામીની અકળલીલાનો કશો પણ ખ્યાલ જ નથી. મનુષ્ય શયતાનના સોબતી બની ઇશ્વરના અસ્તિત્વને નષ્ટ કરવાના

ઉપાયો યોજે છે ખરા, પરંતુ છેવટે તેમને ઘણા ઘણા ખત્તા ખાધા પછી ઇશ્વરનું જ શરણુ લેવું પડે છે. જેઓ ગર્વથી છકી જાય છે, ધનથી મદાંધ થાય છે અને સત્તાથી ઉન્માદને ધારણ કરે છે, તેઓ સર્વ અંતે દુર્દશાને જ પાત્ર થાય છે. પૃથ્વીના પ્રત્યેક પદાર્થની એવી જ ગતિ થાય છે. કારણ કેઃ—

" પુષ્પ પ્રફુલ્લિત આજ મ્હાણે તે વણસવાનું;
ચોમાસાની નદી આજ, ગ્રીષ્મ ગળી જાય છે;
દોડ ધામ પતંગની ઘડી બે ઘડીની કેવી;
દિન મણિ પ્રકાશને તિમિર જોવાય છે.
મેળો એક દિવસનો ઠાઠ માઠ કેવો ત્યારે!
જોશો બીજે દિવસ તો શૂન્ય ખાવા ધાય છે;
પંચભૂત પૂતળાંનું જીવતર તેવું જૂઠું;
આજ દોડા દોડ કરે કાલે લોપ થાય છે. " .

" હું તારી સાથે વિવાદ કરવા આવ્યો નથી, પણ તને મારી પ્રાણેશ્વરી બનાવવા આવ્યો છું શું ત્યારે સ્પષ્ટ શબ્દોમાં જ મારાં વચનનો અસ્વીકાર કરે છે, મરણને શરણ થવાની ધારણાને જ હૃદયમાં ધરે છે? તને તારી આ કોમળ કાયા કચડાઈ જશે, એવું પણ જરાએ ભાન નથી ? "

" હા—હા. ધર્મને માટે હું મરણના શરણમાં જવા માગું છું, દેહની જૂઠી આશાઓને સર્વથા ત્યાગું છું. કદાચ તું મને અબળા ધારી મારા પર જુલ્મ ગુજારશે, તો અનંતનામી ઈશ્વર મને તારા જુલ્મમાંથી ઉગારશે. પણ કામના કીડા! તું એમ ન જાણતો કે, આ સાધ્વી સતી સહજમાં જ તારી જૂઠી ધમકીઓથી ધર્મનું વે-

ચાણુ કરી બતાવશે. હું સારી રીતે જાણું છું કે, આ જગત્માં મનુષ્યમાત્ર પર આપત્તિનો વરસાદ નિરંતર વરસ્યા જ કરે છે. પરંતુ પામર પ્રાણી ! એ આપત્તિમાંથી પણ પોતાના ધર્મનો બચાવ કરવામાં મનુષ્ય જન્મની મહત્તા સમાયલી છે. દુનિયામાં કોઇના દહાડા સદા એક સરખા રહ્યા નથી અને રહેવાના પણ નથી. આજે મારી તો કાલે તારી પણ દુર્દશા જ થવાની છે. જુલ્મી કદી જગત્માં ઝાઝું જીવી શકતો નથી, તેના પાપનો ઘડો ભરાતાંની સાથે જ તે અતલ જળમાં ડૂબી જાય છે. સંસારનો નિયમ જ પ્રત્યેક પદાર્થનું પરિવર્ત્તન કરવાનો છે, તો પછી તું મને વિના કારણ આવો નિરર્થક ભય શા માટે દર્શાવે છે ? પરિવર્ત્તન શીલતાના સૂત્રમાં બંધાઇને પરમાત્માને પણ પૃથ્વીનો પ્રલય કરવો પડે છે. નાદાન ! જગત્ના સર્વ જીવોને એક સ્થિતિમાંથી બીજી સ્થિતિમાં અવશ્ય મૂકાવું પડે છે. ” ધર્મમયી મનોહરાએ ધર્મના આવેશમાં આવી કહેવા માંડયું:—“ માટે તું તારો આ ભ્રમણાને ભૂલી જા. સાંભળ, સાધુજનો પણ જગત્ની અનિશ્ચિતતાને માટે શું કહે છે, તે તારા હૃદયના વિમોહને દૂર કરી બરાબર સાંભળ:—

“ રહેતા દિવસ નથી કોઇના એક જ અવસ્થામાં કદા;
સુખ હોય આજે પૂર્ણ તો, કાલે પડે છે આપદા;
ભિક્ષુક થતો ધનવાન, પામી એક પળમાં સંપદા;
જે આજ છે કાલે નથી, એ નિયમ ભવનો છે સદા;
વિશ્વ પ્રકાશક સૂર્યનો પણ અસ્ત નભમાં થાય છે;
તો ચાર દીનના ચેનથી નાદાન કાં ફુલાય છે ? ”

“ શું ત્યારે હવે મારો જુલ્મને જ ચલાવવો પડશે ?” નવલવિહારી ગર્જના કરી બોલ્યો.

"જુલ્મ! શાનો જુલ્મ! શું તું મારાપર જુલ્મ ચલાવવા આવ્યો છે? નાદાન! તારામાં એવી શી તાકાત કે, તું મારાપર જુલ્મ ચલાવી શકે? ધર્મને અધર્મની તલ્વારથી હલાવી શકે? મૂર્ખ મનુષ્ય! તું કયી સત્તાના દોરપર આટલો બધો દમામ ચલાવે છે? કયી શક્તિના આધારે આવો નિરર્થક ભય બતાવે છે. જો જરા, વિચાર કરી જો, કે તારાથી ઇશ્વરની આજ્ઞા સિવાય એક તણુખલું પણ તોડી શકાય તેમ નથી. વળી તારા અધમતાને આધીન થયેલા વિકારી ચિત્તપરથી વિકારનો પડદો અળગો કરી જો કે, જગતમાં કોણ કોનું અનિષ્ટ કરી શક્યું છે!

"ક્યાં ગયા દુર્યોધન અને રાવણ સમા અવનીપતિ?
તેમ કંસને શિશુપાલ જેવાની કહે શી થઇ ગતિ?
પરિણામ શું પામ્યો હતો અભિમાની કીચક દુર્મતિ?
એ ધ્યાનમાં લાવી અધમ તું ધાર કંઇ ઉત્તમ ગતિ;
સંસાર આ ચળવિચળ છે, મિથ્યા બધો ઉત્પાત છે;
છે ચાર દિનની ચાંદની અન્તે અંધારી રાત છે."

"હવે તું સજાના સપાટા સિવાય સીધી ચાલવાની નથી. મેં ધાર્યું હતું કે, તું સીધી રીતે જ માની જઇશ, પણ હવે મને લાગે છે કે, મારી તે ધારણા ભૂલભરેલી હતી. પણ ફિકર નહિ. હું હમણાંજ તારા આ ગર્વના ચૂરેચૂરા કરી બતાવું છું, તને કરાળ કાળનો માગ બતાવું છુ."

"મુખેથી બોલનાર મનુષ્યો એક નહિ, પણ અનેક જોવામાં આવે છે, પરંતુ તેમના બોલેલા વચનોનું પરિણામ સર્વથા શૂન્યજ આવે છે. મનુષ્ય ધારે છે કે. આ મેં કર્યું છે અને આ હું કરીશ, પરંતુ એ સર્વનો કરનાર કેવળ જગદાધાર છે. તેની શક્તિસમીપ

માનવ બિચારાં લાચાર છે." મનોહરાએ ઈશ્વરમાં દૃઢ શ્રદ્ધા રાખી કહ્યું.

"જગદાધાર! જગદાધાર નામની કોઈ વસ્તુ જ નથી. પણ હવે જોઉં છું કે, મારા કાર્યમાં તારો જગદાધાર શું કરનાર છે?" આમ કહી નવલવિહારીએ ખીસામાંથી સીસોટી કાઢી એક સંકેત-શબ્દ કર્યો. એ શબ્દ સાંભળતાંની સાથે જ મનોહરાના મહાલયની પાછલી દીવાલની બારીમાંથી પાંચ સાત મજબૂત લૂટારાઓ એકદમ કૂદી આવ્યા. ત્યારપછી નવલવિહારી તથા એકાદ બે બીજા લૂટારાઓ મનોહરાના શરીરને મજબૂત રીતે પકડી એક દવા સુંઘાડી બેભાન કરી દીધું. જયારે તેમણે સર્વેએ જોયું કે, મનોહરા તદ્દન બેભાન બની ગઈ છે, ત્યારે નવલવિહારીએ એક લૂટારાને તેના મહાલયમાં જઈ કોઇ જાગી ઉઠયું છે કે, નહિ તેની તપાસ કરવા માટે મોકલી આપ્યો.

તે લૂટારાએ મહાલયના બધા વિભાગોમાં ફરી આવ્યા પછી નવલવિહારીને કહ્યું:—"બાબૂજી! મહેલની અંદરના ભાગમાં કેવળ પાંચ સાત દાસીઓ તથા બે દરવાનો સિવાય બીજું કોઇ પણ હાજર નથી. દાસીઓ ભર ઉંઘમાં સૂતેલી છે તથા એક દરવાન પણ ઉંઘી ગયો છે. પરંતુ દ્વાર પાસે બેઠેલો એક દરવાન અર્ધનિદ્રાવસ્થામાં મહેલનો પેરો ભરી રહ્યો છે. માટે આ મનોહરાને જો મહેલના પાછળના ભાગમાંથી લઇ જવામાં આવશે તો કશી પણ અડચણ આવશે નહિ."

"બહુ સારૂં, ત્યારે તેમ જ કરો. પણ ખૂબ સાવચેતી રાખી આ કાર્ય કરજો." આમ કહી નવલવિહારી લૂટારાઓ મારફત મનો-

હરાને તેના મહાલયની પાછલી બારીમાંથી ઉતારી પોતાના ઘર તરફ રવાના થયો. હાય! આજે એક ધાર્મિક રત્ન શયતાનોના સપાટામાં સપડાઇ ગયું! આ સ્થળે ધર્મનો પરાજય અને પાપનો વિજય થયો!

## પ્રકરણ ૧૬ મું

### ઇન્સાફ

"અરેરે ઉડતું ખંજર દિલે ઝૂંટી હલાવ્યું મેં:
ઉપડતો હાથ શો ત્યારે! હવે ફરિયાદ શાની છે?
વહે તો ખૂન છો વ્હેતું! નહીં તો છો ઠરી રહેતું;
સહેવો દાગ કાંઇ એ! અરે ફરિયાદ શાની છે?
જહાંની આ અને પેલી અહીં ત્યાંની નથી પરવા;
ન કો પૂછે! ન કો જાણે! પછી ફરિયાદ શાની છે?
ખુદાના તખ્તની પાસે જિગરની આહ પહોંચાડું.
મગર છે ગેબ ઝાલિમ એ! જિગર ફરિયાદ શાની છે?"

કલાપી.

દિવસના બે પ્રહર વીતી જવા આવ્યા હતા, આકાશમાં વિરાજતા ભગવાન ભાસ્કર પોતાની ઇચ્છાનુસાર કિરણોનો વિસ્તાર કરી રહ્યા હતા; પૃથ્વીપર ઉષ્ણા પ્રચંડરૂપ ધારણ કરી ભડભડ શબ્દનો ધીમો અવાજ કરી સળગી રહી હતી. ઉષ્ણા સાથે મિશ્રિત થઇ વાયુદેવ પણ ધીમે ધીમે વ્હેતો ચાલી રહ્યો હતો. પક્ષીઓ અસહ્ય ઉષ્ણાને

ન સહી શકવાથી વૃક્ષોની શાખા—પ્રશાખાઓ તથા પત્રોમાં સુપાઇ ગયાં હતાં અને કોઇ કોઇ વેળાયે પોતાના સુરીલા કંઠમાંથી એકાદ બે મિષ્ટ શબ્દોનો ઉચ્ચાર પણ કરી રહ્યાં હતાં. ઉદ્યાનોમાં વિકસેલાં પુષ્પો સૂર્યના પ્રચંડ તાપથી કરમાઇને પૃથ્વી ભણી નમી પડયાં હતાં અને જળમાં વિકસેલી કમલિની સૂર્યનો સુખમય સ્પર્શ થવાથી પ્રેમના આવેગમાં આવી અત્યંત આનંદ દર્શાવી એક પ્રકારનું નમનરંજક તથા મનોહર નૃત્ય કરી રહી હતી.

આજે ઇંદ્રનાથનો ઇન્સાફ શરૂ થયો હતો. અદાલતના મકાનની સ્હામેના ખુલ્લા મેદાનમાં પુષ્કળ મનુષ્યોની મેદની એ ઇન્સાફ જોવા માટે એકઠી થઇ હતીઃ પરંતુ અદાલતના વરંડામાં તથા અંદરના ભાગમાં બહારના કોઇપણ મનુષ્ય અથવા દર્શકને પ્રવેશ કરવાનો કઠિન પ્રતિબંધ કરવામાં આવ્યો હતો, કારણ કે, ઇંદ્રનાથના શિર પર જે આરોપ મૂકવામાં આવ્યો હતો, તે અતિ ભયંકર અને રાજદ્રોહિતાનો હતો. આ સર્વ કારણોથી ઇંદ્રનાથપર જે મુકર્દમો ચલાવવાનો હતો, તે મુકર્દમાની બીજા કોઇને કશી પણ બાતમી ન મળી શકે, એવો સખ્ત બંદોબસ્ત પણ કરવામાં આવ્યો હતો. સાધારણ મુકર્દમાઓની પેઠે આજનો આ મુકર્દમો ચાલવાનો નહોતો; એના કેટલાક રીતરિવાજોમાં પણ અમુક ફેરફાર કરવામાં આવ્યો હતો.

વિચારક હરગોવિંદશાસ્ત્રી આવીને ન્યાયાસનપર બેઠો. એટલે દારોગા અથવા કોટવાલે આવી તેને જણાવ્યું કેઃ—" ઘણા સમય થયાં પંડિત કામદેવ મારે ઘેર આવી બેઠા છે. મને લાગે છે કે, તેઓ આ મુકર્દમાના સંબંધમાં જ આપની કાંઇક સલાહ લેવા ઇચ્છે છે. માટે કૃપા કરી આપ એકવાર તેમની મુલાકાત લો. તેઓ આપને મળવા માટે અત્યંત આતુર છે. "

શાસ્ત્રી મહાશયે કહ્યું:—"બહુ સારૂં, તેમને અહીં મારી પાસે લઇ આવો. હું મને યોગ્ય લાગશે, તેમ સમજાવીને તેમના મનનું સમાધાન કરીશ."

આમ કહી શાસ્ત્રીએ વિચારાલયમાં હાજર થયેલા સર્વજનોને એક વાર બહાર ચાલ્યા જવાની આજ્ઞા કરી. આજ્ઞા મળતાંની સાથેજ સર્વ એકી સાથે બહાર નીકળી પડયા અને વિચારાલય તદ્દન શાન્ત તથા નિર્જન થઈ ગયું.

ત્યાર પછી પંડિત કામદેવને વિચારાલયમાં બેઠેલા હરગોવિંદ શાસ્ત્રી પાસે મૂકી દારોગો ત્યાંથી ચાલ્યો આવ્યો. કામદેવે જેવો વિચારાલયમાં પ્રવેશ કર્યો કે, તરત જ શાસ્ત્રી હરગોવિંદ તેની સ્હામો આવી તેની સાથે ભેટી પડયો અને ત્યાર પછી તેને પોતાના આસનની બાજૂમાં બેસાડી આસપાસના કુશળ સમાચાર પૂછી તેણે ઘણા જ માયાળુ સ્વરથી કહ્યું:-" મહાશય, આપે અહીં સૂધી આમ સંકટનો સ્વીકાર કરી આપના દર્શન આપવાની કૃપા શા કારણથી કરી છે વારૂ ?"

યથાયોગ્ય વિનયાદિ દર્શાવ્યા પછી પંડિત કામદેવે કહ્યું:— "રાજ્યના સર્વ કર્મચારીઓ જો આપના સમાન ઉદારહૃદયી હોત, તો રાજભક્તિપ્રતિ પ્રત્યેક મનુષ્યોનું હૃદય પૂર્ણિમાની રાત્રિની ચાંદની પેઠે એક પ્રકારની સહાનુભૂતિ જ દર્શાવત આપના જેવા દયાવાન પુરુષો વિરલ જ હોય છે, શોધવા જતાં આપના સમાન માયાળુ પુરુષોનો સમાગમ સહજમાં થઈ શકતો નથી.

શાસ્ત્રીએ કહ્યું:—"ના, મહાશય! હું તો એક અતિક્ષુદ્ર મનુષ્ય છું. મારી પદવીનું ગૌરવ અતિ ઉચ્ચ છે, એ ખરૂં, પરંતુ તેથી મારા ગૌરવની સાથે તેનો વિશેષ સંબંધ નથી. માનવદેહ ક્ષણમં-

ગુર છે. મૂર્ખ મનુષ્યો સંસારની ક્ષુલ્લક વાસનાઓમાં મોહાંધ થઇ એટલા બધા ગર્વિષ્ટ બની જાય છે કે, પછી તેમના ગર્વની સીમા જ રહેતી નથી. પરંતુ પંડિતજી! મને એવો મિથ્યા ગર્વ અને આડંબર પસંદ જ નથી. કેટલાક કર્મચારીઓ પોતાને મળેલી ઉચ્ચ પદવીનો દુરુપયોગ કરી યથેચ્છવર્તન ચલાવે છે, ગરીબડી પ્રજાની ગર્દનો કાપવાની ધૃષ્ટતા પણ દર્શાવે છે. પણ હું એવા સર્વ કર્મચારીઓ તથા તેમનાં કર્મોને અત્યંત ધિક્કારનારો છું. વળી મહાશય! જગત્‌માં જેમનું ચારિત્ર્ય ઉન્નત હોય છે, તેઓ વિશ્વના સર્વ જીવોને ઉન્નત જ ધારે છે. ગમે તેમ હો પણ, પડિતજી! આજે આપને મારી પાસે પધારવાનું શું કારણ છે વારૂ?"

કામદેવ પંડિત અતિ સરળ અને ભોળો પુરુષ હતો, તેથી તે હરગોવિંદના આવા વ્યર્થ આડંબરમાં અંજાઇ ગયો. તેના મનમાં હરગોવિંદને માટે ઘણી જ સારી છાપ બેસી ગઇ. તેણે જવાબમાં જણાવ્યું કેઃ— "મહાશય! મારી પેઢીના મુનીમ ઇંદ્રિનાથપર જે તદ્દન જૂઠો અને હડહડતો આરોપ મૂકી આજે એક ભયંકર મુકર્દમો ચલાવવામાં આવવાનો છે, એ મુકર્દમાના સંબંધમાં જ હું કેટલાક ખાસ જરૂરનાં કામો માટે અહીં આવ્યો છે. ઇંદ્રનાથ એક ઘણો જ ભલો અને સદ્‌ગુણી પુરુષ છે. તેનાપર રાજદ્રોહનો જૂઠો આરોપ મૂકવામાં આવ્યો છે, એમાં રાજના અમલદારોની મોટી ભૂલ થઇ છે. તેના ઘણા લાંબા સમયના પરિચયથી હું જાણી શકયો છું કે, ચંદ્રનાથ કદાપિ આવા કુટિલ કારસ્થાનમાં ભાગ લે તેવો નથી તે નથી જ."

હરગોવિંદ શાસ્ત્રીએ પણ તદ્દન બનાવટી જ જવાબ આપી જણાવ્યું કેઃ—" હા—મહાશય, આપનું કહેવું અક્ષરે અક્ષર સત્ય જ

છે મેં દારોગાના મ્હોંએથી જે કાંઇ સાંભળ્યું છે, તેપરથી મને સ્પષ્ટ જણાઇ આવે છે કે. ઇંદ્રનાથ તદ્દન નિર્દોષ છે. મારી માન્યતા પ્રમાણે ઇંદ્રનાથ જેવો એક સરળ પુરુષ રાજદ્રોહ જેવો ભીષણ અપરાધ કરવાનું સાહસ કદાપિ કરે જ નહિ. વળી તે જ્યારે આપની પેઢીનો કર્ત્તાહર્તા તથા મુખ્ય મુનીમ છે, આપ તેના ચરિત્રના સંબંધમાં પૂરતી ખાત્રી આપો છો, ત્યારે તો મને તેનાપર લેશમાત્ર પણ સંદેહ જ રહેતો નથી. બીજો કોઈ સાધારણ મુકર્દ્દમો હોત તો હું તેને આપના કહેતાંની સાથે જ તેને છોડી મૂકત, પરંતુ અત્યારે તો આપ સારી રીતે જોઈ શકો છો કે, તેનાપર જે આરોપ મૂકવામાં આવ્યો છે, તે આરોપ કાંઇ સામાન્ય નથી. તે અત્યારે રાજદ્રોહના ભયંકર ગુન્હાનો આરોપી ઠર્યો છે, એટલે મારાથી તેને સહજમાં છોડી શકાય તેમ નથી. તેમ છતાં પણ આપને એ વિષયમાં કશી પણ ચિંતા રાખવી નહિ. હું આજે એક સાધારણ મુકર્દ્દમો ચલાવી, તેને નિર્દોષ ઠરાવી અવશ્ય છોડી મૂકીશ. પણ નામ માત્રનો મુકર્દ્દમો ચલાવ્યા સિવાય ચાલી શકે તેમ નથી રાજદ્રોહ જેવા ભયંકર અપરાધને માટે મુકર્દ્દમો ચલાવવાની ખાસ જરૂર જ છે."

પંડિત કામદેવે નમ્રતાપૂર્વક કહ્યુ:—"હું આપના અનુગ્રહની આશા અધિક જ રાખું છું. મને સંપૂર્ણ વિશ્વાસ છે કે, આપ ઇંદ્રિનાથપર કોઈ પણ પ્રકારનો અપરાધ સાબીત નહિ જ કરો."

હરગોવિંદ શાસ્ત્રીએ કહ્યું:—"મને અનુગ્રહ કરવાની માફી આપો. આપ મારા ખાસ મિત્ર છો. આપે મારાપર અનેક ઉપકારો કર્યાં છે. વળી ઇંદ્રનાથ આપની પેઢીનો મુનીમ છે તથા તેનાપર આપનો અત્યંત સ્નેહ છે. આવી સ્થિતિમાં હું તેનું કોઈપણ પ્રકારે

અહિત થવા દઇશ નહિ. હું ન્યાયાધીશ છું, મારા હાથમાં જ અત્યારે ઇંદ્રનાથના ઉદ્ધારની લગામ રહેલી છે, એટલે આપ એ વિષયમાં સર્વથા નિર્ભય રહો. હવે જો આપને બીજા કોઈ પણ કાર્ય પ્રસંગે અહીંથી વિદાય થવું હોય, તો ઘણી જ ખુશીની સાથે થઇ શકો તેમ છો. આપની અનુપસ્થિત અવસ્થામાં પણ હું ઈંદ્રનાથનો વાળ વાંકો થવા દઇશ નહિ. ”

કામદેવે કહ્યુંઃ—“ બહુ સારૂં, ત્યારે હું હવે વિદાય લઇશ. મારે હજી પેઢીનાં કેટલાંક જરૂરી કામો કરવાનાં છે, માટે હું હાલ તરત પેઢીપર જ જઇશ. જો મારૂં કાંઇ પણ કામ પડે તો, પેઢી પરથી મને બોલાવી લેશો.

આમ કહી પંડિત કામદેવ ન્યાયાસાન પાસેથી ઉઠી ઉભો થયો. શાસ્ત્રી મહાશય પણ તેને સન્માન દર્શાવવા માટે ઉભા થયા. પંડિત કામદેવ હરગોવિંદશાસ્ત્રીની પ્રશંસા કરી, ઈંદ્રનાથનો ઉદ્ધાર કરવાની યાચના કરી ન્યાયાલયમાંથી પોતાના ગૃહપ્રતિ વિદાય થયો. રસ્તામાં ગાડી તેની વાટ જોતી જ ઉભી હતી, તે તે ગાડીમાં બેસી ગાડીવાનને પેઢી તરફ જવાની આજ્ઞા કરી ત્યાંથી રવાના થયો.

ત્યાર પછી શાસ્ત્રીએ ન્યાયાસનપર બેસી બંદીવાન ઇંદ્રનાથને પોતાની સન્મુખ લાવવાની આજ્ઞા કરી. થોડીવારમાં જ આઠ દસ પ્રહરીઓ બેડી તથા લોઢાની સાંકળોથી જકડાયેલા આરોપી ઇંદ્રનાથને ન્યાયાસન સમક્ષ હાજર કરી તેનો પહેરો ભરવા માટે બહાર ઉભા રહ્યા.

અદાલતના જુબાનીના પાંજરામાં લોઢાની સાંકળોથી જકડાયલો ઇંદ્રનાથ અતિ મલિન મુખથી તથા કરુણદૃષ્ટિથી વિચારક શાસ્ત્રી હરગોવિંદના મુખ ભણી જોતો ઉભો રહ્યો.

શાસ્ત્રી હરગોવિંદે પૂછ્યું:—"તારૂં નામ શું છે ?"

"જી મારૂં નામ ઇંદ્રનાથ છે."

"તું ક્યાંનો નિવાસી છે ?"

"મારૂં પ્રથમનું નિવાસસ્થાન નવદ્વીપ છે, પરંતુ હમણાં નોકરી માટે હું આ ભૂષણાનગરીમાં વસું છું."

"તારા પિતાનું નામ શું છે ?"

"ધનશ્યામરાય."

"તેઓ જીવે છે કે ?"

"હાજી—તેઓ જીવતા છે."

"તારા પર જે ભયંકર આરોપ મૂકવામાં આવ્યો છે, એ વિષયમાં તું શું જાણે છે, તથા કેટલે અંશે તું તેમાં લિપ્ત થયો છે વારૂ ?"

"હું તેમાં કોઇ પણ પ્રકારે લિપ્ત થયો જ નથી; તથા તે વિષયથાં કશું જાણતો પણ નથી. મને જણાય છે કે, મારા કોઇ શત્રુદ્વારા જ મારા ઉપર આ ભયંકર આરોપ મૂકવામાં આવ્યો છે. રાજદ્રોહ શું છે, એ વિષયથી હું સર્વથા અજ્ઞાત જ છું." જવાબમાં ઇંદ્રનાથે જણાવ્યું.

વિચારક શાસ્ત્રી હરગોવિંદે પૂછ્યું:—"તારો શત્રુ કોણ છે, તે તું જાણે છે ખરો કે ?"

"જી—ના હાલના આ વિષયમાં મારી સાથે કોણે આવી દુશ્મનાવટ કરી છે, એ વિષયમાં મારાથી કશી કલ્પના પણ કરી શકાતી નથી. જ્યાં સુધી મારાપર આરોપ મૂકનારને હું બરાબર જાણી શક્યો નથી, ત્યાં સુધી કોઇ પણ મનુષ્યને મારાથી મારો શત્રુ ઠરાવી શકાય તેમ નથી."

ત્યાર પછી હરગોવિંદ શાસ્ત્રીએ એક કાગળ બહાર કાઢી, તે કાગળપરનું શિરનામું બતાવી ઇંદ્રનાથને ઉદ્દેશીને પૂછ્યું:—"આ કોના હાથના અક્ષર છે, એ વિષયમાં તારાથી કાંઇપણ કલ્પના કરી શકાય છે ખરી કે? હું ધારૂં છું કે, તું કદાચ આ અક્ષરોને ઓળખી શકીશ."

ઇંદ્રનાથ તે અક્ષરોને બરાબર તપાસી જોયા પછી બોલ્યો:—"આ અક્ષરો મારા પોતાના જ છે."

શાસ્ત્રીએ પૂછ્યું:—"આ પત્ર તેં કોના પર લખ્યો હતો?"

"શિવરાવ મરાઠા પર" ઇંદ્રનાથે જવાબ આપ્યો.

"કેમ? તેના પર તેં શા માટે પત્ર લખ્યો હતો?" શાસ્ત્રી હરગોવિંદે પૂછ્યું.

"તેણે અમારી પેઢીપરથી કેટલાક રૂપિયા ઉધાર માગ્યા હતા અને તેના જવાબમાં મેં આ પત્ર લખી મોકલી હતી. એથી તેણે અમારાપર ચીડાઇને અમને અમારી પેઢી લૂટવાની ધમકી આપી હતી એ ધમકીથી બ્હી જઇને અમે છેવટે તેને અમુક રૂપિયા આપવાનું વચન આપ્યું હતું. મહાશય! આ સર્વ કારણોથી જ અમારે તેની સાથે પત્રવ્યવહાર કરવો પડ્યો હતો, એ સિવાય પત્ર લખવાનું બીજું કશું કારણ જ નહોતું." ઇંદ્રનાથે ખરેખરો જવાબ આપ્યો.

હરગોવિન્દ શાસ્ત્રીએ ત્યારપછી બીજો એક પત્ર બહાર કાઢી તેને બતાવ્યો અને તે સાથે પૂછ્યું:—"વારૂ, આ પત્ર કોનો લખેલો છે, એ તું જાણે છે ખરો કે?"

ઇંદ્રનાથે જવાબ આપ્યો:—"એ પણ મારા હાથનો જ લખેલો છે. પણ ધર્માવતાર! હું સોગનપૂર્વક કહું છું કે, મેં એ પત્ર

રાજદ્રોહ કરવાના ઉદ્દેશથી લખ્યો જ નહોતો. એક દિવસ હું તથા મારા બીજા બે ત્રણ મિત્રો મદિરાપાન કરવામાં ગુંથાયા હતા, એ સમયે મારા મિત્રોએ મારાપર બળાત્કાર કરી એ પત્ર લખાવી લીધો હતો. મેં પણ તેમના આગ્રહથી એ પત્ર લખવામાં કશો પણ વાંધો ઉઠાવ્યો નહોતો. પણ જ્યારે મારા મગજમાંથી મદિરાનો નશો ઉતરી ગયો, ત્યારે મને મારી ભૂલ સમજાઇ આવી અને તેથી તરત જ મેં મારા મિત્રોને એ પત્ર ફાડી નાખવાનો આગ્રહ કર્યો હતો. પત્રના ટુકડે ટુકડા કરી મારા તે મિત્રે તે જ સમયે ફેંકી દીધા હતા."

શાસ્ત્રીએ પૂછ્યું:—"ત્યારે એ પત્રના ટુકડા બીજાના હાથમાં શી રીતે ગયા ?"

ઇંદ્રનાથે કહ્યું:—"મારા મનમાં એ બાબતમાં કશો પણ ખ્યાલ આવી શકતો નથી. પણ હું ધારૂં છું કે, કદાચ મારા મિત્રે અસલ પત્રને છુપાવી રાખી બીજો બનાવટી પત્ર મારા હાથમાં આપ્યો હશે અને એ બનાવટી પત્રને જ મેં ફાડી નાખ્યો હશે. ગમે તેમ હો, પણ આમાં દગાની બાજી તો જરૂર ખેલાઈ છે. મારી મૂર્ખતા તથા અંધવિશ્વાસનું ફળ જ અત્યારે મારે ભોગવવું પડશે, એમ સ્પષ્ટ જણાઇ આવે છે. પ્રભુ ! આ ભયંકર મામલાનો ભેદ મારાથી તો કોઇ પણ રીતે સમજી શકાતો નથી."

શાસ્ત્રી મહાશયે પૂછ્યું:—"અહીંના બધા છૂપા ભેદો તથા ન્યાયાધીશનું સર્વ ગુપ્ત રહસ્ય અને કાગળ પત્રો હજુરમાં મોકલી આપીશ, એવો આશય તારા આ પત્રોપરથી સ્પષ્ટ જણાઇ આવે છે, તો તારે તેમ લખવાની શી જરૂર હતી વારૂ ? શું તું અમારાં પોગળ ખુલ્લાં કરવા માગતો હતો ? વળી તારો આ પત્ર બીજાના નામનો છે અને તે પત્ર પરનું શિરનામું કોઈ ત્રીજા જ જણનું હોય,

એમ જણાય છે, તો તેમ કરવામાં તારો શો હેતુ સમાયલો છે? તારાં આ સઘળાં કારસ્થાનો જોતાં તું કોઇ એક મહા ભયંકર વ્યક્તિ હોય, તેમ જણાય છે."

ઇંદ્રનાથે જવાબ આપ્યો:—"મારી વાતપર જો આપ ભરોસો રાખતા હો, તો ગીતાના સોગન લઇને કહું છું કે, મેં આ પત્ર કોઈ પણ વ્યક્તિને ઉદ્દેશીને લખ્યો જ નહોતો. મેં કેવળ મારા મિત્રના રૂપમાં છુપાયલા દુશ્મનની છેતરપિંડીથી તથા દગાબાજીથી જ આ પત્ર લખ્યો હતો. મહાશય, આપ મને કારસ્થાની ઠરાવો છો, એમાં આપની સમજફેર થાય છે. કારણ કે, આ જિન્દગીમાં મેં કદાપિ કોઇનું અહિત કરવાની કામના પણ કરી નથી. અરે, સ્વપ્નમાં પણ આવા કાવાદાવા કરવાના કુડા વિચારો કર્યા નથી. હું અત્યારે સારી-રીતે જાણી શક્યો છું કે, દગાબાજ દોસ્ત કરતાં હજારો દુશ્મનો પણ સારા હોય છે. દુશ્મનના દિલમાં પણ કોઇ વેળાયે દયાનો ઝરો ઉભરાઇ આવે છે, પણ દગાબાજ અને જાલિમ દોસ્તનું પત્થર જેવું સખ્ત દિલ કદી પણ પીગળતું જ નથી."

આ સમયે એક પહેરેગીરે શાસ્ત્રી મહાશયના આસન પાસે આવી વિનયીસ્વરથી કહ્યું:—"નાઝર સાહેબે આ મુકર્દમાને ઘટતા કેટલાક સહી સિક્કાવાળા કાગળો આજે જ મેળવ્યા છે."

શાસ્ત્રી મહાશયે આતુરતાથી પૂછ્યું:—"ત્યારે તે કાગળો હમણાં કોની પાસે છે?"

પટાવાળાએ જવાબ આપ્યો:—"જનાબ, આ તાબેદારની પાસે જ તે સઘળા કાગળો તૈયાર છે."

આમ કહી તેણે કેટલાક કાગળો, વિચારક શાસ્ત્રી મહાશયના

હાથમાં આપ્યા. શાસ્ત્રીએ તે પત્રોના લીફાફા ફોડી પત્ર વાંચવા માંડ્યા. પત્ર વાંચ્યા પછી તે ઘણીવાર સૂધી ઇંદ્રનાથના મુખ તરફ એકીટસે જોઇ રહ્યો. એથી તે બિચારા નિરપરાધી ઇંદ્રનાથનું હૃદય કમ્પી ઉઠયું. તેની બન્ને આંખોમાં શોકની છાયા છવાઇ ગઇ. ઇંદ્રનાથની આવી સ્થિતિ જોઇ શાસ્ત્રી મહાશયને તેનાપર સંપૂર્ણ સંદેહ થયો અને તેના મનમાં ઇંદ્રનાથના સંબંધમાં ઘણી જ ભયંકર ભાવના બંધાઇ ગઇ. એથી બિચારા ઇંદ્રિનાથના ભયની સીમા જ ન રહી. તે સહજ ગભરાઈ ગયો. શાસ્ત્રીના મુખપર છવાયલી અપ્રસન્નતાસૂચક છાયા જોઇને તેણે ધારી લીધું કે, " આ બધા કાગળો મારી વિરુદ્ધમાં જ લખવામાં આવ્યો હોય એમ જણાય છે. હું ધારૂં કે, " કદાચ મારા ગુન્હાને સાબીત કરવા માટે જ આ કારસ્થાની કાગળોને અત્યારે અહીં લાવવામાં આવ્યા હશે. પરંતુ મેં સ્વપ્નમાં પણ આ વિષયમાં કોઇ પણ જાતની હીલચાલ કરી નથી. રાજદ્રોહનો અપરાધ કરવામાં મેં કશોપણ ભાગ લીધો નથી. તેમ છતાં પણ હે ઇશ્વર ! તું મારાપર આવો આરોપ શામાટે ઓઢાડે છે? જગત્‌ના પ્રાણીમાત્રનું કલ્યાણ કરવામાં જ મેં મારી જિન્દગી વીતાડી છે, છતાં તું મને હજારો માણસોના સમુદાયમાં કલંકિત કરાવવાને શા માટે તૈયાર થયો છે. ભગવાન્ ! આ ઘોર સંકટમાંથી મારો બચાવ કર. તું કદાચ મારૂં મૃત્યુ આપીશ, તો હું તેનો ઘણો જ આનંદની સાથે સ્વીકાર કરીશ, પરંતું મારાથી આવા વિષમ કલંકને કદી પણ સહી શકાશે નહિ. " આ પ્રમાણે અનેક વિચારો કર્યા પછી ઇંદ્રનાથે ઘણા જ દીનતા અને દુઃખ ભરેલા સ્વરથી પૂછ્યું:—" મહાશય ! શું આ સર્વે પત્રો મારા મુકર્દમાના વિષયના જ છે ? "

શાસ્ત્રી મહાશયે જવાબ આપ્યો:—" હા—આ કાગળોમાં જે

કાંઇ લખવામાં આવ્યું છે, તે તારા પક્ષમાં અત્યંત હાનિકારક પરિણામ લાવે તેમ છે. પરંતુ જ્યારે પંડિત કામદેવે તારા માટે મને ભલામણ કરી છે, તથા તેણે તારા સંબંધમાં સારી ખાત્રી આપી છે, ત્યારે હું તને અવશ્ય આ આરોપમાંથી મુક્ત કરવાની ચેષ્ટા કરીશ. જ્યાં સુધી મારાથી બની શકશે, ત્યાં સૂધી તો હું તને કશી પણ ઇજા આવવા દઇશ નહિ.”

ઇન્દ્રનાથ કૃતજ્ઞતાની કરુણ દૃષ્ટિથી હરગોવિંદ શાસ્ત્રીના મુખ તરફ ટગર ટગર જોવા લાગ્યો, કેટલીક વાર સુધી એકાગ્ર દૃષ્ટિથી જોઈ રહ્યા પછી તે બોલ્યોઃ-“આપની દયા તથા અનુગ્રહપર જ મારી આશા અને વિશ્વાસનો સર્વ આધાર રહેલો છે. પરંતુ હું આપને પ્રતિજ્ઞાપૂર્વક કહું છું, કે હું ગુન્હેગાર નથી. મેં રાજદ્રોહના અપરાધમાં કશો ભાગ લીધો જ નથી. માટે કૃપા કરી આપ મારાપર દયા દર્શાવવાનું ભૂલશો નહિ.”

શાસ્ત્રી મહાશયે પૂછ્યુંઃ—“હું તને કેટલાક સવાલો પૂછવા માગું છું. તે સર્વ સવાલોના તું સત્ય તથા સરળ જવાબો આપીશ ખરો કે? તું એટલું અવશ્ય યાદ રાખજે કે, મારી પાસે જો તારા મનની બધી વાતો તું ખુલ્લેખુલ્લી જણાવી દઇશ, તો હું તને કશી પણ ઇજા આવવા દઇશ નહિ. હું સત્યને વિશેષ ઇચ્છું છું, અસત્ય તરફ મને બહુજ ધિક્કાર છે. મારી પાસે સરળતાથી તું સાચી હકીકત જણાવીશ, તો આ ભયંકર આરોપમાંથી પણ તારો બચાવ સહજમાં થઇ શકશે.”

‘આપ જે કાંઈ પૂછશો, તે વિષયમાં હું સઘળી સત્ય હકીકત જ જણાવીશ. આ જીવનમાં હું કદાપિ મિથ્યા બોલ્યો નથી અને પ્રાણ જાય તો પણ તેમ બોલવાની ઇચ્છા નથી. આપને જે કાંઇ

પૂછવાની ઇચ્છા હોય, તે ઘણી જ ખુશીની સાથે પૂછો." ઈંદ્રનાથે સરળતાથી જવાબ આપ્યો.

હરગોવિંદ શાસ્ત્રીએ ગંભીર મુખમુદ્રા ધારણ કરી પૂછ્યું:—"તું શાહ સમશેરખાંના ધર્મ-નિકેતનના સંબંધમાં કોઇપણ જાતની બાતમી મેળવી શક્યો છે ખરો કે? અથવા તો ધર્મનિકેતની હીલચાલ જોવાનો મહાવરો રાખે છે કે?"

"જી—ના. હું તેની ખાસ સંભાળ રાખતો નથી—મારે તેની બાતમી મેળવવાની કશી જરૂર પણ નથી. પણ હા—એ ધર્મનિકેતનના સંબંધમાં મેં જૂદી જૂદી જાતની અનેક અફવાહો સાંભળી છે. કોઇકોઇ મનુષ્યો તેને ધર્મનિકેતનને બદલે પાપ-નિકેતન પણ કહે છે. મારી પોતાની માન્યતા પ્રમાણે પણ એ ધર્મનિકેતન તો નથી જ." ઇન્દ્રનાથે અક્ષરે અક્ષર સત્ય બીના જણાવી દીધી.

"વારૂ, તેને લોકો પાપનિકેતન શા માટે કહે છે? તું પણ એને પાપસદન ઠરાવવા કેમ તૈયાર થયો છે? શું તેમાં તને કોઇ પણ પ્રકારના પાપનો પ્રચાર થતો જોવામાં આવ્યો છે કે, તેના પરંતુ આવો ભીષણ આક્ષેપ કરી રહ્યો છે?" વિચારક શાસ્ત્રી મહાશયે પૂછ્યું.

હું ધારૂં છું કે, ધર્મનિકેતનમાં કેવળ ધર્મ નામે અનેક પ્રકારનાં ધતીંગોજ ચાલી રહ્યાં છે, ધનવાનો તથા પદ્વીધર લોકો ત્યાં અનેક પ્રકારના વિલાસો ભોગવે છે. આ સર્વ કારણોથી જો એ ધર્મનિકેતનને ધનવાનોની ઇન્દ્રિયોને ચરિતાર્થ કરવાનો અથવા તો પાપમયી વાસનાઓને તૃપ્ત કરવાનો પાપાગાર કહેવામાં આવે તો તેમાં પણ કશો પ્રત્યવાય નથી." ઇન્દ્રનાથે જવાબ આપ્યો.

"આ બધી બાતમી તેં શી રીતે મેળવી? શું તું અત્યારે જે

કાંઇ કહી રહ્યો છે, તે સર્વ સત્ય જ છે ? તારી આ સર્વ વાર્ત્તાઓ પ્રમાણુથી સિદ્ધ થયેલી છે ?" ન્યાયાધીશ મહાશયે પૂછ્યું.

"જી—હા અમુક અંશે આ વિષયમાં મને જરૂરની બાતમી મળી ચૂકી છે. એ ધર્મનિકેતનમાં નિરંતર અનેક સાધ્વી સતીઓના સતીત્વનષ્ટ થાય છે, અનેક અબળાઓ ધર્મનો આગ્રહ કરવા જતાં વિના મોતે મારી જાય છે, અનેક માટીમાં મળી જાય છે, ધર્મનો ઉપદેશ આપવાનું ધતીંગ કરી ધર્મનિકેતનની પાંચ પંદર કુમારિકા કુલટાઓ ઘણી ઘણી ભોળી ભામિનીઓને ધર્મનિકેતનમાં ઘસડી લાવે છે અને ત્યારપછી પિશાચરૂપ પુરુષોદ્વારા તેમના સર્વસ્વને નષ્ટ કરાવે છે. અનેક કુમારીકાઓના કૌમાર્યવ્રતને ચૂર્ણવિચૂર્ણુ કરાવે છે. પાપ અને પ્રપંચ એ ધર્મનિકેતનના મુખ્ય સ્તંભો છે. જુગાર તથા તેવાજ અનેક કુઆચારોમાં ધનવાનો તન્મય રહી ધર્મનિકેતનને શોભાવે છે. ધર્મ, ધર્મના જૂઠા પોકારો કરી ધર્મની ગર્દન હલાલ કરવી એજ ધર્મનિકેતનના અધ્યક્ષનું ધ્યેય છે. મહાશય ! આ સર્વ વાર્તા સત્ય જ છે, આમાં અસત્યનો અંશ માત્ર પણુ નથી." ઇન્દ્રનાથે ધર્મનિકેતનના ભેદોનો સ્ફોટ કરતાં જણાવ્યું:—"ત્યાં એક રમણીએ એ પાપનિકેતના પાપી પ્રણયના પરિણામ રૂપે એક સંતાનનો જન્મ આપ્યો હતો અને ત્યારપછી એ રમણી સાથે પ્યારમાં પડેલા એક ધનાઢ્ય પુરુષે એ બાળકને એક તાંબાની પેટીમાં પૂરી તેમાં કાંઇક પત્ર લખી પેટીમાં મૂક્યો હતો તથા તે પેટીને જમીનમાં દાટી દઇ, મારી પાસે આવી એ બધી વાત કરી હતી."

આ બધી વાર્ત્તા કહેતી વેળાએ ઇન્દ્રનાથે એક પણુ અસત્ય શબ્દ ઉચ્ચાર્યો નહોતો. પરંતુ તે બિચારો જાણુતો નહોતો કે, એ ધર્મનિકેતનમાં સ્વયંશાસ્ત્રી મહાશય પણુ સમ્મત થયેલા છે અને

રાત્રિ દિવસ ત્યાંની પ્રણયલીલાનો ઉપયોગ કરવામાં રચ્યા પચ્યા રહે છે. શાસ્ત્રીએ છુપી બાતમી મેળવવા તથા ઇન્દ્રનાથના હૃદયના ભાવો જાણવા માટે જ આવો વિલક્ષણ પ્રશ્ન પૂછ્યો હતો, એ વાર્ત્તાને પણ બિચારો નિર્ભાગી ઇન્દ્રનાથ જાણી શક્યો નહિ. ઇન્દ્રનાથે તો પોતાને જે યોગ્ય લાગ્યું, તે બધું યથાર્થ સ્વરૂપમાં ન્યાયાધીશ હરગોવિંદ શાસ્ત્રીને કહી સંભળાવ્યું. આથી તે હતભાગીના ભાગ્યમાં કાંઇક વિલક્ષણ પરિણામ જ આવ્યું.

વિચારક શાસ્ત્રી મહાશયનું મુખ પણ આ ભયંકર વાર્ત્તા સાંભળી સૂકાઇ ગયું. તેણે ઉંચા અવાજથી કહ્યું:—"તે પેટીમાં રાખેલો પુત્ર અત્યારે જીવતો છે કે મરી ગયો છે?"

"એ વિષયમાં હું કશું પણ જાણતો નથી." ઇન્દ્રનાથે સ્પષ્ટ ઉત્તર આપ્યો.

"ત્યારે તે પુરુષે તને પોતાની છુપી બીના જણાવી એ પેટીની બાતમી શા માટે આપી હતી વારૂ?" શાસ્ત્રી મહાશયે આતુરતાથી પૂછ્યું

"તેનો મારાપર સંપૂર્ણ વિશ્વાસ હતો. તેણે પેટી બતાવતી વેળાયે મને કહી રાખ્યું હતું કે, એક દિવસ આ પેટીને માટે મારી આન્દોલન થશે—એ દરમ્યાન જો કદાચ મારૂં મરણ થઈ જાય, તો તું એ પેટીને સંભાળજે—ખાસ કારણ સિવાય તું આ પેટીના સંબંધમાં કશી વાત પણ કરીશ નહિ. અરે એટલું જ નહિ, પણ એ પેટીના અસ્તિત્વની પણ ખબર આપીશ નહિ."

"વારૂ, જ્યારે તેં કોઇને પણ એ વાર્ત્તા ન જણાવવાની પ્રતિજ્ઞા કરી હતી, ત્યારે પછી તારા મિત્રોને એ વાર્ત્તા શા માટે જણાવી હતી વારૂ?" ન્યાયાધીશ હરગોવિંદે પૂછ્યું.

મેં એ વાર્તા કેવળ ચંદ્રનાથને જ જણાવી હતી. તેણે મને મદિરાપાનથી ગફલતમાં નાખી મારી પાસેથી એ બધી બીના જાણી લીધી હતી. ત્યાર પછી તેણે બનાવટી કાગળો કરી મને આ પ્રમાણે ફસાવવાની કોશિશ કરી છે, હું બહુ સારી રીતે જાણું છું કે, ચંદ્રનાથ સિવાય આવા કાવાદાવા કરનાર બીજો કોઇપણ પુરૂષ નથી તે નથી જ—' ઇંદ્રિનાથે આવેશમાં આવી કહ્યું.

"હું એ પેટીના સંબંધમાં પૂરતી તપાસ કરવા માગું છું, માટે તું મને એ બતાવી શકીશ ખરો કે? હું તારી વાતને બહુજ ચુપકીથી છૂપાવી રાખીશ. બીજા કોઇના જાણવામાં કદાપિ આવવા દઇશ નહિ. મારે એ બાતમી મેળવવાની ખાસ જરૂર છે. જો તું મને એ સ્થળ બતાવશે, તો તારા આ આરોપને મિથ્યા ઠરાવી હું હમણાં ને હમણાંજ તને મુક્તિ અપાવીશ." ન્યાયાધીશે કહ્યું.

ઇન્દ્રનાથે જવાબમાં નમ્રતાથી જણાવ્યું કેઃ—" મહાશય, હજી તે માણસ જીવતો છે કે, મરી ગયો છે એ સંબંધમાં મને કશા પણ સમાચાર મળી શકયા નથી. જ્યાંસૂધી એ પુરુષ જીવતો હોય, ત્યાં સૂધી મારાથી એ પેટી કોઇને પણ બતાવી શકાય તેમ નથી, એવી મેં તેની પાસે એક પ્રતિજ્ઞા લીધી છે, તેથી મારાથી તે પ્રતિજ્ઞાનો ભંગ કરી આપને એ પેટી બતાવી શકાય તેમ નથી. મારા અપરાધને સાબીત ઠરાવવો અથવા નાસાબીત ઠરાવવો એનો આધાર આપના ઇન્સાફ પર રહેલો છે. પણ જીવનની એક ક્ષુલ્લક આશામાં બંધાઇને હું પ્રતિજ્ઞાથી ભ્રષ્ટ થવાનું તો ઇચ્છતો જ નથી."

આવાં દઢતાસૂચક વાકયો સાંભળી વિચારક હરગોવિંદ કેટલીકવાર સૂધી તો ચૂપચાપ બેસીને તરેહ તરેહવારની ચિન્તાઓ કરવામાં ગુંથાઇ

ગઇ. તેના મુખપર અપ્રસન્નતાની છાયા સ્પષ્ટરૂપે ઝળકવા લાગી. છેવટે તે અત્યંત ગંભીરસ્વરથી બોલ્યોઃ–"જો ઇન્દ્રનાથ, તારા આ સર્વ પત્રો કારસ્થાનને સ્પષ્ટ સૂચવનારા છે પરંતુ મારા પ્રિય મિત્ર કામદેવ પંડિતે જ્યારે તારા માટે ભલામણ કરી છે, ત્યારે હું તને અવસ્ય મુક્ત જ કરાવીશ. પણ આ સર્વ પત્રો જ્યાંસૂધી અસ્તિત્વમાં રહેશે, ત્યાંસૂધી તારા શિરપરથી વિપત્તિનું વાદળ દૂર થઇ શકશે નહિ. માટે હું આ સર્વ પત્રોને હમણાંને હમણાં જ બાળી નાખું છું. આથી તારા અપરાધનો વિષય કોઇના પણ જાણવામાં આવી શકશે નહિ."

દગાબાજ અને પ્રપંચવિદ્યાના પરમ નિપુણ હરગોવિંદ શાસ્ત્રીની આવી પ્રતારણામયી વાર્ત્તા સાંભળી ઇન્દ્રનાથના હૃદયમાં પુનઃ નવીન આશાનો સંચાર થયો. જેવી રીતે મરૂભૂમિમાં જળની આશાથી લોભાઇને બિચારૂં મૃગલું આનંદપૂર્વક પિપાસાનો તૃપ્ત કરવા દોડી જાય છે, અને છેવટે ત્યાં જતાં નિરાશ ચિત્તથી પાછું ફરે છે, તેવી જ ઇન્દ્રનાથની પણ દુર્દશા થઇ તે બિચારો સરલ અને નિષ્કપટ પુરુષ પાપાત્મા હરગોવિંદના આડંબરસૂચક વચનોથી લોભાઇ ગયો અને ગદ્ગદ્ કંઠથી કહેવા લાગ્યોઃ–"આપ પિતાની પેઠે પુત્રને જીવતદાન આપવાની જે દયા દર્શાવશો, તેને હું જિન્દગી સુધી વિસરી શકીશ નહિ."

"હવે એ વિષયમાં તું સર્વથા નિશ્ચિંત છે." આમ કહી વિચારક હરગોવિંદ શાસ્ત્રીએ પ્રથમના પ્રયોગમાંથી એક પત્ર બહાર કાઢ્યો. તથા છેવટે આવેલા કેટલાક કાગળોની સાથે તે કાગળને ફાડીને આગમાં સળગાવી દીધો. સઘળા કાગળોને અગ્નિનો સ્પર્શ થતાં જ બળીને ખાખ થઇ ગયા. આ બધું કામ પતાવ્યા પછી હરગોવિંદ

શાસ્ત્રીએ કહ્યું:—" ઇન્દ્રનાથ ! હું તો તને મુક્ત કરવાને તૈયાર જ છું. તેમ છતાં પણ આવા ભયંકર અપરાધમાં કાજી સાહેબની સલાહ લેવાનું પણ ઉચિત લાગે છે. હું બેચાર દિવસમાં જ તેમની સલાહ લઇ તને છોડાવી દઇશ. એ બાબતમાં તું હવે કશી પણ ફિકર રાખીશ નહિ. કાજી સાહેબ પણ આજે ઘેર આવ્યા છે, હાલ તરત તારે આસનકેદમાં રહેવું પડશે. પણ તેથી તું જરાપણ ગભરાઇશ નહિ હું તને અવશ્ય મુક્ત કરીશ."

ઇન્દ્રનાથે આંખોમાં આંસુ લાવી કહ્યું:—આસનકેદમાં હવે મારે કેટલાક દિવસ રહેવું પડશે ? મારા વૃદ્ધ પિતા મારા શોકથી પથારીવશ થયા છે, અરે મરણની પથારીએ પડયા છે."

શાસ્ત્રીએ કહ્યું:—એ સાંભળી હું ઘણો દિલગીર થાઉં છું. પરંતુ તારાપર મૂકવામાં આવેલો આરોપ ઘણો જ ભયંકર છે. વળી જ્યારે કાજીસાહેબ ઘેર આવ્યા છે, ત્યારે તેમને જણાવ્યા સિવાય તને છોડી મૂકવો, એ પણ એક શિષ્ટાચારની વિરૂદ્ધ વાર્ત્તા છે. તેમને બધી બીના જણાવવાથી તેઓ તને તરત જ છૂટો કરી દેશે. ઘણું કરી આજે રાત્રે જ તારો છૂટકો થઇ જશે."

વિચારક શાસ્ત્રી મહાશયે દારોગાને આસન કેદમાં લઇ જવાની આજ્ઞા કરી. દારોગાની આજ્ઞાથી બે પ્રહરીઓ ઇન્દ્રનાથને કારાગૃહમાં લઇ ગયા. વિચારક શાસ્ત્રીએ દારોગાને ખુલ્લી રીતે કહી દીધું કે, ઇન્દ્રનાથને સારી રીતે ખાવાનો પીવાનો બંદોબસ્ત કરી આપજો, પણ ઇન્દ્રનાથના જવા પછી તેણે તેના કાનમાં કાંઇક કહી સંભળાવ્યું એ સાંભળી દારોગાનું મ્હોં ઝાંખું થઇ ગયું. ખરી રીતે હરગોવિન્દે અત્યારે દારોગાને ઇંદ્રનાથને ભૂખ્યો રાખવાની જ સૂચના આપી હતી.

દારોગાએ કારાગૃહમાં જઇ ઇંદ્રનાથને થોડું ઘણું ખાવાનો આ-

ગ્રહ કર્યો, એ સમયે ઇંદ્રનાથે આંખોમાંથી આંસુની ધારાઓ વહાવી કહ્યુંઃ —" મહાશય ! મારી આવી ભયંકર સ્થિતિ જોઇને મારા પિતાએ ઘણા દિવસ આહાર કર્યો નથી. મારી ભાવિ પત્ની પણ ઘણી જ દયાળુ અને કોમળ હૃદયની છે. તેણે બિચારીએ પણ બે ત્રણ દિવસ થયાં અન્નનો એક દાણો પણ ગ્રહણ કર્યો નથી. આવી સ્થિતિમાં મારાથી અહાર શી રીતે કરી શકાય ? તેમ છતાં પણ મેં આપના આગ્રહથી બેચાર વાર ભોજન અવશ્ય કર્યું છે. પરંતુ આજે મારી ભોજન કરવાની લેશ માત્ર પણ ઇચ્છા નથી. માનનીય ન્યાયાધીશ મહાશય કહ્યું છે કે, આજે રાત્રે જ મને અહીંથી મુક્તિ મળી શકશે; માટે આજે ઘેર જઇને જ હું ભોજન કરીશ. આ નરક તુલ્ય કારાગૃહમાં હું હવે ભોજન કરીશ નહિ. મારા પૂર્વ જન્મનાં પાપકર્મોનું ફળ ભોગવવા માટે જ ઇશ્વરે મને આ યાતનામય સ્થાનમાં મોકલ્યો છે, માટે જ્યાં સુધી એ યાતનાઓના પંજામાંથી મારો છૂટકો થશે નહિ, ત્યાં સુધી મને અન્ન અને જળ ઉભય વિષ સમાન તીવ્ર જ ભાસશે. "

ઇંદ્રનાથનાં આવાં કોમળ વચનો સાંભળી દારોગાની આંખમાંથી પણ ખળખળ આંસુ વહેવા લાગ્યાં. તેનો કંઠ તથા સ્વર રૂંધાઇ ગયો. તેનાથી એક અક્ષર પણ બોલી શકાયો નહિ. તે તરત જ ત્યાંથી ચાલ્યો ગયો. તેના ચાલ્યા જવા પછી પ્રહરીઓ કારાગૃહનો દરવાજો તાણી તાળું વાસી દીધું.



# પ્રકરણ ૧૭ મું

## ભીમગઢનો ભયંકર ભેદ

આશામાં જન કેટલા લટકતા ત્રિશુંકુ પેરે ખરે;
અહા! દૈવ દયાળ જીવિત સુધી આશા પુરી ના કરે;
રે! રે! શી રચના? વિચિત્ર જગની કોથી'ન જાતી કળી;
માયાના મધુ મોહમાં ભટકતાં આશા ન કો'ની ફળી;
સંસારે :સુખમાત્ર નાવ સમ છે વિધિ સુકાની ખરે;
જો ઇચ્છા વિધિની જ તો ભવથકી નૌકા તરી ઉતરે;
સુકાની વિધિ માર્ગ જો વિકટ લે નૌકા નકી ના તરે;
પ્રાણી સૌ નિરૂપાય પાસ વિધિની મિથ્યાભિમાને ફરે.

---

રાત્રિનો બીજો પ્રહર થયેલો હોવાથી સર્વત્ર નિઃસ્તબ્ધતાની છાયા છવાઈ ગઈ હતી. નિશાનો મૃદુમંદ વાયુ ધીમે ધીમે પ્રવાહિત થઈ નિશાની નિઃસ્તબ્ધતાનો ભંગ કરવાની ચેષ્ટા કરી રહ્યો હતો; પરંતુ તે ભીષણ અને વિરાટ નિઃસ્તબ્ધતાનો ભંગ કરવાનો કોઇ પણ ઉપાય ન જોવાથી, તે બે ચાર વાર રાજમાર્ગપરના દીપકોને હોલવી નાખવાનો પ્રયત્ન કરી રહ્યો હતો. એકાદ બે કૂતરાંઓ રાજમાર્ગપર ફરતાં ફરતાં, વાયુનો શબ્દ થતો સાંભળી ચોર અથવા લૂટારાનાં પગલાંના અવાજ ધારી મોટેથી ભસી રહ્યાં હતાં.

આ સમયે કારાગૃહમાં સર્વત્ર શાંતિ તથા નિઃસ્તબ્ધતા છવાયલી

જોવામાં આવતી હતી, કેવળ એકાદ બે પહેરેગીરો પહેરો બદલી પહેરો ભરી રહ્યા હતા તથા પોતાના મનમાંને મનમાં જ પિલુરાગથી વિરવિરહનું ગીત ગાતા ઘણા દિવસ થયાં વિરહિણી થયેલી પ્રિયતમાના મુખકમળની કલ્પના કરી રહ્યા હતા.

કારાગૃહના એક ઓરડામાં બેસી, ઇંદ્રિનાથ વારંવાર કોઇના આવવાની વાટ જોતો બેઠો હતો. વાયુના સહજ શબ્દ સંભળાતાં અથવા તો કાંઇક ખખડાટ થતાં ઇંદ્રિનાથ પોતાના મનમાં જ વિચારતો હતો કે, હવે જાણે તેને છોડાવવા માટે અથવા કારાગૃહમાંથી છૂટવાના સમાચાર આપવા માટે તેની પાસે કોઇક અવશ્ય આવી રહ્યું છે. પરંતુ તેની દરેક વખતની દરેક આશાઓ દરેક નિઃશ્વાસ નાખતી વેળાયે નિરાશાના રૂપમાં બદલાઇને વિલીન થઇ જતી હતી. ઇંદ્રિનાથે છેવટે એક ઉંડો નિઃસાસો મૂકી, આંખોમાં આંસૂ લાવી, નજીકમાં પડેલી એક પાટપર સૂતો. તેણે મનમાં ને મનમાં જ કહ્યું:—" મને જણાય છે કે કદાચ આજે ન્યાયાધીશ મહાશય કાજી સાહેબની મુલાકાત નહિ કરી શકયા હોય. મારે માટે એ ભલા માણસે શું શું નથી કર્યું ? અહા ! મને મુક્ત કરાવવા માટે તેમણે કેટલો બધો પરિશ્રમ વેઠ્યો છે ? તેમના જેવા દયાવાન પુરૂષ જવલ્લે જ મળી આવશે. મારા લખેલા કાગળો તથા મારા આરોપને પ્રબળ કરે તેવા જરુરના પત્રોને પણ તેમણે મારા દેખતાં જ બાળી નાખ્યા છે. અગ્નિમાં ભસ્મીભૂમ કરી નષ્ટ કર્યા છે. "

એ સમયે હાથમાં મસાલ લઇ એક પ્રહરીએ દરવાજો ઉઘાડી તેના ઓરડામાં પ્રવેશ કર્યો. તથા ઇંદ્રિનાથના શરીરને સાંકળોથી જકડીને તે બોલ્યો:—" અપરાધી, મારી સાથે બહાર ચાલ." આ જોઇ ઇંદ્રિનાથે અજાયબીથી પૂછ્યું:—" કેમ ? ન્યાયાધીશ મહાશયની આ-

શાથી તું મને મુક્ત કરવા માટે અહીંથી બહાર લઇ જવા ઇચ્છે છે?"

પ્રહરીએ જવાબ આપ્યો:—" હા, તને લેવા માટે કેટલાંક માણસો આવ્યાં છે. "

" ત્યારે તેં મારા હાથપગને લોઢાની સાંકળોથી શા માટે જકડી લીધા છે વારૂ ? " ઇંદ્રિનાથે પૂછ્યું.

" મને એમ કરવાનો હુકમ મળ્યો છે. " પ્રહરીએ જવાબમાં જણાવ્યું.

" હું ધારૂં છું કે, આવી સ્થિતિમાં લઇ ગયા પછી બહાર જઇ મારા શરીરપરની સાંકળો તથા બેડીઓને દૂર કરવામાં આવશે ખરૂં ને વારુ ? " ઇંદ્રિનાથે આતુરતાથી પૂછ્યું.

" એ વિષયમાં હું કશું પણ જાણતો નથી. " ઇંદ્રનાથના પ્રશ્નનો જવાબ આપ્યો.

" તમને અહીં આવ્યાંને ઝાઝા દિવસ થયા હોય તેમ જણાતું નથી. " ઇંદ્રિનાથે કહ્યું.

" એ બધી વાતો જાણવાની તમને કશી પણ જરૂર નથી. હવે જલ્દી મારી સાથે ચાલો, વિલંબ ન કરો. " પ્રહરીએ ઇંદ્રનાથને ઉતાવળ કરવાની આજ્ઞા કરી.

ઇંદ્રનાથ તેની સાથે સાથે બહાર આવ્યો. કારાગૃહના દરવાજા પાસે પ્રથમથી જ એક ગાડી તૈયાર રાખવામાં આવી હતી; તથા તે ગાડીમાં બેઠેલા ચાર હથિયારબંધ પ્રહરીઓ ઇંદ્રિનાથની વાટ જોતા બેઠા હતા. પ્રહરીએ હાથમાં મશાલ ઝાલી ઇંદ્રનાથને તેમની પાસે લઇ જઈ તેને ગાડીમાં બેસવાની આજ્ઞા કરી. એ સાંભળી ઇંદ્રનાથ સ્તંભિત થઇ ગયો. તેણે અત્યંત આશ્ચર્યદર્શક ભાવથી પૂછ્યું:—

મને કયાં લઈ જાઓ છો ? "

પ્રહરીએ જવાબ આપ્યો:—" આ પ્રહરીઓ તમને જ્યાં લઇ જાય, ત્યાં જવું પડશે. "

ઇંદ્રનાથે પૂછ્યું:—" ન્યાયાધીશ મહાશયની આજ્ઞા મળી છે ખરી કે ?

" વિના હુકુમે શું અમે કોઇ પણ કાર્ય કરી શકીએ ખરા કે ? " પ્રહરીએ જવાબ આપ્યો.

" પણ, તેમણે તો મને અહીંથી છોડાવવાનું વચન આપ્યું હતું ને ? "

" તે ગમે તે હો, પણ અમારે તો અમને મળેલી આજ્ઞા પ્રમાણે વર્ત્તવું પડશે. ચાલો હવે ઢીલ ન કરો. સત્વર આ ગાડીપર બેસી અમારી સાથે ચાલો. " પ્રહરીએ કહ્યું.

ઇંદ્રનાથ અત્યંત મલિન ચિત્તે ગાડીમાં બેઠો, ત્યાર પછી પ્રહરીઓએ ગાડીનો દરવાજો બંધ કરી ગાડીવાનને એકદમ ગાડી હાંકી મૂકવાની આજ્ઞા આપી.

નિઃસ્તબ્ધ આકાશ તથા નિઃસ્તબ્ધ રાજમાર્ગ ભયંકર અંધકારથી છવાઇ ગયો હતો. રાત્રિની નિઃસ્તબ્ધતા પણ સર્વત્ર એકસરખી રીતે વિસ્તરી ગઇ હતી એ ભીષણ નિઃસ્તબ્ધતાનો ભંગ કરી ગાડી એકદમ વાયુવેગે દોડવા માંડી. નિશાના અંધકારમાં ચારેકોર આવેલાં નાનાં મોટાં વૃક્ષો પ્રેત અથવા ભૂતનો ભાસ કરાવતાં ઉભાં હતાં. કોઇ કોઇ વેળાયે એ વૃક્ષોના સમુદાયને કંપાવતો પ્રબળ વાયુ સન્ સન્ શબ્દનો ભારી અવાજ કરી વહી રહ્યો હતો. ગાડીમાં બેઠેલો ઇંદ્રનાથ વ્યાકુળ ચિત્તથી મનમાં જ વિચારી રહ્યો હતો:—" હાય ! મારા ભાગ્યમાં શું લખાયું છે, એની તો મારાથી કશી કલ્પના પણ કરી શકાતી નથી, આ લોકો મને ક્યાં લઇ જતા હશે ? મારા ભાગ્યના

ભાવિગર્ભમાં શું છુંપાયું હશે ? કોણ કહે, વિધાતાની ગુપ્ત વાર્તાને કોણ જાણી શકે ? જો મને વિના વાંકે કારાગૃહમાં મોકલવામાં આવતો હશે; તો મારા પિતા તથા પત્નીની શી દશા થશે ? " શું હવે તેમની સાથે મારો મેળાપ નહિ જ થઇ શકે ? શાસ્ત્રી મહાશય શું મને નહિ છોડાવી શકયા હોય ? કાજી સાહેબના દિલમાં દયાનો પ્રવાહ નહિ ઉત્પન્ન થયો હોય ? હાય ! પરમાત્મા ! તેં મારાપર આ શો જુલ્મ ગુજાર્યો ! શું તારા ન્યાયી રાજ્યમાં નિર્દોષ દોષિત ઠરે છે ? પુણ્યાત્માઓપર પીડાના પહાડો તૂટી પડે છે ? અરેરે ! મેં જન્મ ધારણ કર્યા પછી પાપની કલ્પના પણ કરી નથી, છતાં ઈશ્વર ! તું મને સમસ્ત જગત્ સમક્ષ આ પ્રમાણે કલંકિત કેમ ઠરાવી રહ્યો છે ? ના ના—જગદાધાર ! તારા પવિત્ર વિધાનને દોષ દેવામાં મારી ભયંકર ભૂલ થાય છે. હું મારી કરણીનું ફળ જ ભોગવી રહ્યો છું. દુરાચારી મિત્રોના સંબંધમાં જોડાઇ મેં મારૂં સર્વસ્વ ગુમાવ્યું છે. ખળ પુરૂષો સંસારને સ્મશાન બનાવે છે, એ પણ હું જાણી શકયો નથી. ખળપુરુષોએ જ મારા પવિત્ર જીવનને કલંકિત કર્યું છે. ખળ જનોના સંબંધમાં વિદ્વાનોએ ખરૂં જ કહ્યું છે:—

**खलास्तुकुशला साधुहितप्रत्यूह कर्माणि ।**
**निपुणाः फणिनः प्राणानुपहर्तुं निरागसाम् ॥**

અર્થાત:—" જેમ સર્પ નિરપરાધીના પ્રાણ હરવામાં નિપુણ છે, તેમ ખળપુરુષો સત્પુરુષોના હિતમાં વિઘ્ન કરવામાં કુશળ છે " આ સર્વ જાણવા છતાં પણ હું ભૂલાયો છું. ઠગાયો છું. પણ હવે એ સર્વ ચિન્તાઓ કેવળ મારા હૃદયની કોરી ખાનારી ડાકિનીઓ જ છે. હવે ચિંતા અથવા શોક કરવા છતાં પણ આ રાજદ્રોહના અપ-

રાધમાંથી મારી મુક્તિ થવાની નથી. ”

આ પ્રમાણે અનેક વિચારો કરતાં કરતાં ઇંદ્રનાથની આંખોમાંથી આંસુની અવિરલ ધારાઓ પ્રબળતાપૂર્વક વહીને પૃથ્વીદેવીને ભીંજવવા લાગી,

ભૂષણનગરી પાસેના મહમ્મદપૂર ગામના છેડાપર ભીમગઢ નામનું એક મહાન ભીષણ કારાગૃહ આવેલું હતું. જેઓ જન્મકેદ અથવા લાંબા સમયને માટે બંદીવાન થતા હતા, તેમને જ આ કારાગૃહમાં મોકલવામાં આવતા હતા. આ કારાગૃહની ભયંકરતાનું વર્ણન કરતાં અમારૂં કાળજું પણ કમ્પી ઉઠે છે, લેખિની આગળ ચાલતી અટકી પડે છે અને આંખોમાંથી આંસુનો દડદડ પ્રવાહ વહેવા માંડે છે. ઘણીવાર સૂધી ગાડી ચાલ્યા પછી છેવટે ભીમગઢના કારાગૃહના દરવાજા પાસે ઉભી રહી. સોનાઉલ્લાખાં નામના એક પ્રહરીએ ગાડીમાંથી નીચે ઉતરી કારાગૃહનો દરવાજો ઉઘાડયો. ત્યારપછી બીજા પ્રહરીઓએ ઇંદ્રનાથને પણ ગાડીમાંથી ઉતારીને તે કારાગૃહમાં દાખલ થવાની સૂચના કરી. થોડીવાર પછી એક હવાલદારે આવી સદર દરવાજો ઉઘાડી દીધો, એટલે પેલા ચારે પ્રહરીઓ બંદીવાન ઇન્દ્રનાથને લઇ કારાગૃહના ભયંકર ઓરડા તરફ ચાલતા થયા.

કારાધ્યક્ષે ઇંદ્રનાથના ગુન્હાનો વિચાર કરી તેને તે ભયંકર બંદીખાનાના સાતમા નંબરની એક ભયંકર ઓરડીમાં કેદ રાખવાની વ્યવસ્થા કરી આપી.

ઇંદ્રનાથ તે હવા તથા ઉજાસ વિનાની ઘોર અંધકારમયી ઓરડીમાં જઈ ઘાસ બિછાવેલા એક ઘણા જ પુરાણા, સડેલા અને ગંધાતા બિછાનાપર આળોટતો, માથાં કૂટતો તથા તરેહ તરેહવારની ચિંતાઓ કરતો મોટે સાદેથી રડવા લાગ્યો. તેની આંખમાંથી

શ્રાવણ અને ભાદરવાની ધારાઓ વહેવા લાગી. બીજે દિવસે પ્રભાતમાં ઇન્દ્રનાથ ઉઠી બેઠો થયો, ત્યારે તેનું આખું શરીર પરસેવાથી ઝબઝેબ થઇ રહ્યું હતું, મસ્તકપરના વાળો ઉંચા ઉડી રહ્યા હતા, તથા તેના હૃદયના ચૂરેચૂરા થઇ જવા આવ્યા હતા. તે પોતાની ચિંતામાં ને ચિંતામાં જ બધું ભાન ભૂલી ગયો હતો. તે આકાશ તરફ જોતો બેસી રહ્યો હતો. આજે તેના મનમાં શાન્તિ નહોતી. સ્થિરતા પણ નહોતી. કેવળ પોતાના શિરપર આવી પડેલી આપત્તિના સંબંધમાં જ તે ચિંતામગ્ન બની ગયો હતો. તેના મુખપર ઉદાસિનતા છવાઇ ગઇ હતી. હૃદયમાં પણ તેવી જ પ્રબળતાથી વિષમ વિષાદે પોતાની છાયા વિસ્તારી દીધી હતી. અત્યાર સુધી તેનાં બન્ને ચક્ષુઓ લોહીના જેવા લાલ રંગથી રંગાયલાં તથા છેક વિશુષ્ક ભાસતાં હતાં, પણ હમણાં તેમાંથી આંસુની ધારાઓ વહીને તેના ગાલ તથા છાતીને ભીંજાવતી પૃથ્વીપર પડવા માંડી, આવી શોચનીય સ્થિતિમાં લગભગ એકાદ પ્રહર વીતી ગયો, એ સમયે એક રસદદારે આવી ઇંદ્રનાથને પૂછયું:—"કેમ ભાઇ! તારી કાંઇ પણ ભોજન કરવાની ઇચ્છા છે કે?"

ઇન્દ્રનાથે દુ:ખભર્યા સ્વરથી જવાબ આપ્યો:—"ના, ભાઈ! હાલ તરત ભોજન કરવાની અથવા તો જળનું એક બિન્દુ પણ ગ્રહણ કરવાની મારી ઇચ્છા નથી. પણ—હા ભાઇ! મને તમારી જેલના દારોગા સાહેબની મુલાકાત કરવાની ખાસ જરૂર છે, માટે જો કૃપા કરી તેમની સાથે મને મેળવી આપશો, તો તમારા તે મહત્ ઉપકારને હું જિન્દગી સુધી વિસરી શકીશ નહિ."

રસદદારે કહ્યું:—"પણ હાલ તરત તેમની સાથે મુલાકાત થવાની કશી પણ આશા રાખી શકાતી નથી. હું ધારું છું કે,

તેમની મુલાકાત કરતાં પહેલાં તેમને ખાસ જણાવી દેવું પડશે કે, તમે તેમની મુલાકાત શા માટે કરવા માગો છો અથવા તો તેમની સાથે મુલાકાત કરવામાં તમારો શો હેતુ સમાયલો છે."

ઇન્દ્રનાથે કહ્યું:—"પણ તેમને મળવાની મને ખાસ જરૂર છે"

"તમને ખાસ જરૂર છે એ ખરું પરંતુ એ જરૂરની સાથે તેમને શો સંબંધ છે? તેઓ કદાપિ કોઇ પણ કેદીની સાથે મુલાકાત કરવાનું પસંદ કરતા જ નથી." રસાલદારે જવાબ આપ્યો.

"કાયદા પ્રમાણે મુલાકાત કરવાને તેઓ ખાસ બંધાયલા છે," ઇન્દ્રનાથે કહ્યું.

"કાયદાને સમજવામાં તો તમે મહા કુશળ જણાઓ છો ને શું! હું નહોતો જાણતો કે, કાયદાના ગહન વિષયમાં પણ તમે આટલી બધી નિપુણતા સંપાદન કરી હશે." રસાલદારે હસીને કહ્યુ.

"શું તું મારો ઉપહાસ કરે છે? મને બનાવવા આવ્યો છે?" ઇન્દ્રનાથે જરા તપીને કહ્યું.

"ના, મારાથી એમ થઇ શકે ખરું કે? તમારા જેવા ભદ્ર પુરુષનો ઉપહાસ થાય ખરો કે?"

"તુ ગમે તેમ કહે, પણ દારોગા સાહેબની મુલાકાત કરવાની મારી ખાસ ઇચ્છા છે. જયાં સૂધી હું તેમની મુલાકાત કરી શકીશ નહિ, ત્યાં સુધી મને કશું પણ ચેન પડશે નહિ." ઇન્દ્રનાથે કહ્યું.

"હવે એ બધી વાતો મૂકીને તમે શું ખાશો, તે જલ્દી જણાવો? જો તમે રૂપિયા ખર્ચશો, તો તમને ઘણો જ સારો ખોરાક મળી શકશે, હરવા ફરવાની તથા મોજશોખ કરવાની તક

પણ મળી શકશે. પરંતુ જો મૂજી થઇ બેસી રહેશો તો તમારે આખો દિવસ બંદીખાનામાં ગોંધાઇ રહેવું પડશે. ખાવા માટે તમને ટાઢા ટુકડા આપવામાં આવશે અને તમારાપર જે જુલ્મ ગુજારવામાં આવશે. તેની કશી પણ હદ જ રહેશે નહિ. આ દુનિયામાં બધો દમામ રૂપિયાથી જ કરી શકાય છે. રૂપિયાથી ધારેલી ધારણા પાર પડે છે. મનમાની મજા ભોગવાય છે. કહો, તમારી ઇચ્છા રૂપિયાનો વ્યય કરી સુખી થવાની છે કે, કૃપણતાને ધારણ કરી ભયંકર યંત્રણા ભોગવવાની છે?" રસદદારે પૂછ્યું.

"એ સર્વ વસ્તુઓની મને કશી પણ આવશ્યકતા નથી. રૂપિયા આપી હું અધર્મી અને લાંચીઆઓને ઉત્તેજન આપવા ઇચ્છતો નથી. અહીં ભોજનની જે કાંઇ વ્યવસ્થા હશે, તેનાથી પણ મને પૂર્ણ સંતોષ જ થશે. વાર્તાઓ સાંભળવાનો તથા વિનાકારણ ભટકવાનો મને શોખ જ નથી. પણ ભાઇ! શું ઇશ્વરે તમને જે કાર્ય સોંપ્યું છે. તેમાં આવો અન્યાય આદરવો કોઇ પણ રીતે ઉચિત છે ખરો કે? તમોને જે પુરુષો રૂપિયા આપે, તેને તમો બધાં સુખોની સગવડ કરી આપો અને ગરીબોપર જુલ્મની તલ્વાર ચલાવો એ શું મનુષ્યધર્મ પ્રમાણે યોગ્ય ગણાય ખરૂં કે? ધનના લોભી થઇ ગરીબોનાં ગળાં કાપવામાં કશો પણ સાર નથી. નાશવંત સંસારના ક્ષણિક સુખોમાં લુબ્ધ થઇ અધર્મ અને અત્યાચારનો આશ્રય લેવો એ કોઇપણ પ્રકારે ન્યાયસંગત નથી. ધારો કે, કદાચ કોઇ ગરીબ કંગાલ અને દરિદ્ર મનુષ્ય આ કારાગૃહમાં આવે અને તે તમોને દ્રવ્ય ન આપી શકે તો પછી તમો તેનાપર જુલ્મ ગુજારો એમાં મનુષ્યત્વ ગણાય ખરૂં કે?"

" અપરાધી ઇંદ્રનાથ! હું અહીં તારો આ ઉપદેશ સાંભળવા

આવ્યો નથી. પણ તારા પર આવી પડેલા વિપત્તિના વાદળમાં સુખની ચપળાનો આભાસ કરાવા આવ્યો છું. તું અમોને દ્રવ્ય આપે અથવા ન આપે, એની અમોને કશી પણ પરવા નથી, પણ હવેથી તું જોઈ શકીશ કે, તેં તારા હાથથી જ તારા માટે દુઃખનો દરિયો ખોદી રાખ્યો છે. તારા તરફ અમારી જે કાંઈ દયાની લાગણી હતી, તે હવે દૂર થઇ છે. " આમ કહી રસદદાર ત્યાંથી ઉઠી ચાલ્યો ગયો અને થોડીવારમાં એક પાત્રમાં કેટલોક આહાર લઇ પાછો ઈંદ્રનાથ પાસે આવી પહોંચ્યો. આહાર ઘણો જ બગડેલો, કોહેલો અને ત્રણ-ચાર દિવસનો વાસી હોવાથી ઇંદ્રનાથને તેને જોતાં જ ઉલટી આવવા લાગી. તેનાથી તે આહારનો એક કોળીયો પણ ભરી શકાયો નહિ. તેણે લાચારીથી રસદદારને સંબોધીને કહ્યું:—" ભાઈ, કૃપા કરી એક વાર તમે મને તમારા દારોગા સાહેબ મેળવી આપો જ્યાં સુધી હું તેમને મળી શકીશ નહિ, ત્યાં સુધી મારાથી આહાર કરી શકાશે નહિ. "

રસદદારે કહ્યું:—" ના. તેમ થઇ શકશે નહિ. તેમ છતાં પણ જો તું બહુ જ દુષ્ટતા કરીશ, તો ચાબૂક મારવાના દિવસે તેમની સાથે તું અવશ્ય મુલાકાત કરી શકીશ. "

આ સાંભળી ઇંદ્રનાથ બહુ જ ગભરાઇ ગયો. તેણે કશું પણ ખાધું નહિ. રસદદાર તે સડેલો ગંધાતો આહાર પાછો લઇ ત્યાંથી ચાલ્યો ગયો, આ પ્રકારે ત્રણ ચાર દિવસ વીતી ગયા. ઇંદ્રનાથનાં હાડકાં ગળી ગયાં, મુખપરની લાલાશ ફીકી પડી ગઇ, ચામડીપર કરચલીયો પડી ગઈ. ત્રણ ચાર દિવસમાં તેણે કેવળ પાણીના એકાદ બે ગ્લાસ સિવાય બીજું કશું પણ ખાધું નહોતું.

એક દિવસ રસદદારે કહ્યું:—" તું દીવાનો બની ગયો હોય,

તેમ જણાય છે. નહિ તો આમ અનાહારે તારા શરીરનો પાત શા માટે કરે ! ભલા માણસ ! તું વિનાકારણ આમ હેરાન શા માટે થાય છે. મનુષ્યપર આફત આવી પડે, ત્યારે હિમ્મત હારવી ન જોઇએ, હિમ્મત હારનાર મનુષ્ય, મનુષ્ય નહિ પણ પશુ છે, જિન્દગીમાં સર્વ કોઈના શિરપર દુઃખ તો અવશ્ય આવે છે જ. પણ એ દુઃખમાં પણ જે ધીરજ ધારે છે, તે મનુષ્ય જ ભવિષ્યમાં ખરૂં સુખ ભોગવી શકે છે, તું તારા દિલમાં ભરાઇ બેઠેલા અફસોસને દૂર કરી ખાવા-પીવામાં પૂરતું ધ્યાન આપ; નહિ તો તારો આ દેહ વધુ ટકી શકશે નહિ. ”

“ એકવાર દારોગા સાહેબની મુલાકાત કર્યા પછી મારા મનને કાંઇક શાન્તિ મળી શકશે. હું નથી સમજી શકતો કે, તેઓ મને મળવામાં આટલા બાધો વાંધો શા માટે ઉઠાવે છે ? ” ઈંદ્રનાથે પૂછ્યું.

“ કારાગૃહમાં ચોર, લૂટારા, ખૂની, બદમાશ વગેરે તરેહ તરેહવારના લોકો એકઠા થાય છે, તેમના બધાના સ્વભાવો એક સરખા હોતા નથી. કદાચ ન કરે નારાયણ ને કોઇ કેદી મરણીયો થઇ દારોગાનું ખૂન કરી બેસે, તો એમાં પણ કશી અજાયબી નથી, આ સર્વ કારણોથી તેઓ બનતાં સૂધી કોઇ પણ કેદીની મુલાકાત કરવાનું પસંદ કરતા નથી. ઘણા ખરા બંદીખાનાઓમાં આવા અનેક બનાવો બની ગયા છે અને હજી પણ બને છે. કેદીઓ કરેલાં કર્મનું પ્રાયશ્ચિત ભોગવવાને બદલે દારોગા કે જેલરપર જ બધો દ્વેષ જણાવી તેમનું ખૂન કરી બંદીખાનામાંથી છટકી જાય છે. ” રસદદારે જવાબ આપ્યો.

“ પણ મારાથી તેમ થઇ શકે તેમ નથી. મેં મારી આખી જિન્દગીમાં એવું કોઈ પણ કુકર્મ કર્યું નથી. અત્યારે હું કારાગૃહને

આધીન થયો છું, એ કેવળ મારા કપટી અથવા દગાબાજ દોસ્તનાં કારસ્થાનોનું જ પરિણામ છે. અન્યનું અહિત શાથી થઇ શકે છે, એનાથી પણ હું સર્વથા અજ્ઞાત જ છું. ભાઇ ! વિશેષ શું કહું, હું છેક નિર્દોષ છું. વિના વાંકે માર્યો ગયો છું. જગત્‌માંથી ઇન્સાફ ગયો છે, ગેર ઇન્સાફ વધી પડયો છે. નીતિને રસ્તે ચાલનાર ભયંકર દુઃખો ભોગવે છે.

" હજારોનાં ગળાં કાપી મહાલય બાંધતા જોયા;
દગાબાજી રચી ભૂંડી ખલકમાં ખેલતા જોયા;
કરે છે કોઇ ખૂન નીતિનું અને ખંજર ચલાવે છે;
મહા મદમાંહિ ડોલીને સદા ગજરાજ દોડાવે છે;
કલિના કાળમાં ધર્મી અહીં તહીં ખાય છે ધક્કા;
મહા પાપી થઇ માતા છોડાવે છે ધર્મીના છક્કા;
વિલક્ષણ સર્વ એ સત્તા બુરા જાલિમ જમાનાની;
નથી કંઈ ન્યાય કે ઈન્સાફ બધી ખૂબી જમાનાની."

રસદદારે કહ્યું:—" હા—હા. હું બહુ સારી રીતે જાણું છું કે, તું મહાસાધુ પુરુષ છે અને તારી સાધુતાના યોગે જ જિન્દગી સુધી બન્દીખાનાની કોઠારમાં કઠોર સજા ભોગવવાને તૈયાર થયો છે. જો સાધુતા તારા જેવા રાજદ્રોહીઓના હૃદયમાં વસતી હોત, તો આ બંદીખાનાને સદાને માટે શૂન્ય જ રહેવું પડત. અમારે સર્વને નોકરી માટે ઘેર ઘેર ભટકવું પડત. મહામૂર્ખ માનવી પણ પોતાને પ્રચંડ પ્રતિભાશાળી વિદ્વાન જ માને છે. જો તે તેમ ન માને તો દુનિયામાં મૂર્ખતાનું અસ્તિત્વ પણ શી રીતે રહી શકે ? પણ—એ સર્વ વિવાદ કરવાની કશી પણ આવશ્યકતા નથી. હું ધારૂં છું કે, તારા જેવા ભદ્રપુરુષનો સાક્ષાત્કાર ન કરવામાં અમારા દારોગા સાહેબ ભયંકર

ભૂલ જ કરે છે ખરૂં ને વારૂ ? ફિકર નહિ. હું હમણાં જ તેમને તારી પાસે મોકલી તેમની ભૂલ કબૂલ કરાવી આપું છું. ”

આવાં કટાક્ષવાળાં વચનો સાંભળી ઇંદ્રનાથનું હૈયું સળગી ઉઠયું. તેણે એકદમ ગુસ્સામાં આવી પાસે પડેલા એક કાષ્ટના આસનને ઉપાડી પ્રહરીપર પ્રહાર કરવાની તૈયારી કરી, પણ એ દરમ્યાન અગમચેતી પ્રહરી ત્યાંથી મુઠીવાળી ન્હાસી ગયો.

થોડીવારમાં એ બધી હકીકત બંદીખાનાના ઉપરીના જાણવામાં આવી. પ્રહરીએ એ સમાચાર જણાવતી વેળાયે એમ પણ કહી દીધું કે:—“ જનાબ ! એ હમણાં દીવાનો બની ગયો છે. એની ડાગળી ચસ્કી ગઇ છે. એનું મગજ ભમી ગયું છે. તેની પાસે જવાની કોઇનામાં તાકાત પણ રહી નથી. ”

આ સાંભળી કારાધ્યક્ષે કહ્યું:—“ તેને નિર્જન અથવા એકાંતવાળા બંદીખાનામાં પૂરવાનો બંદોબસ્ત કરવાની ઇચ્છા ધરાવું છું, એટલે પછી તે કોઇને કશી પણ ઈજા કરી શકશે નહિ. ”

ત્યાર પછી કારાધ્યક્ષની આજ્ઞા પ્રમાણે હથિયારબંધ પહેરેગીરોના પહેરાતળે ઇંદ્રનાથના બન્ને હાથને એક મજબૂત દોરડાંથી સખ્ત બંધનયુક્ત કરી તેને બિચારાને બળાત્કારે ખેંચીને તે એકાંતવાળા ભયંકર દુર્ગન્ધ મારતા અને ઘોર અંધકારથી ઢંકાયલા બંદીખાનામાં લઇ જવામાં આવ્યો.

તે એકાંતમય કારાગૃહમાં લઈ જતી વેળાયે કારાગૃહના આંગણામાં આવેલા એક પહોળા અને વિશાળ માર્ગને ઓળંગી એક ચોખૂણ ઘરમાં જવું પડતું હતું અને તે ઘરના બરાબર વચ્ચલા ભાગમાં એક મોટા ભોંયરામાં ઉતરવાની એક પહોળી સીડી હતી. એ સીડીપર ખૂબ સાવચેતી રાખીને ચાલવું પડતું હતું. જો ભૂલ્યે ચૂકે

એકાદ પગથિયું ભૂલી જવાય તો છેક ભોંયરાના તળીયા સાથે અથ-ડાઈને મરણને શરણ થવાનો પ્રસંગ પણ આવી લાગે તેમ હતો. પેલા હથિયારબંધ પહેરેગીરો પણ ઘણી જ સાવચેતીથી ઇંદ્રનાથને લઇ તે પાતાલ પૂરીમાં દાખલ થયા અને ત્યાર પછી તેમાના એક એક નાના સૂના તથા અંધારા ગભારા ઓરડાના દ્વારને જોરથી ધક્કો મારી ઇંદ્રનાથને તે ઓરડામાં ધકેલી દીધો અને ત્યાર પછી તે લો-ઢાના દરવાજાને ફરીવાર બંધ કરી, તાળું વાસી તે લોકો ત્યાંથી એકદમ ચાલ્યા ગયા.

જે ઓરડામાં ઇંદ્રનાથને કેદ કરવામાં આવ્યો હતો, તે ઓર-ડાને લગભગ પચીસ ત્રીસ વર્ષમાં કદી પણ સાફસુફ કરવામાં આવ્યો નહોતો. અત્યારે ત્યાં કચરા પૂંજાના ગાડાંનાં ગાડાં ભરાય તેવો એક મોટો ઢગલો પડયો હતો અને તેમાંથી જે દુર્ગન્ધ નીકળતો હતો, તેની તીવ્રતાની કશી હદજ નહોતી. પવનનો એ ઓરડામાં કોઇ પણ પ્રકારે સંચાર થઇ શકે તેમ નહોતો. સર્વત્ર ગાઢ ભેદ્ય અંધ-કારની ભીષણ છાયા છવાયલી દેખાતી હતી. છેક નજીકમાં પડેલી વસ્તુ પણ દીવાની મદદ વિના જોઇ શકાતી નહોતી. મનુષ્ય કે પશુપક્ષીનો અવાજ પણ સંભળાતો નહોતો. કેવળ શાન્તતા, ગંભીરતા અને નિઃસ્તબ્ધતા સિવાય બીજુ કશું પણ દૃષ્ટિગોચર થતું નહોતું.

જે સમયે પેલા જાલિમ પહેરેગીરો બિચારા ઇંદ્રનાથને ધક્કા મારી કારાગૃહના ઓરડામાં ઠાંસી ગયા. તે સમયે ઇંદ્રનાથ તેમના ધક્કાના આઘાતથી એક પાટપર ગબડી પડયો. પાટપર પડતાંની સાથે જ તેના માથાપર એક એવો સખ્ત જખમ થયો કે, જેને લીધે તે બિચારાના માથામાંથી લોહીની ધારાઓ વહેવા લાગી.

ઘણીવાર સુધી એવી દુઃખી સ્થિતિમાં ઇંદ્રનાથ એ અંધકારમય, દુર્ગન્ધમય બંદીખાનાના ભયંકર ઓરડાની પાટપર બેસી રહ્યો. તેના આખા શરીરમાં કંપનો આવિર્ભાવ થયો. એક તરફ માથામાંથી લોહીની ધારા વહેવા માંડી અને બીજી તરફ આંખોમાંથી આંસુનો ખળખળ પ્રવાહ વહેવા લાગ્યો. તેની છાતીપર લોહી તથા આંસુનો સંગમ થયો અને તેણે એક પ્રકારના અતિ વિકરાળ દૃશ્યની સૃષ્ટિ કરી, ઇંદ્રનાથે રડી રડી આંખોનું પાણી કાઢી દીધું અને તે સાથે જ તેના શરીરમાં પણ એક પ્રકારની શિથિલતા આવી વસી.

ઘણીવાર સુધી એની એ સ્થિતિમાં બેસી રહ્યા પછી તેના શરીરમાં શક્તિનો સહજ સંચાર થયો. તે પાટપરથી ઉઠી દીવાલ પર હાથ ફેરવતો ફેરવતો તે ઘરની તપાસ કરવા લાગ્યો. તપાસ કરતાં તેને જણાયું કે; તે ઘરમાં એક લોઢાના ખાટલાપર બિછાવેલા ઘાસના બિછાના સિવાય બીજું કશું પણ નહોતું. ઇંદ્રનાથ છેવટે થાકીને તે ખાટલાપર સૂઇ ગયો અને તે સાથે પુષ્કળ રડવા લાગ્યો. હાય ! તેના વૃદ્ધ પિતા તથા અંબાલિકાને કોણ આશ્વાસન આપશે ? તેમના ભાગ્યમાં આ થયું શું ?



# પ્રકરણ ૧૮ મું



## અંતરાગ્નિ

તકી માનું છું કે અસર વળી સર્વે અમર છે:
ન એ બ્રહ્માંડોના પ્રલય બનતાં એ કદી ખસે;
રહેશે જે તત્ત્વો અતિ અતિ અતિ સૂક્ષ્મ જગનાં;
રહેશે તેમાં એ અસર સઘળી સૂક્ષ્મ બનીને.

અરે આવું છે તો રડીશ નહિ હું તો કદિ હવે:
હવે ના કમ્પાવું કરચલી પડેલા અધરને;
હવે તો જ્યાં સુધી મમ જીવિતનું તેલ બળશે,
અરે ! ત્યાં સુધી હું ઘુમીશ પ્રીતિદાવાનલ મહીં.

કલાપી.

---

ઇંદ્રિનાથના બંદીખાનામાં ગયાને આજે લગભગ એક માસનો સમય વીતી ગયો હતો. ઇંદ્રિનાથનો વૃદ્ધ પિતા આવી શોચનીય સ્થિતિથી શોકગ્રસ્ત થઈ પડયો હતો. વૃદ્ધ વયમાં તે એ અસહ્ય શોકને સહી શકયો નહિ. તેને પ્રથમથી જ મૂત્રપિંડ રોગ લાગુ પડયો હતો અને અત્યારે એ રોગે અતિ ભયંકર અને પ્રબળ સ્વરૂપ ધારણ કરી લીધું. તે રોગની સાથે તેને ઝીણો ઝીણો જ્વર પણ લાગૂ પડી ગયો.

વૃદ્ધ તે વિવાહમાં વિઘ્ન આવી પડયું, ત્યારથી જ અંબાલિકાના

અત્યાગ્રહથી તેને ઘેર રહેવા લાગ્યો હતો. હમણાં તે રોગની પથા-રીએ પડ્યો હતો. અંબાલિકા બનતી રીતે તેની સેવાચાકરી કરતી હતી; પરંતુ કોઈ પણ રીતે તેના રોગનું નિવારણ ન થતાં, તે રોગ ઉલટો ધીમે ધીમે વધવા જ માંડ્યો હતો.

એક દિવસ પંડિત કામદેવ વૃદ્ધને મળવા માટે આવ્યો, ત્યારે દિવસ લગભગ અસ્ત થવા આવ્યો હતો. સૂર્યદેવ ક્ષીણ તેજથી પશ્ચિમાકાશની દિશાઓના રક્તાસનપર વિરાજમાન થયા હતા; તથા કરુણા દૃષ્ટિથી સરોવરની સુંદરી સરોજનીના વિરહ તથા ચિંતાથી મલિન થયેલા સૌન્દર્યમય મધુર મુખ તરફ જોઇ રહ્યા હતા. વિહંગોનાં ટોળાંઓ દિવસના અવસાનને સૂચવનારા ગાનો ગાતાં ગાતાં માળાઓ તરફ જવાની તૈયારી કરી રહ્યાં હતાં. દિવસનાં કાર્યોથી થાકેલાં માનવો સંધ્યાના મૃદુમંદ તથા શાન્ત અને ધીમા સમીરના સ્પર્શથી નવીન જીવન પ્રાપ્ત કરી રહ્યાં હતાં. રાજમાર્ગની ચારે બાજુઓની દૂકાનો પથિકોના નયનોને મનોહરતા દર્શાવવા માટે વ્યાપારીઓ દ્વારા અતિ સુંદરતા પૂર્વક સુસજ્જિત અથવા શોભાયમાન થઈ રહી હતી. પથિકો વિવિધ પ્રકારના પોશાકો તથા આભૂષણોથી વિભૂષિત થઈ આવ જાવ કરી રહ્યા હતા.

પંડિત કામદેવે આવી વૃદ્ધ પુરુષની રોગ–શય્યા પાસે બેસી, ધીમે ધીમે તેના કપાળપર હાથ ફેરવી તેને ઘણા જ ધીમા સ્વરથી બોલાવ્યો:–“ મહાશય ! તમારી પ્રકૃત્તિ સ્વસ્થ છે ને ? ”

વૃદ્ધે આંખો ઉઘાડી ઘણીજ મુશ્કેલીથી પંડિત કામદેવના મુખ તરફ જોઈ રૂંધાયલા સ્વરથી કહ્યું:–“ દયામય પંડિતજી ! આપ પધાર્યા છો કે ? મારા ઇંદ્રિનાથના શા સમાચાર લાવ્યા છો ? ”

કામદેવ પંડિતે વસ્ત્રથી આંખો લુછી અતિ કરુણકંઠથી જ-

વાબ આપ્યોઃ—"હાલના સમાચાર જોઇએ તેવા સારા નથી. તેમ છતાં પણ એટલું તો અવશ્ય જાણજો કે, મારાથી બનશે, ત્યાં સુધી હું તેને જલ્દી છોડાવવાની જ કોશિશ કરીશ. ઈંદ્રિનાથને છોડાવવા માટે મેં ઘણી ઘણી કોશીશો કરી છે અને હજી પણ કરૂં છું, એટલે તેને છોડાવવામાં હવે વધુ વિલંબ લાગશે નહિ."

વૃદ્ધે વ્યથિત તથા નિરાશ સ્વરથી કહ્યું:—"અત્યારે આપ જ અમારી આશા તથા વિશ્વાસનું મુખ્ય સ્થાન છો. આવી વિષમ વિપદમાં આપના સિવાય ઈંદ્રિનાથનો બચાવ કરે તેવું બીજું કોઈ પણ નથી. મારી સાથે હવે ઈંદ્રિનો મેળાપ થાય, એવી મને કશી પણ આશા લાગતી નથી. હું હવે આ મંદવાડમાંથી બચી શકું તેમ નથી, મારો મરણકાળ નજીકમાં આવી પહોંચ્યો છે. જો કદાચ ન કરે નારાયણ ને તેને મળતાં પહેલાં જ મારૂં મરણ થઈ જાય, તો તમે તેને સંભાળજો. તેને કોઈ પણ રીતે દુઃખી થવા દેશો નહિ. આ દુનિયામાં તમારા વિના તેને આરામ મળે એવું એક પણ સ્થાન નથી. બસ, હું હવે આપને એની વધુ ભલામણ કરતો નથી. આપનો પુત્ર ગણી આપ એને સાચવજો."

પાસેના ઘરની બારીમાં ઉભેલી વિષાદની પ્રતિમારૂપ અંબાલિકા આ સર્વ વાર્તા સાંભળી રહી હતી, તે હવે લજ્જાને ધારણ કરી સ્થિર રહી શકી નહિ. તેના હૃદયમાંથી લજ્જાનો પડદો તૂટી ગયો. તે એકદમ પંડિત કામદેવ પાસે આવી તેનાં ચરણોમાં પડી રડવા લાગી. સ્નેહાર્દ્ર હૃદયી મહાનુભાવ પંડિત કામદેવ તેનો હાથ પકડી ઘણા જ આશ્વાસનભરેલા સ્વરથી કહેવા લાગ્યો: "બહેન! રડતી રહી જા. હું બનતી મહેનતે, બનતી કોશિશે ઈંદ્રિનાથને છોડાવવાની ચેષ્ટા કરી રહ્યો છું. મંગળમય વિધાતાં અવશ્ય આપણી આ-

શાને પૂર્ણ કરશે જ."

વ્યાકુળ નયનથી પંડિત કામદેવના મુખ તરફ જોઇ અતિશય વ્યથિત સ્વરથી અંબાલિકાએ કહ્યું:—"દેવ! મને લાગે છે કે, હવે મારા સસરા જીવી શકશે નહિ. આ વૃદ્ધાવસ્થામાં પુત્રના શોકથી તેમના પ્રાણ હવે ટકી શકશે નહિ. હાય! હું હતભાગિની પાષાણી આ દુઃખ જોવાને શા માટે જીવતી રહી! તેમને કારાગૃહમાં ન મોકલતાં ભગવાને મારૂં મોત આણ્યું હોત, તો આ વૃદ્ધ પિતાને કેટલું બધું સુખ થાત? પણ હાય! હવે મારૂં શું થશે? તેમને કોણ બચાવશે.?"

પારકાના હૃદયનું દુઃખ જાણી પરમ દુઃખી થનાર પંડિત કામદેવનું હૃદય અંબાલિકાના આ કોમળ વચનોથી પીગળી ગયું. તેમની આંખોમાંથી તરત જ આંસૂની અનર્ગલ ધારાઓ વહેવાં માંડી. તેઓ તે સમયે ત્યાંથી ઉઠીને બહાર ચાલ્યા ગયા. સાંઝ થયા પછી થોડી વારે તેમણે ન્યાયાધીશ હરગોવિંદ શાસ્ત્રીને ત્યાં જઇને તેની. મુલાકાત કરી.

શાસ્ત્રી મહાશય તે સમયે બેઠકખાનામાં બેસી એક બીભત્સરસોત્પાદક નવલકથાના વાંચનમાં નિમગ્ન થયા હતા. કામદેવ આગમનથી તેમણે તેને ઘણા જ સન્માનસહિત એક આસનપર બેસાડયાં. કુશળ સમાચાર પૂછ્યા પછી તેમણે તેના આગમનનું કારણ પૂછ્યું.

પંડિત કામદેવે જવાબમાં જણાવ્યું કે:—"ઇંદ્રનાથના ઉદ્ધાર માટે આપ મહાશયની મુલાકાત કરવી પડી છે મને આશા છે કે, ઇંદ્રનાથની વાર્તા આપના સ્મરણમાં અવશ્ય રહી જ હશે."

શાસ્ત્રી મહાશયે કહ્યું:—"હા–હા–પણ એ માટે હું ઘણો જ દિલગીર છું. જૂઓને, કાજીસાહેબના મનમાં કોણ જાણે શા કાર-

સુધી કોઇક ભૂત ભરાઇ બેઠું છે કે, તેઓ ઇંદ્રિનાથને છોડવા માટે છેક નારા જ થઈ ગયા છે. મેં તેમને ઘણું ઘણું સમજાવી છેવટે પાંચ પંદર હજાર રૂપિયાની આશા આપી ઇંદ્રિનાથને છોડવાની આજીજી કરી, પણ તેમણે મારી એક પણ વાતને ન માનતાં મારૂં ભયંકર અપમાન કર્યું અને તે સાથે મને નોકરી પરથી બરતરફ કરવાની ધમકી પણ આપી દીધી. મહાશય ! જૂઓ તો ખરા કે. આજ કાલ જમાનો કેવો બારીક આવ્યો છે. ચોર કોટવાળને ડંડે એ હિસાબે જ અત્યારનો ઇન્સાફ ચાલી રહ્યો છે. સાલું–જગતમાં ખરો ઇન્સાફ આપે એવા માણસો પણ ક્યાં રહ્યા છે. આજકાલ તો લાંચ રિશ્વતના પાસા પોબાર છે. પ્રપંચીઓ ફાવી જાય છે ને બિચારા ભોળાં માણસો અહીં તહીં અથડાય છે. ઇંદ્રનાથ જેવા ભલા માણસને આરોપી ઠરાવી કેદમાં ધકેલી દેવામાં કાજી સાહેબનો ખરેખર ભયંકર ગેરઇન્સાફ જ થયો છે. પણ શું કરીએ–લાચાર ! ધણીનો કોઇ ધણી છે ! હવે તો ઇન્દ્રનાથના છૂટવાની મને કશી પણ આશા જ રહેતી નથી.”

“ત્યારે શું હવે બીજો કશો પણ ઉપાયજ રહ્યો નથી ?” પંડિત કામદેવે આતુરતાથી પૂછ્યું.

“મારી ધારણા પ્રમાણે હવે તો મને તેવો કોઇપણ સરળ ઉપાય જણાતો નથી–પણ હા–એક ઉપાય અવશિષ્ટ રહ્યો છે. એ ઉપાયથી ઇન્દ્રનાથ ઘણી જ સહેલાઇથી છૂટી શકે તેમ છે. પરંતુ તે ઉપાય ઘણોજ પરિશ્રમ ભરેલો છે. જો તમે દિલ્હીના બાદશાહી દરબારમાં ઇન્દ્રનાથના મુકર્દમાને આગળ ચલાવશો, તો તે સત્વર છૂટી શકશે.” શાસ્ત્રીએ ‘જાય બિલાડી મોભામોભ’ના હિસાબે સરળ કામદેવને એક નવીન યુક્તિ બતાવી.

" પણુ મારી ધારણા એથી સર્વથા વિરુદ્ધ છે. કારણુ કે, મુગલાઈ બાદશાહતમાંથી આવી બાબતોના જવાબ જલ્દી મેળવવા એ કાંઇ સહેલી વાત નથી. જો કદાચ દિલ્હીમાં જઇ મુકર્દમો ચલાવવામાં આવે તો પણુ તેનું કશુંય ફળ મળી શકે તેમ નથી. વળી ત્યાં હમેશાં મારા જેવા હજારો માણુસોના કાગળો જતા હશે, એ બધા કાગળોમાંથી મારા કાગળને જ પ્રથમ ઈન્સાફ મળે એવી પણુ કશી આશા રાખી શકાતી નથી. " પંડિત કામદેવે ખરી હકીકત જણાવી.

" એ વાત ખરી છે, પરંતુ તેવો સાધારણુ પત્ર મોકલવાથી કશું પણુ પરિણામ આવશે નહિ. પણુ જો આપ પત્ર તૈયાર કરી મારી પાસે રાજકીય ચિન્હ અથવા સહી સિક્કા કરાવી બાદશાહના દરબારમાં એ અરજી મોકલાવશો, તો ઇન્દ્રનાથ તરત જ બંદીખાનામાંથી મુક્ત થઇ શકશે. તે ઉપરાંત ઇંદ્રનાથના વર્તનના સંબંધમાં હું મારો પોતાનો અભિપ્રાય પણુ લખી આપીશ. આ સર્વ કારણોથી આપ આપનું કાર્ય અવશ્ય સફળ કરી શકશો. " હરગોવિંદ શાસ્ત્રીએ કહ્યું.

પંડિત કામદેવ કારસ્થાયી હરગોવિંદની મીઠી મીઠી વાતોથી ભોળવાઇ ગયો અને તેનો પોતાના મનમાં અત્યંત ઉપકાર પણુ માનવા લાગ્યો. તેણે વિચાર્યું કે, આવી મહાનુભવ વ્યક્તિ તેણે બીજે ક્યાંય પણ જોઇ જ નહોતી. શાસ્ત્રીના સંબંધમાં આવા આવા અનેક ઉચ્ચ વિચારો આવવાથી તે સરળ હૃદયી કામદેવ પંડિતની આંખોમાં પ્રેમનાં અશ્રુ આવી ગયાં. તે ગદ્દગદ્દ કંઠથી કહેવા લાગ્યો:—" આપની અપૂર્વ દયા તથા અંતઃકરણની અનુપમ ઉચ્ચતા જોઇ હું અત્યંત આનંદિત અને અનુગૃહીત થયો છું. વારુ તે બાદશાહના દરબારમાં મોકલવાની અરજી શી રીતે લખવી જોઇશે ?"

શાસ્ત્રી મહાશયે એક પ્રકારનું મૃદુહાસ્ય કરી કહ્યું:—“ એમાં મને ધન્યવાદ આપવાનું કશું પણ કારણ જ નથી. હું મારી ફરજ બજાવવા શિવાય બીજું કશું પણ કરતો જ નથી. આપ એક મહાપરોપકારી, ધનવાન અને આબરૂદાર પુરૂષ છો. આપ અને આપનો મિત્ર ધારો છે, એથી જ હું ઘણો ખુશી થાઉં છું અને આપના એ ઉપકારને માટે આપને ધન્યવાદ આપું છું. મારાથી જો આપનું એક પણ કાર્ય થઇ શકશે, તો હું મને કૃતાર્થ થયો માનીશ.”

“ આપ જે કાંઇ કહો છો, તે કેવળ આપના સૌજન્યને જ પ્રકટ કરી રહ્યા છો, એમ સ્પષ્ટ જણાઈ આવે છે. વળી હું આપની પાસે મારા હૃદયની કૃતજ્ઞતા દર્શાવવાને પણ સર્વથા અસમર્થ છું. હવે શી રીતે અરજી લખવી, તથા અરજમાં શી શી બાબતોનો ઉલ્લેખ કરવો, એ કૃપા કરી મને જણાવો, એટલે હું સત્વર અરજી તૈયાર કરી બાદશાહી દરબારમાં મોકલવાનો બંદોબસ્ત કરૂં. તે ઉપરાંત લેખનોપયોગી સાહિત્યો આપવાની પણ કૃપા કરો.”

શાસ્ત્રી મહાશયની આજ્ઞાથી અનુચરે ખડિયો, કલમ, કાંગળ આદિ લખવાનાં સાધનો લાવી આપ્યાં. એ સમયે પંડિત કામદેવે પૂછયું:-“ શું મારે જ અરજી લખવી પડશે ? ”

શાસ્ત્રીએ જવાબ આપ્યો:-“ હા. આપ જ તેના પાલક તથા હિતેચ્છુ છો, માટે આપને અરજી લખવી પડશે. વળી આપ આબરૂદાર પુરૂષ છો એટલે આપની દરખાસ્તથી પરિણામ પણ સત્વર સારૂં જ આવશે.”

આમ કહી શાસ્ત્રીએ અરજી લખવાનું શરૂ કર્યું. પંડિત કામદેવ અરજી લખવા માંડયો:—

"રાજરાજેશ્વર ભારતાધિપતિ બહાદુર!

"ઇન્દ્રનાથ નામક એક બાળકે, સંસર્ગમાં રહી કારસ્થાનીઓની સાથે કારસ્થાનમાં ભાગ લીધો હતો. ઇન્સાફ થતી વેળાએ તેનાપર કેટલાક આરોપો પણ સાબીત કર્યા હતા. પરંતુ હવે તે ભારતાધિપતિની દયાનો પ્રાર્થી છે. તેને દયા કરી મુક્ત કરવાથી, હું જીંદગી સુધી તેના ચારિત્રના રક્ષણનો ભાર મારા શિરપર લઇ લઇશ. ગરીબ પ્રજાના મનની અભિલાષા પૂર્ણ કરવામાં દયારામની દયાનો હ્રાસ ન થાય, એજ માત્ર સેવકની પ્રાર્થના છે."

"અરજી લખી રહ્યા પછી પંડિત કામદેવે પૂછ્યું:—"પ્રથમથી જ ગુન્હો કબૂલીને અરજી લખીશું? મને લાગે છે કે, તેથી પરિણામ વિપરીત જ આવશે."

શાસ્ત્રીએ કહ્યું:—"ઇંદ્રનાથનો ગુન્હો સાબીત થવામાં કશું પણ બાકી રહ્યું નથી. તેણે પણ ખુલ્લી અદાલતમાં પોતાનો ગુન્હો કબૂલી લીધો છે. તે ઉપરાંત તેની વિરુદ્ધમાં જે કાંઇક કાગળો પત્રો એકઠા કરવામાં આવ્યા હતા, તે સર્વપરથી પણ તે દરેક રીતે અપરાધી ઠરી ચૂક્યો છે. નહિ તો શું હું કદાપિ આપની ભલામણનો અનાદર કરૂં ખરો કે? જ્યારે મામલો આવો ગંભીર રૂપ આવી ગયો છે, ત્યારે જ મેં કાજી સાહેબને બધી હકીકત જણાવવાનું ઉચિત ધાર્યું છે. વળી તેણે પોતાની મેળે જ બધો ગુન્હો કબુલી લીધો છે, ત્યારે દયા માગવા સિવાય તેના ઉદ્ધારનો બીજો એક પણ માગ જણાતો નથી."

સરળ હૃદય કામદેવે કરુણસ્વરથી કહ્યું:—"દરિદ્રના હિત માટે આપ જે કાંઇ કરવાનું કહેશો, તે કરવામાં હું કદાપિ પાછો પડીશ નહિ. પણ હવે બીજો શો ઉપાય કરવો પડશે?"

“બીજું કશું પણ કરવું પડશે નહિ. ફક્ત આ અરજીપર આપ આપની સહી કરશો તો પણ ચાલી શકશે.” હરગોવિંદ શાસ્ત્રીએ દંભસહિત કહ્યું.

કામદેવ પંડિતે આતુરતાથી પૂછ્યું:—“પણ આપ આપનો અભિપ્રાય નહિ લખો ?”

“પ્રથમ આપ આપની સહી તો કરો, પછીથી બધુ જોઇ લેવાશે.” હરગોવિંદે જવાબ આપ્યો.

“ત્યારે હું કયે સ્થળે મારી સહી કરૂં વારૂ ?” કામદેવ પંડિતે પૂછ્યું.

“અરજીના નીચેના ભાગમાં પણ ચાલી શકશે.” હરગોવિંદે જવાબમાં જણાવ્યું.

અરજીપર બરાબર સહી કર્યા પછી પંડિત કામદેવે હરગોવિંદ શાસ્ત્રીનો અભિપ્રાય લખાવવાના ઉદ્દેશથી તે અરજી તેના હાથમાં આપી. ત્યાર પછી હરગોવિંદ શાસ્ત્રીએ અરજીના નીચેના ભાગપર પોતાનો અભિપ્રાય લખી આપ્યો:—

“અરજ કરનાર મજકુર આ સામી ભૂપણાનગરીમાં એક ઘણા જ આબરૂદાર, દૌલતવાન અને ખાન્દાન પુરુષ છે. તેઓ ભૂલ્યે ચૂક્યે પણ કદાપિ જૂઠું બોલે તેવા નથી. ઇન્સાફ વખતે ઇંદ્રનાથની વિરુદ્ધમાં રાજદ્રોહનો ગુન્હો સાબીત થયો છે, મેં પોતે જ તે મુકર્દમો ચલાવ્યો છે. જો બાદશાહી દરબાર તરફથી ગુન્હેગારને માફી બક્ષવાની દયા દેખાડવામાં આવશે, તો હું ઘણો જ ખુશી થઇશ, ગુન્હેગારને છોડી મૂકવાનો અધિકાર મને ન હોવાથી, આ બાબતમાં મેં મજકુર અરજદારને શહેનશાહી દરબારમાં અરજી કરવાની સૂચના

આપી છે. માટે દરબારને આ વિષયમાં જે કાંઇ મુનાસિબ લાગે, તેમ કરવાની મારી નમ્ર ભલામણ છે. ”

વિચારક હરગોવિંદ શાસ્ત્રી.

આ પ્રમાણે અભિપ્રાય લખી શાસ્ત્રી મહાશયે તે અરજી પંડિત કામદેવના હાથમાં આપીને કહ્યું:—“ આ અરજી જેમ બને તેમ બાદશાહી દરબારના મુખ્ય પેરકાર અથવા પત્રવાચકના હાથમાં મળે એવો બંદોબસ્ત કરવાનું ભૂલશો નહિ, જો તેમ ન કરતાં બીજી કાંઇ પણ ગફલત કરી બેસશો તો આનું પરિણામ સર્વથા વિપરીત જ આવશે.”

“ ત્યારે શું આ અરજી લઇ મારે પોતાને જ દિલ્હી જવું પડશે ? ” પંડિત કામદેવે પૂછ્યું.

“ હા, આપને જ જવું પડશે આપના ગયા વિના આવા કામનો નિકાલ વેળાસર આવશે નહિ. જો આપ જશો તો એની છાપ પણ કાંઇક ,જૂદી જ પડશે. ” પંડિત કામદેવને ભૂષણાનગરીમાંથી થોડા દિવસને માટે દૂર કરી પોતાના કારસ્થાનોને પાર પાડવાના ઉદ્દેશથી હરગોવિંદ શાસ્ત્રીએ આ પ્રકારની એક નવીન યુક્તિ યોજી કાઢી.

આ સાંભળી કામદેવ સહ જ સ્તંભી ગયો. એ જોઇ શાસ્ત્રી મહાશયે ફરીવાર કહ્યું:—“ હું ધારૂં છું કે, દિલ્હી જવા આવવામાં આપને ઘણાં સંકટો ભોગવવાં પડશે, એનો જ અત્યારે આપ વિચાર કરી રહ્યા હશો. પણ જો એમ ધારતા હો, તો તેમાં આપની મોટી ભૂલ થાય છે. આપે જેને આશ્રય આપ્યો છે, તથા જેને છોડાવવા માટે આપ આટલી બધી કોશિશો કરી રહ્યા છો, તેવા એક આપના સામાન્ય આશ્રિતને માટે આપ એવો પરિશ્રમ વેઠશો, તો તેથી આપના ગૌરવ તથા ગુણ માનમાં વૃદ્ધિ જ થશે. કેમ ! મારી આ વાર્તા આપને રૂચે છે ખરી કે નહિ વારૂ ? ”

" ના—મહાશય. એમ ધારવામાં આપની જ ભૂલ થાય છે. હું ઇંદ્રનાથને માટે મારી સર્વ મિલ્કત ફના કરવાને તૈયાર છું. અરે, એટલું જ નહિ પણ મારા જીવનનું બલિદાન આપતાં પણ લેશ માત્ર પાછો હઠું તેમ નથી. તેનો વૃદ્ધ પિતા તેના શોકથી અત્યારે મરણ પથારી પડયો છે તથા તેની બાલિકા પત્ની આંખોમાંથી ચોધારાં આંસુ વહાવી છાતીફાટ રૂદન કરી રહી છે. એ સર્વ જોઇ મારૂં હૃદય ભેદાઇ જાય છે. શાસ્ત્રીજી ! એવો કયો પાષાણ હૃદયી પુરૂષ હશે કે; જેને આવું કરૂણા જનક દૃશ્ય જોઈ દયા નહિ ઉપજતી હોય ! જે ખરો મનુષ્ય છે તથા તેના હૃદયમાં ઉચ્ચતા અને સહાનુભૂતિ છે, તેવો મનુષ્ય તો આ દેખાવ જોતાં થર થર કમ્પી જાય તેમ છે. તેમની આવી સ્થિતિમાં હું તેમને માટે સર્વ કાંઇ કરવાને તૈયાર છું. કર્તવ્ય કરતાં હું દેહ કે દૌલતની કીમત અધિક ગણતો જ નથી. " પંડિત કામદેવ સંપૂર્ણ સરળતા યુક્ત ભાવથી કહ્યું.

" આપ પ્રથમ મને જણાવી ચૂકયા છો કો, ઇંદ્રિનાથને તેના લગ્નને દિવસે જ કેદ કરવામાં આવ્યો છે અને તેનાં લગ્ન અપૂર્ણ રહી ગયાં છે, તો પછી તેને બાલિકા હોવાનું અત્યારે શા માટે સૂચવન કરો છો, એનો મર્મ મારાથી કોઇ પણ રીતે સમજી શકાતો નથી." હરગોવિંદ શાસ્ત્રીએ કહ્યું.

" જેની સાથે તેનાં લગ્ન થવાનાં હતાં, તેને જ હું હમણાં તેની પત્ની તરીકે ઓળખાવી રહ્યો છું. "

હરગોવિંદ શાસ્ત્રીએ હસીને કહ્યું:—" આપ આ વિષયમાં સર્વથા અન્યાય જ કરો છો. કારણકે જો ઇંદ્રનાથનો છૂટકો નહિ થાય, તો તે અવસ્ય બીજા કોઇ પુરૂષના ગળામાં જ વરમાળા આરોપશે.

આથી તેને ઇંદ્રિનાથની પત્ની તરીકે ઓળખાવવામાં આપનો પ્રમાદ થાય છે. ”

“ કામદેવ પંડિતે કહ્યું: —“ તે બાલિકાએ પોતે પોતાની મેળેજ તેને સ્વામી રૂપે સ્વીકારી લીધો છે, તે કહે છે કે, મેં મારૂં સર્વસ્વ ઇંદ્રિનાથને અર્પણ કરી દીધું છે. મારૂં હૃદય તેને વરી ચૂક્યું છે. આ જિન્દગીમાં હું તેના વિના બીજા કોઇને પણ પતિરૂપે માન્ય રાખું તેમ નથી. મેં મારો આત્મા પણ તેને આપી દીધો છે, જીવન તથા મરણમાં પણ એજ મારો ખરો સ્વામી છે. ”

“ ગમે તેમ હો, આપણે અત્યારે એ વિષયને લંબાવવાની કશી જરૂર જ નથી. હવે કહો જોઇએ કે, આપ દિલ્હી જવાનો વિચાર રાખો છો કે નહિ વારૂ ? ” હરગોવિંદ શાસ્ત્રીએ કહ્યું.

“ દિલ્હી જવામાં મને કશી અડચણ નથી. હું માર્ગના કષ્ટોનો પણ વિચાર કરતો નથી. પરંતુ દરબારના કોઇ પણ અમીર ઉમરાવની સાથે મારે કશો પણ પરિચય નથી, એથી મને દિલ્હી જતાં કાંઇક ક્ષોભ થાય છે. ” પંડિત કામદેવે પોતાના હૃદયનો ખરો ભાવ જણાવી દીધો.

“ ત્યારે તો મારા સરકારી કાગળોની સાથે જ આપની અરજી મોકલવાનો બંદોબસ્ત કરવાનું હું અધિક ઉચિત ધારૂં છું. કારણ કે, જે હેતુથી અમારા સર્વ કાગળ પત્રો અહીંથી દરબારમાં મોકલવામાં આવે છે, તે હેતુને બરાબર ધ્યાનમાં રાખીને જ દરબારી અમલદાર બધા કાગળોને ધ્યાન પૂર્વક તપાસી જાય છે. આથી આપની અરજી તરફ પણ તેવું જ ધ્યાન આપવામાં આવશે. ” શાસ્ત્રીએ કામદેવ પંડિતની અરજીને અદ્ધરથી જ ઉડાવી દેવાની ઇચ્છાથી એક નવી

બાજી ગોઠવી કાઢી તથા ભોળા કામદેવને ફસાવવાનો એક સરળ ઉપાય પણ શોધી કાઢયો.

પંડિત કામદેવે સરળતાથી કહ્યું:—"આપ અમારા ભલા માટે આવી અપૂર્વ અનુકંપા દર્શાવો છો, એ જોઇ મને અતિ આનંદ થાય છે. હું ધારૂં છું કે, જયારે આપ અમારા પક્ષમાં છો તથા ઇંદ્રનાથને મુકત કરવા માટે આવી સહાનુભૂતિ પ્રકટ કરી રહ્યા છો. ત્યારે ઇંદ્રનાથનો ઉદ્ધાર થવામાં કશો પણ પ્રત્યવાય આવશે જ નહિ. મહાશય! જગતમાં જિગરથી બીજાનું ભલું જોનારા આપના જેવા દયાળુ જીવો જવલ્લે જ મળી આવશે. હું આપની આ ઉદારતાનો અત્યંત કૃતજ્ઞતા પૂર્વક આભાર માનું છું."

આમ કહી પંડિત કામદેવે હરગોવિંદ શાસ્ત્રીના હાથમાં અરજી આપી કહ્યું:—"પણ હવે ઇંદ્રનાથનો ઉદ્ધાર થવામાં કેટલોક વિલંબ લાગશે વારૂ?"

હરગોવિંદ શાસ્ત્રીએ જવાબ આપ્યો:—"આ અરજી મળ્યા પછી બાદશાહી દરબારનો અમલદાર મારા પર જ પોતાનો મત લખી જણાવશે તથા ઇંદ્રનાથને મુક્ત કરવાનું તેને યોગ્ય લાગશે તો જામીન લઇ તેને છોડી મૂકવાની આજ્ઞા પણ મને લખી મોકલશે. મને જ્યારે બાદશાહી અમલદારની આજ્ઞા મળશે કે તરત જ હું તેને ભીમગઢના કારાગૃહમાંથી મુકત કરાવી દઇશ. એ વિષયમાં આપ હવે કશી પણ ચિંતા રાખશો નહિ. હું મારાથી બનતી મેહનતે તેને જેમબને તેમ જલ્દી જ છોડાવીશ. તો પણ આ બધાં કામોમાં લગભગ મહિના દોઢ મહિનાનો સમય તો અવશ્ય વીતી જશે. આપને ત્યાં સૂધી શાંતિ રાખી બેસી રહેવું પડશે."

" આપનો અનુગ્રહ જ અમારી આશા અને શ્રદ્ધાનું સ્થાન થઈ પડયું છે. આપે અમારાપર જે કાંઇ ઉપકારની લાગણી દર્શાવી છે, તેથી હું અત્યંત પ્રસન્ન થયો છું અને આપને મારી શ્રદ્ધા પ્રમાણે આ કિંચિત્ ઉપહાર આપું છું. મને આશા છે કે, આપ આ ઉપહારનો અવશ્ય સ્વીકાર કરશો જ. "

આમ કહી પંડિત કામદેવે બે હજાર રૂપિયાની સુવર્ણ મુદ્રાઓ હરગોવિંદ શાસ્ત્રીના હાથમાં આપી. હરગોવિંદ શાસ્ત્રીએ હા–ના કરી તે મહોરો સ્વીકારી લીધી. ત્યાર પછી તેણે કહ્યું:—

" આપના આ ઉપહારને હું અત્યંત સ્નેહપૂર્વક મારા મસ્તકપર ચઢાવું છું. આપ હવે ઇંદિનાથના સંબંધમાં કશી પણ ચિંતા કરશો નહિ. તે હવે અલ્પ સમયમાં જ મુક્ત થઈ જશે. "

" આપનાં વચનોમાં મને સંપૂર્ણ શ્રદ્ધા છે. " આમ કહી પંડિત કામદેવે ફરીવાર કહ્યું:—" લો, ત્યારે હવે હું વિદાય થાઉં છું. મેં આજે આપનો સમય નષ્ટ કર્યો છે, માટે ક્ષમા માગું છું. "

" ચિંતા નહિ. " હરગોવિંદ શાસ્ત્રીએ કહ્યું:—" આપના સંસર્ગથી મને આનંદ જ થયો છે "

આમ કહી તે પંડિત કામદેવને વળાવવા માટે ઉભો થયો. પંડિત કામદેવ તેને બેસવાનું કહી બહાર ઉભેલી પોતાની ગાડીમાં બેસી ગૃહ તરફ વિદાય થયો. એ સમયે રાત્રિના બે પ્રહર વીતી ગયા હતા; એથી ગાડીવાને એકદમ ગાડી હંકારી મૂકી.

ત્યાર પછી હરગોવિંદ શાસ્ત્રી પોતાના બેઠકખાનામાં બેઠો બેઠો ઘણા જ આનંદની સાથે મનમાં જ કહેવા લાગ્યો: —" ચાલો, આજની દગાની બાજીમાં પણ સફળતા જ મેળવી શકયા છે. માછલું બરાબર જાળમાં ફસાઈ ગયું છે. મૂર્ખ કામદેવને મારી ઇચ્છાનુસાર નચાવી મેં મારું કામ ફત્તેહ કર્યું છે. ઇંદ્રનાથ આ જન્મારામાં તો

જીવતો છૂટી શકે તેમ નથી. મેં મારા પ્રપંચની જાળ એવી બિછાવી છે, કે જેમાંથી હજારો યત્નો કરવા છતાં પણ પંડિત કામદેવ તેને છોડાવી શકે તેમ નથી. ઈશ્વરપર શ્રદ્ધા રાખીબેસી રહેવાથી જ દૌલત મળી શકતી નથી આજકાલ તો કપટનાં બાણ ચલાવવાથી જ શિકાર સાધી શકાય છે. જેઓ નીતિના ઉપાસકો હોય તેઓ 'નીતિ નીતિ'ના પોકારો કરી ભલે ભૂખે મરે. પણ હું એવા વ્યર્થ ધતીંગોને બિલ્કુલ પસંદ કરતો જ નથી."

"કરે પોકાર નીતિના સદા તે ભૂખથી મરતા;
ગ્રહે જે ન્યાયનાં સૂત્રો, નહીં કામે કદી કરતા;
વળે જે ધર્મને પંથે, બહુ બહુ ઠોકરો ખાતા;
સરળતાને સ્વીકારે જે બહુ અપમાન તે ખાતા;
જગતમાં જોર દગાનું છે, દગાની છે બલિહારી;
દગા પાસે બધી દુનિયા સ્વીકારે છે જ લાચારી."

× × × × + +

પંડિત કામદેવે બીજે દિવસે ઇંદ્રનાથના વૃદ્ધ પિતા પાસે જઇ બધા સમાચાર કહી સંભળાવ્યા. એ સમયે વૃદ્ધનો જીવનદીપક હોલવવાની અણીપર આવી ગયો હતો, તેમ છતાં પણ પુત્રના મુક્ત થવાના સુસંવાદ સાંભળી તે સહજ આશ્વસ્ત થયો. તેનાં મીચાયલાં રોગી અશ્રુઓના ખૂણામાંથી બે ચાર અશ્રુઓનાં બિન્દુ ટપકી પડયાં.

અંબાલિકા એ સમાચાર સાંભળી કાંઇક આશ્વસ્ત થઈ ખરી; પરંતુ તેનું હૃદય જે ચિંતારુપી કાળાં વાદળાંથી ઘેરાઇ ગયું હતું; તે વાદળાં તો તેવાં ને તેવાં જ ઘનઘોર ઘટાવાળાં રહ્યાં. તેના અંતરમાં જે દુઃખનો દાવાનલ સળગી ઉઠયો હતો, તે લેશ માત્ર પણ હોલવાયો નહિ.



## પ્રકરણ ૧૯ મું



### સંસાર કે સ્વર્ગ ?

હતું વીણા તારૂં દૂરથી સ્વર દૈવી જગવતું;
હતું તેથી મારા હૃદય રસનું પોષણ થતું;
હતાં ન્હાનાં પક્ષી કિલ કિલ રમન્તાં મુજ કને;
અને હસ્તી અચ્યું પવન કરતું'તું વ્યજનથી.

મને તું પૂછે છે "પ્રિયતમા તું છે શું દુઃખી ? અરે !"
દુઃખી તો શું ? કિન્તુ જગત મુજને આ નવ રૂચે !
દિલે ખૂંચી રહે છે નયન મૃદુ તે દિવસ બધો;
સ્મૃતિ તેની થાતાં છણ છણ બળે છે જિગર આ.

**કલાપી.**

---

ભૂષણાનગરીના એક અતિ મનોહર અને ગગનચુંબિત મહાલયના એક સુંદર, સુસજ્જિત અને ભવ્ય કક્ષમાં બેઠેલી એક સત્તર વર્ષની કોમળાંગી કામિની એક મૃદુ સૉફાપર બેસી નાના પ્રકારની ચિન્તામાં નિમગ્ન થયેલી હતી. તેની ચિંતાનો વિષય ગહન હતો. આજે રાત્રિના અગિયાર વાગી જવા છતાં પણ તેનો સ્વામી શયનગૃહમાં આવ્યો નહોતો. નિત્યના નિયમનો ભંગ કરનાર પતિને શી શિક્ષા કરવી, એના વિચારમાં જ એ મનોહારિણી માનિની બેઠી હતી. ઘણી વાર સૂધી એકાગ્રમનથી ચિંતાદેવીના રાજ્યમાં વિચરણ કર્યાં

પછી તે સૉફા પરથી ઉઠી બેઠી થઇ અને પોતાના પુસ્તકાલયમાં જઈ એક શૃંગારિક પુસ્તક લાવી સમયને સદુપયોગ કરવાના કિંવા સમયને વ્યતીત કરવાના ઉદ્દેશથી તે એ પુસ્તકના વાંચનમાં મગ્ન થઈ. પુસ્તકના વિષયને કવિતામાં વર્ણવામાં આવ્યો હતો તેમ જ તે યુવતી પદ્યની કાંઇક વિશેષ પક્ષપાતિની પણ હતી. સંગીત વિદ્યાનો તેને ઘણો જ શોખ હતો, તથા તે વિષયમાં તેણે અમુક અંશે સફળતા પણ મેળવી હતી. સંગીતના પ્રત્યેક સાધનો જેવાં કે, દિલરૂબા, સિતાર, તબલાં, આદિ સર્વ તેણે પોતાના સ્વામીની અનુમતિ લઇ પોતાના આરામગૃહમાં એકત્ર પણ કર્યાં હતાં. કેટલીક વાર તે પોતાના પતિને સંગીત સંભળાવી તેના પરિશ્રમને દૂર કરવાના પ્રયત્નો પણ કરતી હતી. સ્વામી પત્નીની આવી કુશળતા જોઈ ઘણીવાર તેને ધન્યવાદનું દાન આપવાની ઉદારતા પણ દર્શાવતો હતો. સ્વામી તથા સ્ત્રી ઉભયમાં પરસ્પર એટલો બધો અનુરાગ હતો કે, જેની ઉપમા જ આપી શકાય તેમ નહોતી. સ્વામી રામચંદ્ર જેવો એક પત્નીવ્રતધારક હતો, ત્યારે પત્ની સીતા જેવી પવિત્ર અને પતિવ્રતા સતી હતી. ઈશ્વરે તેમને બન્નેને આ સૃષ્ટિમાં પોતાની અનુપમ કૃતિનો અભિનય દર્શાવવાના આદર્શથી જ મોકલી આપ્યાં હતાં. અસ્તુ.

યુવતીનું નામ મંજુલા હતું. મંજુલા હાથમાં પુસ્તક લઇ તેમાંની એક અતિ સુંદર અને ભાવવાહિની કવિતાને પોતાના અતિ મૃદુ મંજુલસ્વરથી ગાવા લાગી:—

“ ચન્દ્રશૂન્ય, તારાશૂન્ય આ મેઘાન્ધ રજની જણાયે;
ભયાનક સુગંભીર અંધકારે હૃદય આ છવાયે;
દુરભેદ્ય અંધકાર-વિષાદ તિમિરે સંસાર છવાયે;
આશા તણી વિજળી પ્રકટે નહિ આ હૃદય મોઝારે;

હૃદય વલ્લભ જીવન દેવને પૂજું હું આ સંસારે;
મર્મભેદી યાતનાના અશ્રુજળે ભિંજાવી—
દીધું છે હૃદય-પ્રાણ, સર્વ તણું બલિદાન.
મળ્યું નહિ મુજને કંઇ એનું પ્રતિદાન. ”

“ કેમ ! મંજુલા ! તને શાનું પ્રતિદાન નથી મળ્યું કે જેના યોગે તું આવા પ્રલાપો કરી રહી છે ? ” જે સમયે મંજુલા આ ગાન ગાઇ રહી હતી એ સમયે એક વીસ-બાવીસ વર્ષના નવ યુવકે અચાનક તેના ઓરડામાં આવી આવો વિલક્ષણ પ્રશ્ન પૂછ્યો. એ યુવકને વાચકો સારી રીતે ઓળખી શકયા હશે કે, એ યુવક અન્ય કોઇ જ નહિ, પણ મંજુલાનો પરમપ્રિય પતિ નવરત્ન જ હતો.

નવરત્નને આવી રીતે અકસ્માત્ આવેલો જોઇ તથા તેનો આવો વિલક્ષણ પશ્ન સાંભળી મંજુલા સહજ શરમાઇ ગઇ તથા તે સોફાપરથી ઉઠી એક બાજૂપર જઈ ઉભી રહી.

નવરત્ને ફરીવાર હસીને પૂછ્યું:—“ કેમ ! પ્રાણેશ્વરી ! બોલતાં કેમ નથી ! શું આજે તમે મૌનવ્રતને ધારણ કરી લીધું છે કે મારી સાથે ન બોલવાની બાધા લીધી છે વારુ ? ”

મંજુલા મૌનજ રહી. નવરત્નના પ્રશ્નના પ્રત્યુત્તર રૂપે તેણે પોતાના પ્રિય પુસ્તકને સોડમાં છુપાવી દીધું. આ જોઇ નવરત્ન તેની નજીકમાં ખસી ગયો અને તેની કોમળ ભુજાઓને પોતાના બાહુ યુગલમાં ધારણ કરી અતિ સ્નેહ ભર્યા સ્વરથી પૂછ્યું:—“ ત્યારે હવે જીવનેશ્વરી ! તમે તો મારી સાથે નહિ જ બોલો, ખરૂં ને વારુ ! પણ એતો કહો કે, મારા કયા અપરાધથી તમે મારી સાથે ન બોલવાની બાધા લીધી છે વારૂ ? શું વિના અપરાધેજ અપરાધી ઠરાવી તમે આવી કઠોર સજા કરવા તૈયાર થયાં છો ? આ તમારો ભયંકર

અન્યાય થાય છે, નિર્દોષને દોષી ઠરાવાય કેઃ—

" કીધો અપરાધ શો એવો, લઇને રોષ આ બેઠાં ?
નહીં કંઇ મુખથી વદતાં, નહીં સન્માન કંઈ કરતાં;
નથી અપરાધ મારાથી થયો કાંઇ બહુ ભારી;
છતાં આજે તમે શાને અનુપમ મૌનના ધારી ? "

હવે મંજુલાથી મૌન રહી શકાયું નહિ. તેના દાએલા હૃદયમાંથી એકાએક કેટલાક ઉભરાઓ બહાર નીકળી પડયા. તેણે નવરત્નના પ્રશ્નના જવાબમાં ધીમેથી હસીને જણાવ્યું કેઃ—

" નિયમનો ભંગ કરી આજે કીધો અપરાધ તમે ભારી;
મૂકી મર્યાદ લજ્જાની તમે આજે ધૃષ્ટતા ધારી,
મૂકી વ્યવહાર ' તું ' નો ને તમે કહો છો ' તમે ' શાને?
વળી નિશા ગઇ વીતી છતાં મોડા થયા શાને ?"
" નથી અપરાધ આ સઘળા ક્ષમાને પાત્ર થાવાને;
" થવું પડશે હવે તત્પર સજા મારે બજાવાને. "
" દયાળુ છો દયા કરશો સદા એ આશ રાખું છું;
થયો અપરાધ મારાથી નમીને માફ માગું છું;
હવે અપરાધ નહિ થાશે વચન હું આજ આપું છું;
થયો છું પ્રેમનો ભૂખ્યો, પ્રીતિનું દાન યાચું છું. "

નવરત્ને પણ એક પ્રકારનું મૃદુહાસ્ય કરી ઉપરોક્ત ઉત્તર આપ્યો. એ સાંભળી મંજુલાએ સહજ હસીને જવાબ આપ્યોઃ—

" નહિં ભંડાર ક્ષમાનો છે નહિ છે પ્રીતિના થાળો;
અહીં ભંડાર ભરેલો છે સજાનાં સાધનો વાળો;

પ્રીતિના દાનને બદલે અહીં તો બેડીઓ પડશે;
સદા બંધન થકી બંધાઇને બંદી થવું પડશે. ”

આમ કહી તેણે પોતાના પ્રિયકરના કંઠને પોતાના બાહુઓથી ઘેરી લીધો અને ત્યાર પછી કહ્યું:—“ બસ, આજે તમને આજના અપરાધની સજા અપાઇ ગઇ છે. હવે જીવનપર્યન્ત તમે આ સ્નેહના બંધનમાંથી મુક્ત થઇ શકો તેમ નથી. ”

“ ઓહો ! સજા તો બહુ ભયંકર કરીને શું ? હું ધારતો હતો કે, આજની તમારી સજાથી મારે કોણ જાણે કેવું કષ્ટ વેઠવું પડશે. પણ હવે જોઉં છું કે, તમારી સજા ભયંકર હોઇને મૃદુતા તથા સ્નેહભરેલી પણ છે ” નવરત્ને ધીમેથી હસીને કહ્યું.

“ હવે એ સર્વ વિવાદને આટલેથી જ અટકાવી તમારા મોડા આવવાનું કારણ દર્શાવો. ”

“ પ્રાણેશ્વરી ! આજે મને ઘેર આવવામાં આટલો બધો વિલંબ થયો છે, તેનું કારણ ઘણું જ ભેદ ભરેલું છે. હું આજે મારા મિત્ર નવલવિહારીને ત્યાં આમંત્રણ મળવાથી ગયો હતો. પરંતુ ત્યાં ગયા પછી મેં જે જે પ્રકારો ત્યાં જોયા છે, એ સર્વ જોઇને મને આનંદને બદલે શોક જ ઉત્પન્ન થયો છે. નવલવિહારીનું ચારિત્ર્ય દિનપ્રતિદિન નષ્ટ થવા માંડયું છે. તે નીતિના માર્ગપરથી ધીમે ધીમે પતિત થવા માંડયો છે. વેશ્યાઓના નાચ ગાનમાં ગુલતાન રહી, કુમાર્ગગામી મિત્રોના મંડળો એકઠાં કરી તે મદિરાપાન તથા વેશ્યાગમન જેવા નીચ કર્મોમાં પણ પ્રવૃત્ત થઇ ગયો છે. વળી અકસ્માત્ કોગળીયાના રોગમાં તેના ત્રણ બંધુઓ તથા તેના પિતાનું મરણ વશ થવાથી હાલમાં તે સ્વતંત્ર થયો છે. હજી યુવાન બંધુઓનાં મરણ થયાંને બે માસનો સમય પણ વીત્યો નથી. છતાં પણ તે તેનો લેશ

માત્ર પણ શોક ન કરતાં વિલાસ અને વૈભવોના ઉપભોગમાં જ રચ્યો પચ્યો રહે છેઃ આજે તેને ત્યાં એક મોટો જલસો ઉજવી તેણે શહેરના લુચ્ચા તથા બદમાશોને એકઠા કરી, વારાંગનાના નૃત્યમાં અને શરાબીમાં લગભગ પાંચ હજાર રૂપિયાનું પાણી કરી નાખ્યું છે. તે પરદારાપરાયણ પોતાની જમીનદારી તરફ પણ કશું ધ્યાન આપતો નથી. અરે ! તેની વિધવા માતાના વિલાપને પણ લક્ષમાં લાવતો નથી. હરગોવિંદ શાસ્ત્રી નામના એક દુષ્ટ ન્યાયાધીશની સાથે પણ તેણે મિત્રાચારી બાંધી છે. તે દુષ્ટ હરગોવિંદે ભૂષણાનગરીના નાગરિકોપર જે જુલ્મ ગુજારવા માંડયો છે, તેની કશી હદજ રહી નથી. મારા સાંભળવા પ્રમાણે આપણા પરમપ્રિય માનનીય પંડિત કામદેવના મુનીમ ઇંદ્રનાથને વિના વાંકે બંદીખાનામાં જિન્દગીભરને માટે મોકલી આપ્યો છે. તેની બાલિકા પત્ની અંબાલિકાને સુંદરીમોહન નામના એક જાલિમ જમીનદારને અપાવવાની વ્યવસ્થા કરી છે.' તે ઉપરાંત ધર્મનિકેતન નામથી ઓળખાતા મહા ભયંકર પાપનિકેતનમાં પણ તેણે અસંખ્ય અત્યાચારો આદરવા માંડયા છે. આજ કાલ ભૂષણાનગરીમાં જે કાંઇ ચોરી, મારામારી, ખૂનરેજી અને દગાબાજી ચાલી રહી છે, એ સર્વનો ઉત્પાદક તે હરગોવિંદ જ છે. તેણે રતનદાસ લૂટારાની સાથે સંબંધ બાંધી શહેરમાં લૂટફાટ ચલાવવાનો પ્રબંધ કર્યો છે. આવા આવા અનેક જુલ્મીઓની સોબત કરી નવલવિહારી અધર્મના માર્ગે ચાલવા માંડ્યો છે. જો મને પ્રથમથી જ એવી ખબર મળી હોત કે, નવલવિહારીએ પોતાની મદિરાપાન સ્થાપક સભામાં મને આમંત્રિત કર્યો છે, તો હું કદી પણ ત્યાં જાત નહિ. હું જ્યારે નવલવિહારીની સભા વિસર્જન થઈ, ત્યાર પછી તેને કેટલોક બોધ આપવા માટે રોકાયો હતો, તેથી જ મને આજે અહીં આવવામાં

આટલો બધો વિલંબ થયો છે. પણ મંજુલા પાપના માર્ગમાં પ્રવેશેલા નવલવિહારીએ મારા ઉપદેશનો અનાદર કરી આજે મારૂં ભયંકર અપમાન કર્યું છે. હવે તેને સુધારવાની બધી આશાઓપર પાણી ફરી વળ્યું છે.”

આ સાંભળી નવરત્નની પ્રિયતમા મંજુલાએ ઘણા જ દુઃખભરેલા સ્વરથી કહ્યું:—“પ્રાણનાથ ! મને આશ્ચર્ય માત્ર એજ થાય છે કે, મનુષ્યને ઈશ્વરે સર્વ પ્રકારનાં સુખો તથા સાધનો આપવા છતાં મનુષ્યની મહત્વાકાંક્ષા શાં કારણથી તૃપ્ત નહિ થતી હોય વારૂ ? તમે જે નવલવિહારીની વાર્ત્તા કહી રહ્યા છો, તે જ નવલવિહારીની પત્ની મારી માસીયાઇ બ્હેન થાય છે. આજથી બે ચાર દિવસ પહેલાં તે આપણે ઘેર આવી હતી અને તેણે પોતાના દુઃખની મને જે જે વાતો કહી હતી, તેનું સ્મરણ થતાં મારી છાતી પણ ફાટી જાય છે ! તે કહેતી હતી કે, મારા પતિએ હમણાં એ દુષ્ટ હરગોવિંદ શાસ્ત્રીની સહાયતાથી આ શહેરની એક પરમ ભગવદી વારાંગના મનોહરાને તેના મહાલયમાંથી ઉપાડી લાવી પોતાના શહેર બહારના મહાલયમાં કેદ રાખી છે. તે બિચારી નિરાધાર અને ધર્મમયી અબળાપર તેણે ઘણાં ઘણા જુલ્મો ગુજાર્યા છે, પણ તેમ છતાં તેણે પોતાના ધર્મપરથી ચલિત થવાની લેશ માત્ર પણ ભાવના પ્રકટ કરી નથી. નવલવિહારી આવતા સોમવારને દિવસે રાત્રિના બાર સાડાબાર વાગ્યે પોતાના બે વિશ્વાસુ અનુચરો સહિત જે મહાલયમાં મનોહરાને કેદ રાખવામાં આવી છે, ત્યાં જવાનો છે અને ત્યાં ગયા પછી તેને ધર્મભ્રષ્ટ કરવાના નિશ્ચયપર આવી ગયો છે. હું ધારૂં છું કે, જો એ સમયે એને કોઇ પણ વ્યક્તિ નહિ બચાવે, તો એના ધર્મનું સંરક્ષણ કોઈ પણ રીતે થઈ શકશે નહિ.”

" હેં શું મનોહરાને નવલવિહારીએ પોતાના મહાલયમાં કેદ કરી છે, અરે એટલું જ નહિ, પણ તે તેને ધર્મભ્રષ્ટ કરવા ધારે છે? શું આ સર્વ વાર્ત્તા સત્ય છે ? " નવરત્ને અજાયબીથી પૂછ્યું.

" હા–પ્રભુ ! એમાં અસત્યનો રંચ માત્ર પણ નથી. નવલવિહારીની સ્ત્રી અસત્ય બોલે તેવી નથી. તે એક અતિ પુણ્યમયી લલના છે. તે એમ પણ કહેતી હતી કે, નવલવિહારીએ તથા હરગોવિંદ ન્યાયાધીશે મળીને આ શહેરના અનેક પરિવારોનું પતન કર્યું છે. અનેક કુળ કામિનીઓની કીર્ત્તિને બરબાદ કરી છે તથા અનેક કુમારીકાઓના કૌમાર્યનો ભંગ કર્યો છે. ધનવાનોનાં ધન લૂટવામાં ધનકીટ હરગોવિંદ રોકાયો છે અને આબરુદારની આબરૂ લેવામાં નવલવિહારી પ્રવૃત્ત થયો છે. બીજી તરફ લૂટારાઓએ જુલ્મની તલ્વાર ચલાવી લોકોના ધનમાલ, મિલ્કત લૂટવાનો વ્યવસાય શરૂ કરી દીધો છે. આવી સ્થિતિમાં શહેરની આબાદી શી રીતે સાચવી શકાશે, એની કશી કલ્પના પણ કરી શકાતી નથી. નકરે નારાયણને કદાચ આપણા મહાલયને લૂટવાની પેરવી થાય, તો તેમાં પણ કશી અજાયબી નથી."

" એ વિષયમાં ચિંતા કરવાનું કશું કારણ નથી–પણ હાલ તરત મને ચિંતા એજ થઈ પડી છે કે, બિચારી મનોહરા વારાંગનાને એ પાપાત્માના પંજામાંથી કોણ બચાવશે? તેના જેવી ધાર્મિક નારી મેં બીજે ક્યાંય પણ જોઇ નથી. આખી ભૂષણાનગરીમાં તે એક આદર્શ સ્ત્રી છે. તેનાપર આવો અત્યાચાર થાય એ વાસ્તવિક નથી, ઇશ્વરે જ્યારે મને શક્તિ આપી છે, ત્યારે મારે તેનો તથા તેના ધર્મનો બચાવ અવશ્ય કરવો જ જોઇએ. " ઉદારહૃદય નવરત્ન પોતાના હાર્દિક વિચારો દર્શાવવા લાગ્યોઃ– " પ્રિયા ! ગમે તેમ કરીને મારે એ મનોહરાને બચાવવી જોઇશે. કારણ કે, ધર્મપર આ-

પદ આવે ત્યારે ધાર્મિક મનુષ્યે બનતી મદદ અવશ્ય કરવી જ જોઇએ. આજકાલ ભૂષણાનગરીમાં જે અત્યાચાર વધી પડ્યો છે. તેને પણ અટકાવવો જોઇએ. જો હવે એ જુલ્મની જાળને નહિ છેદી નાખવામાં આવે તો શહેરમાં કોઈપણ ધનવાન પોતાના ધનને બચાવી શકશે નહિ, એ અત્યાચારના યોગે ધનવાનોના ધન લૂંટાશે, ધર્મિઓના ધર્મ નષ્ટ થશે, સતીઓનું સતીત્વ જશે અને પાપનો પ્રચાર પૂર્ણતાથી વધી જશે. ચિંતા નહિ, હું ગમે તે ઇલાજે અને છેવટે જીવના જોખમે પણ મનોહરાને બચાવીશ."

"પ્રાણેશ ! મારી પણ એજ અનુમતિ છે કે, ધર્મના કાર્યમાં યોગ્ય સહાયતા કરી મનુષ્યત્વનો પરિચય પ્રત્યેક પ્રાણીમાત્રે કરાવી આપવો જોઈએ. કારણ કે, ઈશ્વરે આ મનુષ્યદેહ મનુષ્યજાતિના કલ્યાણ માટે જ આપ્યો છે. જેમના હૃદયમાં દયા કે મનુષ્યપ્રેમ નથી, તે મનુષ્ય નહિ પણ પાષાણ છે. પ્રેમથી જ જગત્ જીવે છે, ઇશ્વરપણ સાક્ષાત્ પ્રેમસ્વરૂપ જ છે. પ્રેમના સંબંધમાં એક વિદ્વાને કેવા સુંદર અને બોધપ્રદ ભાવો પ્રકટ કરી બતાવ્યા છે, અહા ! તે ભાવો કેવા ઉત્તમ છે:—

"પ્રેમ હૈ સોના ખરા તાંબા તમો ગુણ કા કલા:
મેલ મેં યહ 'મેલ' હોના હૈ નહિં બિલ્કુલ ભલા:
આંચ લગને સે જરા યહ રંગ રહનેકા નહીં:
અન્તકો ખોટે ખરે કા સંગ રહેનેકા નહીં.
સત્ય, શિવ, સુંદર સદા પ્રિય પ્રેમ પ્રભુકા રૂપ હૈ:
ઔર મતલબ ગાંઉનેકી ચાહ અન્ધા કૂપ હૈ;
પ્રેમ મેં આભાસ ભી અશ્લીલ બાતોં કા નહીં;

નામ ભી સ્વાર્થી જનોં કી ઘોર ઘાતોં કા નહીં,
કર્મ યોગી પ્રેમિયોં કો કર્મ હી કી ચાહ હૈ;
કષ્ટ લાખોં, મગર ઇસકી ન કુછ પરવાહ હૈ;
પ્રેમ કાંચન કી કસૌટી દુઃખ સંકટ કષ્ટ હૈ;
ખૂબ કસ કર દેખલો, બસ યહ પરીક્ષા સ્પષ્ટ હૈ. ”

માટે આ પ્રેમધર્મ બજાવી એ નિરાધાર અબળાનો બચાવ અવશ્ય કરો. ” મંજુલાએ કહ્યું.

“ બહુ સારૂં. એમ જ કરીશ.” પણ હવે રાત્રિ બહુ જ જવા આવી છે, માટે ચાલો આપણે નિદ્રાવશ થઇએ.” આમ કહી નવરત્ન શય્યાશાયી થયો. ત્યાર પછી મંજુલા પણ સુઇ ગઇ.

\+ \+ \+ \+

બીજે દિવસે પ્રભાતમાં નવરત્ન પોતાના બેઠકખાનામાં બેસી મનોહરાને મુક્ત કરવાના વિચારમાં ગુંથાઈ ગયો હતો. એ સમયે પંડિત કામદેવ નવરત્નના પિતાને કોઇ પણ કારણસર મળવા માટે આવી પહોંચ્યો. પરંતુ એ સમયે નવરત્નનો પિતા જમીનદારી સંબંધી કેટલાંક જરૂરી કામો માટે બહારગામ ગયો હતો. પિતાની ગેરહાજરીમાં પણ નવરત્ને પંડિતજીનું સન્માન કરવામાં કશી પણ ખામી આવવા દીધી નહિ. તેણે ઘણા જ સન્માન સહિત પંડિતજીને એક આસન પર બેસાડી કુશળ સંવાદ પૂછી પાનસોપારી ખવડાવી ઘણા જ વિનયીસ્વરથી કહ્યું:—“ મહાશય કામદેવજી ! આપને આજે મારે ત્યાં અનાયાસે જ પધારેલા જોઇ ઘણો જ આનંદિત થાઉં છું. કારણ કે, ઘણા દિવસ થયાં મારી ઇચ્છા આપની મુલાકાત કરી એકાદ બે ગંભીર વિષયોની ચર્ચા ચલાવવાની હતી. મેં આજે જ મારા એક અનુચરને આપને બોલાવવા માટે મોકલ્યો

છે. અને મારા ધારવા મુજબ તે હજી આપને ઘેર જ પહોચ્યો હશે. મને આશા છે કે, આપ મારી સાથે કોઇ પણ પ્રકારનો સંકોચ રાખ્યા વિના હું જે કાંઇ પ્રશ્ન પુછું, તેના યથાર્થ ઉત્તરો આપવાની ઉદારતા અવશ્ય દર્શાવશો જ. ”

“ નવરત્ન ! હું આજે તમારા પિતાની કેટલીક ખાસ સલાહ લેવા માટે આવ્યો હતો, પરંતુ તેમના બહારગામ જવાના સમાચાર સાંભળી મારી તે સલાહની આશા પૂર્ણ થાય તેમ લાગતું નથી. પણ તમે મારી સાથે કયા કયા વિષયની ચર્ચા ચલાવવા ઇચ્છો છો વારૂ ? ” પંડિત કામદેવે પૂછ્યું.

“ આપના મુનીમપર જે તદ્દન બનાવટી અને જૂઠો આરોપ મૂકી તે બિચારાને ન્યાયાધીશ હરગોવિન્દ શાસ્ત્રીએ જીવનપર્યન્ત બંદીવાન બનાવ્યો છે, એને માટે હવે આપ કાંઇ આગળ પગલાં ભરવા ઇચ્છો છો ખરા કે નહિ વારૂ ? ” નવરત્ને અત્યંત આતુરતાથી પૂછ્યું.

“ શું મારા મુનીમ ઇંદ્રિનાથપર બનાવટી આરોપને સાબીત કરનાર હરગોવિંદ શાસ્ત્રી છે ? નહિ—કદાપિ નહિ. તેઓ તો એક ઘણાજ ભલા અને પરોપકારી પુરૂષ છે. મેં ઇંદ્રિનાથને છોડાવવા માટે જ્યારે તેમને ભલામણ કરી ત્યારે તેમણે મને ઘણું જ આશ્વાસન આપી ઇંદ્રનાથને ગમે તે પ્રકારે મુક્ત કરવાનું વચન પણ આપ્યું હતું વળી ગઇ કાલેજ તેમણે બાદશાહી દરબારમાં અરજી કરાવી ઇંદ્રને મુક્ત કરવા માટે પોતાનો સારો અભિપ્રાય પણ લખી આપ્યો હતો. મારે માટે તેઓ ખરા જિગરથી કામ કરે છે. દુનિયામાં મેં ઘણા ઘણા માણસો જોયા છે, પરંતુ તેમના જેવા ઉદાર અને નિરાભિમાન પુરૂષો બીજા કોઇ વિરલ જ મળી આવશે. ” પંડિત કા-

મદેવે પોતાની સરળતા પ્રકટ કરી.

" મહાશય સરળ મનુષ્યો આખા વિશ્વનાં મનુષ્યોને સરળ જ માને છે. આપ સરળ, ઉદાર અને પરોપકારી પુરુષ છો, એથી હરગોવિંદ જેવા ઘોર પાપાત્માને પણ તેવો જ માનો છો, પરંતુ વાસ્તવિક રીતે તે એક અતિ ભયંકર પુરૂષ છે. તેણે આપની સાથે દગો કરી ખોટી અરજી લખાવી છે, પરંતુ તે અરજીને બાદશાહી દરબારમાં પહોંચતાં પહેલાં જ તે અગ્નિનારાયણના ઉદરમાં પધરાવી દેશે. બાળીને ભસ્મીભૂત કરી નાખશે. આજ સુધીમાં તેણે અનેક કાળાં કામો કર્યાં છે. આજકાલ તે એવાં એવાં જાલિમ કામો કરી રહ્યો છે કે, તેનો કશો અવધિ જ રહ્યો નથી. એક કેળવાયલા પુરૂષે જેટલી સીમા સુધી સદ્‌વર્ત્તન રાખવું જોઇએ, તેટલો જ તે દુરાચારના પ્રવાહમાં ધસડાવા માંડ્યો છે. વિશેષ શું કહું ? સુંદરીમોહન નામના એક જુલ્મી જાગીરદારની સાથે અંબાલિકાનાં લગ્ન કરાવવા માટે જ તેણે બધા બનાવટી કાગળો કરી ઇંદ્રનાથપર ખોટો આરોપ મૂકી તેને બિચારાને જિન્દગી સુધી બન્દીખાનાની ભયંકર પીડા ભોગવવા માટે મોકલી આપ્યો છે. તે ઉપરાંત મનોહરા વારાંગના કે જે આજકાલ આખી ભૂષણાનગરીમાં એક આદર્શ સ્ત્રી તરીકે ઓળખાય છે, તેને બિચારીને નવલવિહારી નામના એક લંપટ, વ્યભિચારી, દારૂડીયા, ઉચ્છૃંખલ, અવિચારી અને ઉદ્ધત જમીનદારદ્વારા અપહરણ કરાવી તેના ભયંકર મહેલમાં કેદ કરાવી છે. આવા આવા અનેક જુલ્મો કરનાર એક કાપુરૂષને આપ ધાર્મિક પુરૂષ કહો છો, એ વાર્ત્તાપર મને તો લેશ માત્ર પણ વિશ્વાસ બેસી શકતો નથી." નવરત્ને બધો ભંડો ફોડી નાખ્યો.

" પણ કેટલીક વાર સાંભળેલી વાતો જૂઠી પણ પડે છે. જ્યાં

સુધી બરાબર પ્રમાણો ન મળી શકે, ત્યાં સુધી કોઈનાપર જૂઠો આક્ષેપ મૂકવાનું હું પસંદ પણ કરતો નથી. અસત્યના આવરણથી સત્ય વાર્ત્તા છુપાઈ જાય છે અને નિર્દોષ મનુષ્ય દોષિત ઠરે છે. જગત્‌માં આજકાલ આવા એક નહિ પણ અસંખ્ય બનાવો બનતા જોવામાં આવે છે. મારી માન્યતા પ્રમાણે તો હરગોવિંદ શાસ્ત્રી એક પવિત્ર પુરુષ જ જણાય છે. " હરગોવિન્દ શાસ્ત્રીમાં અતિશ્રદ્ધા મૂકી પંડિત કામદેવે કહ્યું.

" ના, મહાશય ! પ્રમાણ સિવાય હું કદાપિ કોઈ પણ વ્યક્તિપર જૂઠો આરોપ મૂકતો જ નથી હું આ બધી વાતોને બહુ સારી રીતે જાણી શક્યો છું તથા હરગોવિંદ શાસ્ત્રીના સંબંધમાં પણ ઘણીવાર આવી ચૂક્યો છે. તે ખરેખર બહારથી ડોળ રાખવામાં એક્કો છે. આડંબર એ જ તેના જીવનનું ધ્યેય થઇ પડયું છે. પરંતુ અંદરથી તે તેવો જ સડેલો છે. તે તેની ધાર્મિકા પત્નીનું ખૂન કરવાના નિશ્ચયપર પણ આવી ચૂક્યો હતો. " નવરત્ન હરગોવિંદના બધાં કારસ્થાનોનો ભેદ ફોડવા લાગ્યોઃ—" લાંચ કે રિશ્વત લઇ તેણે અનેક ધનવાનોનાં રતનદાસ લૂટારાદ્વારા ધન લૂંટાવ્યાં છે. પોતાની કુવાસના તૃપ્ત કરી ધર્મનિકેતનના ધર્માધ્યક્ષ ખાં સાહેબ દ્વારા અનેક ધર્મ ધારિણી લલનાઓના ધર્મને નષ્ટ કરાવ્યા છે. તેણે તો હવે કાળો કેર વર્ત્તાવ્યો છે.

" પરનારમાં આસક્ત થઈ તે પાપ પંથે ધાય છે;
ધનવાનના ધનને લૂટીને માલ મલીદા ખાય છે:
સાધુજનોની સાધુતાનો નાશ કરતો જાય છે:
સતીઓ તણા શીલને હણી એ ઘોર પાપી થાય છે:

પીડન અને પાપત્વમાં શયતાન બનતો જાય છે.
રૈયત બિચારી રાંકડી એ પાપથી રીબાય છે. ”

“ ત્યારે શું તેણે મારા જેવા એક સરળ મનુષ્યની સાથે પણ દગાની બાજી ચલાવી છે ? અનીતિ સત્તા આટલી સીમા સુધી બિછાવી છે ? ” પંડિત કામદેવે અજાયબીથી પૂછ્યુ.

“ હા. એ શયતાને શયતાનપણાની હદ કરી બતાવી છે, જુલ્મ અને દગાની બાજીને બહોળા પ્રમાણમાં બિછાવી છે. મહાશય ! સંસારમાં મુખથી મિષ્ટ વદનાર મનુષ્યોમાંના ઘણા ખરા ઘોર પાપાત્માઓ જ હોય છે. તેઓ પોતાની મીઠી વાણીથી ભોળાં જનોને ફસાવી પોતાનાં કારસ્થોમાં ફાવી જાય છે.

“ વદે જે મુખથી મીઠું, હૃદયમાં ઝેર ધારે છે;
રહે જે ધ્યાનમાં બગલું ખરે એ મીન મારે છે;
કરે છે ડોળ જે ખોટા (તે) જનો ભોળાં ફસાવાને;
ધરે છે ઢાલ નીતિની (તે) ગરીબોને કપાવાને;
નહિં ન્યાયી અને શાણા કદાપિ ડોળને ધરતા,
સદા પાખંડ વાળા જે અનર્થો સર્વ તે કરતા. ”

માટે પંડિતજી ! હરગોવિંદને માટે આપના મનમાં જે કાંઈ જૂઠી શ્રદ્ધા હોય, તેને આજથી સર્વથા દૂર કરો અને એના અનાચારને આટલેથી જ અટકાવવાના પ્રયત્નને ઉરમાં સ્થાન આપો. ”

જે સમયે નવરત્ન તથા પંડિત કામદેવ આ પ્રમાણે વાર્તાલાપમાં ગુંથાયા હતા, તે સમયે એક લોહીથી ખરડાયલાં કપડાંવાળા પુરૂષે નવરત્નના બેઠકખાનાના દરવાજા પાસે આવી મોટેથી પોક મૂકી રડવા માંડયું. એ સાંભળી નવરત્ન તરત જ બેઠકખાનામાંથી ઉઠી દરવાજા પર આવ્યો અને તે પુરૂષને ઉદ્દેશીને બોલ્યો:—“ કેમ

ભાઇ! તું આમ પોક મૂકી રડે છે શા માટે? શું તને અનાજનો અભાવ છે કે વસ્ત્રની અગત્ય છે વારૂ? તારે જે કાંઈ જોઇએ તે વિના સંકોચે માંગી લે. તમારા જેવા ગરીબોને માટે મારા ઘરનાં દ્વાર સદાને માટે ખુલ્લાં છે. પણ ભાઈ! આ શું? તારા માથામાંથી લોહીની ધારાઓ કેમ વહી રહી છે? તારૂં આખું શરીર રક્તથી તરબોળ કેમ બની ગયું છે?"

" પરવરદિગાર! મારા દુઃખની વાત શું કહું? શહેનશાહ ઔરંગઝેબના રાજમાં જે જુલ્મ ગુજરવા માંડયો છે તેની તો હવે કાંઇ હદ જ રહી નથી. બાપુ! અમારા જેવા ગરીબ માણસોથી હવે અમલદારોનો જુલ્મ સહી શકાતો નથી." તે આવનાર વૃદ્ધ પુરુષે રડતાં રડતાં કહ્યું:—" કદાચ જો અમારાં ઘરબાર કે માલમિલ્કત લૂટવાથી જ તેમને નિરાંત થતી હોય તો પણ ધૂળ નાખી! ભગવાન તે બધું પાછું આપશે. પણ આવો જુલ્મ તો અમે કદી પણ જોયો નથી, અરે સાંભળ્યો પણ નથી. હાય—શું કહું?—"

આમ કહેતાં કહેતાં તે વૃદ્ધની આંખોમાંથી આંસૂનાં પૂર વહેવા માંડયાં. તે બિચારાનો કંઠ રૂંધાઇ ગયો અને હૈયાપર આવેલા શબ્દો હોઠપર આવી અટકી પડયા. આ જોઇ નવરત્નને ઘણી જ દયા આવી. દયાળુ નવરત્નનું હૃદય ભરાઇ આવ્યું. દુઃખી અને દીનજનોનો બેલી નવરત્ન પણ આંખમાંથી એકાદ બે ટીપાં પાડયા વિના રહી શકયો નહિ. તેણે ઘણા જ કોમળ અને સ્નેહભર્યા સ્વરથી કહ્યું:— " ભાઇ! તમારાપર કેવા પ્રકારનો જુલ્મ ગુજારવામાં આવ્યો છે અને તે જુલ્મ ગુજારનાર કોણ છે વારૂ? કહો, મારી પાસે સંકોચ રાખવાનું કશું પણ કારણ નથી. હું મારાથી બનતી મદદ કરી તમારા દુઃખમાં અવશ્ય કાંઈક ભાગ પણ લઈશ."

" બાબૂજી! હું આપના પિતાજી પાસે જ મારા દુઃખની ફરીઆદ કરવા આવ્યો હતો, પણ તે દરમ્યાન આપની મુલાકાત થવાથી મને તેથી પણ વધારે સંતોષ થયો છે. મેં સાંભળ્યું છે, કે આપ એક પરોપકારી અને સજ્જન છો. ગરીબોના દુઃખો ભાંગવામાં આપ હંમેશાં તૈયાર રહો છો." વૃદ્ધે કહ્યું.

"પણ પિતાજી તો હમણાં ઘેર નથી. હાલ તુરત તેમની સાથે તમોને મુલાકાત થાય તેમ પણ નથી. આવો, તમે મારા આ બેઠકખાનામાં આવી તમારા દુઃખનું કારણ જણાવો."

વૃદ્ધ નવરત્નની સાથે બેઠકખાનામાં ગયો. નવરત્ને તેને એક આસનપર બેસાડી મૃદુતાથી કહ્યું: "હં–હવે તમારાપર જે કાંઇ જુલ્મ ગુજરેલો છે, તેની બધી બીનાં કહી સંભળાવો."

" બહુ સારૂં,જ્યારે આપનો આવો આગ્રહ છે અને આપ આપના પિતાજીના જેવા દયાળુ પુરુષ છો, ત્યારે હું મારાપર આજે જે કાંઈ વીતી છે, તેની બધી હકીકત આપને કહી સંભળાવું છું. સાંભળો." આમ કહી વૃદ્ધે પોતાનો આત્મવૃત્તાંત કહેવાની શરૂઆત કરી:—"મારે આ સંસારમાં કેવળ એક કન્યા સિવાય બીજું કોઈ સગું કે વહાલું નથી. એ કન્યાના સ્નેહથી જ હું મારી આ વૃદ્ધવયમાં મારૂં જીવન વીતાડી રહ્યો છું. ભગવાને મને અન્નપાણીથી સુખી કર્યો છે. પણ મારાં સઘળાં સગાંઓ કાળને આધીન થયાં છે. મેં મારી કન્યાપરના અત્યંત સ્નેહને લીધે તેનાં લગ્ન કરવાનો પણ કશોય નિશ્ચય કર્યો નથી. પરંતુ મારાં કમનસીબે આજે મારૂં એ કન્યારત્ન પણ દુરાચારીઓ દ્વારા લૂટાઇ ગયું છે. એ કન્યાનો બચાવ કરવા જતાં જ મારી આવી ખુવારી થઈ છે. આજે રાત્રે એકાએક ચાર પાંચ લૂટારાઓ એકદમ મારા ઘરમાં પેસી ભારી તૂફાન મચાવી

મારા શરીરપર સારી રીતે લાકડીનો સપાટો ચલાવી મારી કન્યાને ઉપાડી ગયા છે. મેં તેને ખોળવા માટે ઘણુંયે ફાંફાં માર્યાં. પણ ભાઇ ! ક્યાંયથી પણ એ લાડકી કન્યાનો મને પત્તો મળી શક્યો નથી. મેં કન્યાને બચાવવા માટે મારાથી બનતી બધી કોશિશો કરી હતી, પણ એકી સાથે પાંચ લૂટારાઓના બળવાન શરીરને ન પહોંચી શકવાથી મારાથી કોઇ પણ રીતે તેનો બચાવ થઇ શક્યો નથી.” આમ કહી વૃદ્ધ ફરીવાર ડુસ્કાં મૂકી રડવા લાગ્યો. પરદુઃખે દુઃખી થનાર કામદેવનું હૃદય પણ પીગળી ગયું. તે તે વૃદ્ધના મુખ તરફ જોતો તથા તેની વાત સાંભળતો અજાયબીથી બેસી રહ્યો. નવરત્ને કહ્યું:—“ત્યાર પછી શું થયું ? તે દુષ્ટ લૂટારાઓ કોણ હતા, તથા કઇ તરફ તમારી કન્યાને ઉપાડી ગયા હતા વારૂ ?”

“એ વખતે મારા શરીરપર ખૂબ માર પડવાથી, લાકડીના ઝપાટામાં આવવાથી હું તદ્દન બેભાન બની ગયો. મારા બે પાડોસીઓ પણ જાગી ઉઠયા હતા. પરંતુ તેમને બિચારાઓને પણ ધર્મ કરતાં ધાડ ઉઠી છે, તેમને પણ મારી પેઠે લાકડીઓના સપાટામાં આવી બેભાન થવું પડયું હતું. એથી એ લોકો કેણી તરફ એનો કશો પણ પત્તો જ મળી શક્યો નથી. આજે સવારના પહોરમાં જ હું કોટવાળને આ બાબતની જાહિરાત આપવા ગયો હતો, પણ તેણે તો મારી કશી પણ વાત સાંભળ્યા કારવ્યા સિવાય મને ધક્કો મારી કાઢી મૂક્યો હતો. ત્યાર પછી હું ન્યાયાધીશ હરગોવિંદ પાસે ગયો હતો. તેણે તો મારા પર તે વખતે જે જુલ્મ ગુજાર્યો હતો, એનું મારાથી કશું વર્ણન જ થઇ શકે તેમ તથી. તે ક્રૂર વિકરાળ રાક્ષસે મારી રાવફરિયાદની કશી પણ દાદ આપ્યા સિવાય એકદમ મારા શરીરપર સોટીનો જ સપાટો ચલાવ્યો હતો. પછી હું શહેરનાં કાજી સાહેબ તથા ધર્મ-

નિકેતનના ધર્માધ્યક્ષ સમશીરખાં પાસે મારી ફરિયાદ લઈ ગયો હતો, ત્યાં પણ મારી તેવી જ રેવડી થઇ હતી. ભાઇ ! આ પ્રમાણે રખડી રખડીને છેક થાકી જવાથી હું અત્યારે આપના પિતાજી પાસે મારી ફરિયાદ કરવા આવ્યો છું. મને આશા છે કે, આપ મને મારા આ કામમાં જોઈતી મદદ જરૂર આપશો જ. ”

“ હા—હું તમને અવશ્ય મદદ આપીશ. તમારા જેવા દુઃખી જીવોને માટે હું મારી બધી મિલ્કત બરબાદ થશે તો તેથી પણ પાછો પડીશ નહિ. અરે કદાચ મારો જીવ જોઇતો હશે તો તે પણ આપીશ. પણ કહો જોઇએ કે, તમે અત્યારે મારા તરફથી કેવા પ્રકારની સહાયતા માગો છો ? ” નવરત્ને ઉદારતાથી પૂછયું.

“ મને બીજી કશી પણ સહાયતા જોઈતી નથી. હું કેવળ આપના મહાલયના બે પ્રહરગીરોની મદદ માગું છું. જો તેઓ બન્ને બળવાન પ્રહરીઓ મારી સાથે હશે તો હું પૃથ્વીના પડમાંથી પણ હું મારી કન્યાનો પત્તો મેળવી શકીશ. અત્યારે મને મદદ કરે તેવું બીજું કોઈ પણ સગું વહાલું ન હોવાથીજ હું આપની પાસે એ બે પ્રહરીઓની માગણી કરૂં છું. મને આશા છે કે, મારી કન્યા ઘણું કરીને શાહ સાહેબના કહેવાતા ધર્મનિકેતનમાં પણ ખરી રીતે પાપનિકેતનમાં જ હશે. ” વૃદ્ધે આશાન્વિત થઈ કહ્યું.

“ બહુ સારૂં. હું હમણાં જ તેમને બોલાવી આપું છું. ” આમ કહી નવરત્ને પોતાના એક અનુચરને બળરામ તથા શિવસદન નામના બે બળવાન તથા કુસ્તીબાજ પ્રહરીઓને એ વૃદ્ધની સાથે મોકલવાની આજ્ઞા કરી. અનુચર તરત જ પેલા વૃદ્ધ પુરુષને સાથે લઇ પ્રહરીઓ પાસે તેડી ગયો. જતી વેળાયે વૃદ્ધે કહ્યું:—“ બાબૂજી ! આપે આપના આ રામચરણ સેવકપર જે ઉપકાર કર્યો છે, તેને

તે પોતાની જિન્દગીમાં કદી પણ ભૂલી શકશે નહિ. ”

. “ એમાં ઉપકાર માનવાની કશી પણ જરૂર જ નથી. મેં તો કેવળ મારી ફરજ જ બજાવી છે. ” નવરત્ને વૃદ્ધના કથનનો યોગ્ય જવાબ આપ્યો.

વૃદ્ધ કૃતજ્ઞતાપૂર્વક ઉપકાર માની નવરત્નના અનુચર સાથે પ્રહરીઓ પાસે ચાલ્યો ગયો.

ત્યાર પછી પંડિત કામદેવને ઉદ્દેશી નવરત્ને કહ્યું:—“ જોયુંને મહાશય ! આપ જે હરગોવિંદ શાસ્ત્રીની આટલી બધી પ્રશંસા કરી રહ્યા છો, એના સડેલા જીવનની હવે તો આપને ખાત્રી થઇ ને ? મહાશય ! આવા આવા તો તેણે અનેક અત્યાચારો કર્યા છે, એક એક મહા જુલ્મી અધિકારી છે. ગમે તે ઉપાયે એના અસ્તિત્વને નષ્ટ કરવા માટે ભૂષણાનગરીના નાગરિકોએ કાંઇક પણ પ્રયત્ન તો અવશ્ય કરવો જ જોઇએ. ”

પંડિત કામદેવ સહજ ઝાંખવાણો પડી ગયો. તેણે દિલગીરી ભરેલા અવાજે કહ્યું:—“ હા–ભાઇ ! તમારી વાર્તા સત્ય નિવડી છે. જે પુરૂષને હું મહા પવિત્ર માનતો હતો, તે અવિચારી, અનાચારી, ઉદ્ધત અને અત્યાચારી નિવડયો છે. ભાઇ ! દુનિયામાં કોઇનું પેટ સૂઝતું નથી. કેટલીક વાર મહાધૂર્ત મનુષ્યો સરળ મનુષ્યોનો શિકાર કરવા માટે અધર્મની જાળ વિસ્તારે છે અને તે જાળમાં બિચારાં ભોળાં માણસો સહજમાં સપડાઇ જાય છે. પણ હવે એ સર્વ વિષયની ચર્ચા ચલાવતાં પહેલાં એ અધમ હરગોવિંદના અત્યાચારને અટકાવવાનો પ્રબંધ કરવો જોઇએ. જો હવે એના અત્યાચારને નહિ અટકાવવામાં આવે તો પરિણામ અતિ ભયંકર આવશે. ”

“ કેમ મહાશય ! હવે આપ આટલી બધી ઉતાવળ શા માટે

કરો છો ? મારાં વચનોપર આપને અત્યાર સુધી તો લેશમાત્ર પણ શ્રદ્ધા જ નહોતી. પણ જ્યારે આપે આપની નજરો નજર એ અનાચારીના અનાચારનું પ્રત્યક્ષ પ્રમાણ જોયું છે, ત્યારે જ આપને એના અનાચારોને અટકાવવાની પ્રબળ ઇચ્છા થઇ આવી છે. પણ હવે એના અત્યાચારને શી રીતે અટકાવવા જોઇએ, એનો વિચાર કરતાં મને જણાઇ આવે છે કે, જો સમ્રાટ્ શાહજહાંના પુત્ર શાહસુજાને આ વાર્ત્તા જણાવવામાં આંવશે, તો આ બધા અત્યાચારો આટલેથી જ અટકી પડશે. શાહસુજા એક ઘણો જ ભલો માણસ છે. જો કે વિલાસિનતાના પ્રવાહમાં તે પણ તણાઈ ચૂકયો છે. તેમ છતાં પણ તેના હૃદયમાં દયા અને અનુકંપાનો વાસ તો અવશ્ય છે જ, માટે મારી ઇચ્છા તો શાહસુજાને જ એક અરજી કરવાની અથવા તો રૂબરૂમાં મળી ભૂષણાનગરીમાં વ્યાપેલા અનાચારોનો ભાંડો ફોડવાની છે. કેમ, આ વિષયમાં આપ શો અભિપ્રાય આપો છો ? " નવરત્ને પૂછ્યું.

" પણ શાહસુજા જેવા એક બાદશાહ જાદાની મુલાકાત તમે ધારો છો, તેવી સહેલાઇથી શી રીતે થઇ શકશે ? તે એક મહાશક્તિ સંપન્ન સમ્રાટ્નો શાહજાદો છે અને આપણે સર્વ સામાન્ય જમીનદારો છીએ. તેની શક્તિના પ્રમાણમાં આપણી શક્તિ શૂન્ય છે. આવા સંજોગોમાં હું ધારૂં છું કે, તમારી તે યુક્તિનું યથાર્થ ફળ પ્રાપ્ત થઈ શકે તેમ નથી. " કામદેવે નિરાશાથી કહ્યું.

" એમાં નિરાશ થવાનું કશું પણ કારણ નથી. શાહસુજાની સાથે મારે સારી ઓળખાણ છે. જ્યારે તેઓ વર્દ્ધમાન નગરમાં શિકારાર્થ આવ્યા હતા, તે સમયે અરણ્યમાં મારી તેમની સાથે મુલાકાત થઇ હતી. મારી વાતચીત તથા સત્કારથી તેમણે મને એક મુદ્રિકા

પણ ઇનામ આપી હતી. એ મુદ્રિકા અત્યારે પણ મારી પાસે જ છે. મુદ્રિકા આપતી વેળાયે તેમણે જણાવ્યું હતું કે, જો કોઇ પણ વેળાયે જરૂર પડે તો આ મુદ્રિકા બતાવવાથી મારા પ્રહરીઓ કશી પણ અડચણ કર્યા સિવાય તમને મારા મહાલયમાં મારી મુલાકાત કરાવી આપશે. માટે મહાશય ! પ્રથમ તો આપ ભૂષણાનગરીના તમામ મોટા મોટા આબરૂદાર માણસોની સહીઓ લઇ એક અરજી તૈયાર કરાવો અને તે અરજીમાં અહીંના સર્વ અમલદારોનો ભંડો ફોડી નાખો. જ્યારે સહીઓ કરાવી અરજી તૈયાર થાય, ત્યારે મને એ અરજી લાવી આપજો, એટલે હું પોતે જ તે શાહસુજાને રૂબરૂમાં આપી આવીશ. વળી જ્યાં લગીમાં તમે એ અરજી તૈયાર કરાવશો, ત્યાં લગીમાં હું પણ મનોહરા વારાંગનાને નવલવિહારીના પંજામાંથી મુક્ત કરાવવાનું તથા તેવું જ એક બીજું કાર્ય કરી લઇશ." નવરત્ને કહ્યું.

"બહુ-સારૂં, તમારી આ યુક્તિ મને અત્યંત રૂચિકર થઇ પડી છે. હું એકાદ બે માસના અવધિમાં જ અરજી તૈયાર કરાવી લઇશ. એ દરમ્યાન તમે પણ તમારાં કામો પતાવી લેશો. અરજી તૈયાર થયે હું તમને લાવી આપીશ. પણ હવે સમય ઘણો જ વીતી ગયો છે. માટે હું રજા માગું છું." આમ કહી પંડિત કામદેવ નવરત્ન પાસેથી વિદાય લઇ પોતાના ઘર તરફ રવાના થયો અને નવરત્ન મનોહરાને મુક્ત કરાવવાના વિચારમાં ગુંથાઇ ગયો.



# પ્રકરણ ૨૦ મું



## કપટીની કપટલીલા

જેને પોષણુ નીચનું કરિ ઉછેર્યા, લાજ જેણે તજી;
પૂર્વે પાપ કરેલ જે ભુલિ ગયો, સંપતી દૈવે સજી;
દ્વેષી જે ગુણી જનનો, સરવ એવા ગુણુ જેમાં ભળે;
તેવા દુર્જનનાજ આશ્રય તળે, કહો સુખ કોને મળે ?

નીતિશતક.



પંડિત કામદેવના ચાલ્યા જવા પછી, ન્યાયાધીશ હુરગોવિંદ શાસ્ત્રી તેની અરજીને એક પેટીમાં બરાબર સંભાળપૂર્વક મૂકી દીધી. તેણે એ અરજીને બાદશાહી દરબારમાં ન મોકલતાં મનમાં જ વિચાર્યું કે, જો કદાચ એ મુકર્દમો દરબાર સૂધી પહોંચશે, તો તે પોતે એ અરજીની મદદથી જ સાબીત કરાવી શકશે કે, તેણે ગેરઈન્સાફ કર્યો નથી, પણ બરાબર કાયદાની સીમામાં રહીને જ બધું કામ કર્યું છે. ઈંદ્રિનાથના સત્યવાદી, આબરૂદાર અને ધનવાન શેઠ પંડિત કામદેવની અરજી જ પોતાની સહીસલામતી માટે એક અગત્યનું સાધન થઇ પડશે તથા ઇંદ્રનાથ અપરાધી છે અને તેણે રાજદ્રોહનો ભયંકર અપરાધ કર્યો છે, એ પણ સંપૂર્ણ રૂપે અપરાધી ઇંદ્રિનાથને ફસાવવા માટે મદદગાર થઇ પડશે તથા પંડિતજીની અરજી પણુ યથાર્થ રૂપે સાક્ષીભૂત થઇ પડશે. આ સર્વ કારણોથી જ

તેણે પંડિત કામદેવદ્વારા આવી અરજી લખાવી લઇ પોતાની પેટીમાં મૂકી. દીધી.

પંડિત •કામદેવ પોતાના પરમ મિત્ર વિચારક શાસ્ત્રી મહાશયની સહાનુભૂતિ, દયા અને પરોપકારતાને હજારોવાર ધન્યવાદ આપતો આપતો ઇંદ્રિનાથની મુક્તિના વિષયમાં એક પ્રકારે નિશ્ચિંત થઇ બેઠો હતો, પરંતુ એ અરસામાં જમીનદાર નવરત્નની સાથે તેની. મુલાકાત થતાં તેને હરગોવિંદ શાસ્ત્રીની સર્વ કપટલીલા માલૂમ થઈ ગઇ અને તેની તે નિશ્ચિંતતાનો સર્વથા ભંગ થયો. જે હૃદયમાં પ્રથમ શાન્તિનું સામ્રાજ્ય છવાઇ ગયું હતું, તેજ હૃદયમાં પુનઃ ઘોર અશાન્તિની છાયા છવાઇ ગઇ. હાય ! વિલક્ષણ વિશ્વની નશ્વર શાન્તિ ! તારો વિશ્વાસ શી રીતે કરાય ?

ઇંદ્રિનાથના વૃદ્ધ પિતાનો વ્યાધિ મંદ ન પડતાં દિવસે દિવસે વધવા જ માંડયો. અંબાલિકા તેની સેવા માટે બનતી મહેનત કરતી હતી. તેણે તેની સુશ્રૂષામાં જ પોતાનું આખું શરીર ખપાવી દીધું હતું. હાલમાં તે વૃદ્ધની સેવા સિવાય બીજું કશું પણ કામકાજ કરતી નહોતી. તેણે ત્રણ ચાર સારા વૈદ્યો બોલાવી વૃદ્ધની ચિકિત્સા કરાવવા માંડી હતી . પણ એ સર્વ પ્રયત્નોનું પરિણામ કશું પણ લાભદાયક ન આવતાં વિષમ જ આવ્યું. એક દિવસ બપોરે સર્વ વૈદ્યોએ મળી વૃદ્ધની નાડીની પરીક્ષા કરી કહ્યું:—"આજે મધ્યરાત્રે જ આ વૃદ્ધનો પ્રાણવાયુ વિલીન થશે. હવે ગમે તે ઇલાજો કરવામાં આવશે, તોપણ તેના પ્રાણ બચી શકશે નહિ."

વૈદ્યોના મુખમાંથી આવી નિરાશાભરેલી વાર્તા સાંભળી અંબાલિકા ઘણી જ દુ:ખી થઇ, તે રડતી રડતી વૃદ્ધની ઉત્તર ક્રિયામાં સર્વ સાધનોની તૈયારી કરવા લાગી. સમય પોતાની ઇચ્છાનુસાર,

પોતાની મેળે ચાલ્યો જાય છે, તે કોઈની આજ્ઞા સ્વીકારતો નથી, કોઈની ભલામણુ સાંભળતો નથી, કોઇની વાત તરફ પણ કશું ધ્યાન આપતો નથી, તે તો ગર્વની સાથે ડોલતો પોતાની ઇચ્છા પ્રમાણે ચાલ્યો જ જાય છે. એ સમયના અવિશ્રાંતપણાના નિયમ પ્રમાણે દિવસ વીતી ગયો અને રાત્રિ પણ આવી પહોંચી. રાત્રિએ પ્રથમ પ્રહર અતિક્રમ કરી બીજા પ્રહરમાં પ્રવેશ કર્યો. વૈદ્યોની વાર્તા સંપૂર્ણપણે સત્ય જ નિવડી. થોડીવાર પછી વૃદ્ધની આંખોમાંથી આંસુનાં એકાદ બે બિન્દુ ટપકી પડયાં. અને છેવટે તેની આંખોના તારા સ્થિર પણ થઈ ગયા. જોતજોતામાં વૃદ્ધનું પ્રાણપક્ષી તેનું દેહપિંજર ત્યાગી, પરલોકના પથપ્રતિ પ્રધાવિત થયું

અંબાલિકાના યત્ન, ચેષ્ટા અને અર્થથી વૃદ્ધની સ્મશાનક્રિયા અતિ સમારોહસહિત સમાપ્ત થઈ ગઇ. પરંતુ અંબાલિકાના શોકનો હવે કશો અવધિ જ રહ્યો નહિ. તે બિચારી ઇંદ્રનાથના પિતાની સુશ્રૂષા કરી પોતાના દિવસો વીતાડતી હતી, તે દિવસો વીતાડવાનો આધાર પણ શૂન્ય થયો. તે માતાપિતા વિહીના નિરધાર અબળાના અંતરમાં અત્યંત આઘાત થયો. તે પોતાના મનમાં જ ઘણુા જ ખેદ સહિત કહેવા લાગી:—“ નાથ! સ્વામિન્! શું તમે હવે પાછા નહિ જ આવો? તમારાથી તે બંદીખાનાની પીડા શી રીતે સહી શકાતી હશે? તમારી કોમળ કાયા નિષ્ઠુર અને રાક્ષસી વૃત્તિના પ્રહરીઓનો અત્યાચાર કેમ ખમી શકતી હશે? અંબાલિકા તો તમારા વિના બીજા કોઈને પણ ઇચ્છતી નથી, જાણતી નથી, અરે ઓળખતી પણ નથી. તમે જ મારા આખા હૃદયપર તમારો અધિકાર વિસ્તારી દીધો છે, હું એક અબોધ બાલિકા છું, તમારા વિના મારા પ્રાણ શી રીતે ટકી શકશે?”

"નયનનું તેજ જાવાથી જગતના રંગ શા જોવા ?
હૃદયનો સાર ખોવાથી વિલાસો–વૈભવો કેવા ?
જીવનનું સત્વ છે નહિ જ્યાં પછી સંતોષ છે શાનો ?
પ્રભાકર અસ્ત થાવાથી નહિં ગાશે કમળ ગાનો.
સદા સંતોષ ને શાન્તિ સમાયાં છે સંમિલનમાં;
નથી કંઈ સુખ કે આશા રહી આ ઘોર અમિલનમાં.

પણ આ સર્વ વ્યાપારોથી સુન્દરીમોહન અત્યંત સુખી થયો. તે ધારતો હતો કે, હવે અંબાલિકા તેના સિવાય બીજા કોઇની ભાર્યા થઇ શકશે નહિ. ઇંદ્રનાથ જ્યારે જીવનપર્યન્ત કારાગૃહવાસી થયો છે અને એ સજામાંથી એને મુક્તિ મળે એવો કશો પણ ઉપાય અવશિષ્ટ રહ્યો નથી, એટલે અંબાલિકાને તેનો આશ્રય લીધા વિના ચાલી શકશે નહિ. વળી તેમ છતાં પણ જો કદાચ અંબાલિકા તેની સાથે લગ્ન કરવાની અસમ્મતિ પ્રકટ કરશે, તો તેથી પણ કશી ક્ષતિ થશે નહિ. કારણ કે, હવે અંબાલિકાની રક્ષા કરે તેવું તેનું કોઇ પણ આત્મીય કે નિકટનું સંબંધી પણ રહ્યું નથી. અંબાલિકા હવે નિરાશ્રયા અથવા નિરાધાર થઈ છે. તેથી ઇચ્છામાં આવે, ત્યારે તેનું અપરહરણ પણ કરી શકાશે. આવા સંજોગોમાં જો તેના ચિત્તને વિનોદિત કરવાનો સહજ યત્ન કરવામાં આવશે, તો પણ તે કદાચ પોતાના અધિકારમાં આવી શકશે અને તે સાથે તેની સર્વસંપત્તિનો અધિકાર પણ પ્રાપ્ત થઇ શકશે.

દિવસના બે પ્રહર વીતી ગયા હતા, તડકો સખ્ત તપી રહ્યો હતો, અંબાલિકા ઘરમાં એક કાષ્ટના આસનપર બેસી એક પુસ્તક વાંચી રહી હતી. અંબાલિકાની યુવાની ખીલી ઉઠી હતી, તેના શરીરમાંથી રૂપની ધારાઓ છૂટી રહી હતી. 'શરતનો ચન્દ્રમા સોળે કળાથી

ખીલી ઉઠયો હતો. મધ્યાન્હનો સુસ્ત વાયુ આવી તેના ભ્રમરની કાળાશને પણ શરમાવે તેવા કાળા કોમળ વાળને નચાવતો, ફૂદાવતો તેના મુખ તથા આંખોપર ફેલાવવાની કોશિશ કરી રહ્યો હતો. એ સમયે અંબાલિકાની સમીપમાં બીજું કોઈપણ ન હોવાથી તથા કાંઇ અસાવચેતીથી તેના મદન મંદિરોપરનું આવરણ સહજ સરકી પડયું હતું, અહા ! એ સમયની એની અપૂર્વ શોભાને નિરખવા માટે સાક્ષાત્ રતિપતિ પણ અંતરિક્ષમાં રહી આતુરતાથી ઉભો હતો.

સુન્દરીમોહન અંબાલિકાનો પાડોસી તથા ન્યાતીલો હતો. તેથી તેને ઘેર નાનપણથી જ આવજાવ કરતો હતો અંબાલિકાને ત્યાં આવવામાં તેને કશો ક્ષોભ થતો નહોતો. આજે પણ સુંદરીમોહન અંબાલિકાના ઘરનું દ્વાર ધકેલી અંદર પેઠો અને હસતો હસતો બોલ્યો:—" અમ્બા ! ઘરમાં છે કે ? "

અંબાલિકાએ એકદમ વિખરાયલાં વસ્ત્રોને બરાબર કરી. હાથમાંના પુસ્તકને કબાટમાં મૂકી સુંદરીમોહનના મુખ તરફ જોયું. સુંદરીમોહને ફરીવાર કહ્યું:—" અમ્બાલિકા ! હું આજે તારી પાસેથી એક સમાચાર મેળવવા માટે આવ્યો છું. મને આશા છે કે તે તું અવશ્ય જણાવીશ. "

અંબાલિકાએ કમ્પતાસ્વરથી પૂછયું:—" શા સમાચાર જાણવા માગો છો વારૂ ? "

સુંદરીમોહન એ અરસામાં ઘરમાં પેસી એક આસનપર બેસી તે આસનને અંબાલિકાની છેક નિકટમાં લઇ ગયો અને અંબાલિકાના પ્રશ્નનો શો ઉત્તર આપવો તેનો વિચાર કરવા લાગ્યો.

એ જોઇ અંબાલિકાએ પૂછયું:—" કેમ, બોલતા કેમ નથી ? શા સમાચાર જાણવા માગો છો ? "

" ઈંદ્રિનાથના સંબંધમાં તને કશા પણ સમાચાર મળ્યા છે કે ?," સુંદરીમોહને પૂછ્યું.

" કેમ, એ વિષયમાં તમે કાંઇ પણ નથી જાણતા કે, મને આવો સવાલ પૂછો છો ? " અંબાએ કહ્યું.

" હા—હું થોડા ઘણા સમાચાર જરૂર જાણી શકયો છું. તેને જન્મકેદની સજા થઈ છે, તથા તેનો ગુન્હો પણ સાબીત થયો છે. અદાલતમાં તે ભયંકર રાજદ્રોહી ઠર્યો છે. " સુંદરીમોહને કહ્યું.

ગર્વિષ્ટ સિંહણની પેઠે ગર્દન નમાવી અંબાલિકા બોલી:—" તેમને જન્મ કેદની સજા થઈ છે, એ તો હું પણ જાણું છું. પરંતુ તેઓ હજી સુધી ખરા ગુન્હેગાર ઠર્યા નથી. તેમણે જે દોષ કર્યો જ નથી, એ દોષનું આરોપણ પણ તેમના પર શી રીતે થઇ શકે ? તેઓ એવા ઘોર કૃતમાં સમ્મત થાય તેવા નથી. જીવન જતાં સુધી પણ તેઓ કોઇ પણ કારસ્થાનમાં કદાપિ કશો પણ ભાગ ભજવે તેવા નથી. તેમનું હૃદય અતિ ઉચ્ચ છે. જગતના ક્ષણભંગુર સુખો માટે તેઓ પોતાની કીર્ત્તિને કલંકિત કરે, એવી વાર્ત્તા મારા માનવામાં પણ આવી શકતી નથી, "

" ત્યારે શું ન્યાયાધીશે તેને વિના કારણ જ કેદખાનામાં મોકલી દીધો છે ? શું તેમણે ગેર ઇન્સાફ કરી ઇન્સાફના પવિત્ર નામને શરમાવ્યું છે ? શું તું એમ ધારે છે કે, ન્યાયાધીશ મહાશયે ઇંદ્રનાથ પર જૂઠો આરોપ મૂકી જન્મકેદની સજા ફરમાવી છે ? " સુન્દરીમોહને આતુરતાથી પૂછ્યું.

" કદાચ તેમનો ભ્રમ નહિ થયો હોય તો કોઈ પણ દુશ્મને કારસ્થાન કરી મારા પવિત્ર દેવતા તુલ્ય સ્વામીને ગુન્હેગાર ઠરાવવાની કોશિશ કરી હશે, પણ મારા પતિએ તો એ કર્મ નહિ જ કર્યું હોય,

એવી મને સંપૂર્ણ ખાત્રી છે. સંસારની નશ્વરતામાં લુબ્ધ થનાર પાપાત્માઓની પેઠે તેઓ પ્રપંચનો પ્રશ્રય લઇ કુકર્મમાં પ્રવૃત્ત થાય, તે વાર્ત્તા કેવળ આકાશના કુસુમ સમાન જ છે. ”

“ કદી આકાશને અવની મળીને એકતા ધારે;
કદી વારિ અને અગ્નિ મળીને મિત્રતા ધારે;
કદી વાયુ વિલીન થઇને ભયંકર સ્તબ્ધતા ધારે;
કદી ભાનુ નિશાના નાથની ગર્જ સ્વીકારે;
તથાપિ નાથ મારો ના કદાપિ પાપને ધારે;
મૂકીને ધર્મની માઝા નહિ અપરાધ તે ધારે. ”

હું ધારૂં છું કે, કોઈ પાપપરાયણ શત્રુઓએ જ મારા પતિની દુર્દશા કરવાના ઉદ્દેશથી તેમના પર આવું હડહડતું આળ ઓઢાડયું હશે. ” અંબાલિકાએ ગર્જના કરી કહ્યું.

“ઇંદ્રનાથપર તે જૂઠા અપરાધનું આરોપણ કરનાર કોણ છે તે તું જાણે છે ખરી કે? ઇંદ્રનાથની બરબાદી કરવામાં મુખ્ય ભાવ ભજવનાર કોણ છે તેને કશી પણ ખબર મળી છે કે?”

“ના—હું એ બધી બીના શી રીતે જાણી શકું !” અંબાલિકાએ નિરુપાય થઇ કહ્યું.

“હશે ખેર, એ વાતને વધુ લંબાવવાની કશી પણ જરુર જ નથી. સાંભળ, હું તને જે વાત કહેવા આવ્યો છું. તેને બરાબર સાંભળી લે.” સુન્દરીમોહને જરા ગંભરતાથી કહ્યું.

“જે કહેવું હોય, તે ખુશાથી કહો. એમાં મને કશી પણ અડચણ નથી.” અંબાલિકા બોલી.

“તું તારા વિવાહ શા માટે કરતી નથી? હવે કયાં સુધી કૌમાર્યવ્રત પામવા માગે છે? તારી ઉમ્મર તો લગ્ન યોગ્ય થઇ ગઇ

છે, છતાં તું આમ મૌન ધારી કેમ બેસી રહી છે?" સુંદરીમોહને પૂછ્યું.

"સ્ત્રીઓનાં લગ્ન શું બેવાર થઈ શકતાં હશે ખરાં કે?" અંબાલિકાએ પૂછ્યું.

"પણ તારાં લગ્નની ક્રિયા તો પૂરી થવા પામી નથી, છતાં બીજી વાર લગ્ન કરતાં તું આટલી બધી અચકાય છે શા માટે?" સુન્દરીમોહને એક પ્રકારની આશાને હૃદયમાં સ્થાન આપી પૂછ્યું.

"કોણ કહે છે કે, મારા વિવાહ ઇંદ્રિનાથની સાથે નથી થયા? કોણ કહે છે કે, મેં મારૂં હૃદય ઇંદ્રનાથને દાનરૂપે નથી આપી દીધું? વિવાહની સર્વ ક્રિયાઓ તો કયારની સમાપ્ત થઈ ચૂકી છે. જે કોઇ કહેતું હોય કે, અંબાલિકા ઇંદ્રનાથની ભાવિપત્ની નથી, તે ખડ ખાય છે, ભયંકર ભૂલ કરે છે. હા-કેવળ એકજ ક્રિયા અવશિષ્ટ રહી ગઇ છે કે, મંત્રોચ્ચારણ કરી કન્યાદાન હજી સુધી આપવામાં આવ્યું નથી. પણ એ વિષયમાં મને કશી પણ ચિંતા જ નથીઃ કારણ કે, મેં મારા પ્રાણનું દાન સર્વથી પ્રથમ આપી દીધું છે, એટલે પ્રાણદાન કરતાં કન્યાદાનનું મહત્વ વધી શકે તેમ નથી. આ અંબાલિકા જીવન સુધી ઇંદ્રિનાથને જ પોતાના ભરથાર કરશે." અંબાલિકાએ કહ્યું.

"પરંતુ હવે ઇંદ્રનાથ કેદખાનામાંથી છૂટી પાછો આવી તારી સાથે ગૃહસંસાર ચલાવે, એવી કશી પણ આશા રહી નથી. માટે:જ હું તને આગ્રહ કરી કહું છું કે, તું કોઇ બીજા સુંદર તરુણ સાથે લગ્ન કર, કે જેના યોગે તારો આ સંસાર સુધરી જશે અને તે સાથે અનેક સુખો પણ પ્રાપ્ત થશે. તારા જેવી નિરાધાર રમણીએ કૌમાર્ય જીવન ગાળવું કોઇપણ પ્રકારે ઉચિત નથી. તારા માટે

તો કોઇ સુંદર પતિની પસંદગી કરી લેવી એજ અધિક હિતાવહ છે." સુન્દરીમોહને કહ્યું.

"સુખી થઇશ? શાથી સુખી થઇશ? પ્રાણાધાર પ્રિયકરના વિયોગમાં સુખ સંપાદન કરી શકીશ? કદાપિ નહિ? મારૂં મન મતિ ચોર નથી, મારૂં હૃદય પાષાણનું નથી. મારી જીભ તીક્ષ્ણ છુરી જેવી નથી કે જે વદેલાં વચનોને પાછાં ફેરવી શકે! હું સુખની સર્વ સ્મૃતિઓને વિષાદના ઉંડા–અતિ ઉંડા સાગરમાં ડૂબાડી દઇશ. પ્રિયતમ વિના હૃદય રાજયમાં અન્ય કોઇપણ પ્રતિમાનો પ્રવેશ થવા દઇશ નહિ. જેમનાં ચરણોમાં જીવન સમર્પી દીધું છે, તેમની જ સેવા સ્વીકારીશ. જો તેઓ કારાગૃહમાંથી મુક્ત થઇ આવશે તો હૃદયરાજયના સિંહાસનપર સ્થાપિત કરી નિરંતર તેમની સેવા કરીશ. નહિતો જીંદગી સૂધી રડી રડીને મારા દિવસો વીતાડીશ."

"હૃદયમાં ધ્યાન જે ધાર્યું નહિ તે દૂર થાવાનું;
પ્રીતિનું પુષ્પ જે દીધું નહિ છે તે સૂકાવાનું;
કર્યો જે હાર હૈયાનો નહિ હૈયું કદિ તે નષ્ટ થાવાનું;
દીધું જે દાન જેને છે સદા તે પાસ રહેવાનું
હૃદય ભરથાર જે મારો સદા રહેશે જીવનતારો;
નહિ ચળશે કદાપિ તે થયે વાયુતણો મારો."

સુંદરીમોહન! ઇંદ્રિના સિવાય બીજા કોઇપણ પુરુષથી આ હૃદયપર અધિકાર સ્થાપી શકાશ નહિ,"

આ સાંભળી સુન્દરીમોહને કહ્યું:—"અમ્બાલિકા! એમ કરવાથી તારી બરબાદી થશે, તારી આ મોટી મિલ્કતની પણ ખુવારી થશે. તું મારી વાતને બારબર ધ્યાનપુર્વક સાંભળ, હજી પણ ઘણો સમય અને સગવડો બાકી છે. એને સર્વને એળે ન ગુમાવ. તારા

પિતાની મૂકેલી મોટી મિલ્કત અત્યારે તારા કબ્જામાં છે. માટે તારી સાથે લગ્ન કરવાને ઘણા ધનવાનો તથા કુલીનો તૈયાર થઇ જશે. મારી શિખામણ પ્રમાણે તો તું તેવા કોઇ એક સુંદર અને સુશીલ યુવકની સાથે લગ્ન કરી તારા આ સૌન્દર્ય કુસુમનો ઉપભોગ કરાવ. આશ્રય વિનાની અબળા તથા વૃક્ષ વિનાની વેલી બન્ને નિરાધાર ગણાય છે, તેઓ આશ્રય વિના એક ક્ષણ પણ સુખે રહી શકતી નથી, આધારવિહીના અબળાનું જીવન આપદમય જ છે. અબળાઓને આશ્રયને અતિ આવશ્યક્તા છે. માટે જ હું તને કોઈ યુવકનો આશ્રય લેવાનો આગ્રહ કરી રહ્યો છું વળી:—

" જેમ વૃક્ષો વિના વેલીતણી કીંમત કંઇએ નથી;
સિન્ધુ વિના સરિતા તણી કોઇ ગતિ બીજી નથી;
વારિ વિનાની માછલી બીજે કહીં બચતી નથી;
રજની બિચારી ચંદ્ર વિના શોભતી જરીએ નથી;
ત્યમ આધાર કે આશ્રય વિના અબળા અતિ ગભરાય છે;
સંસારમાં કામીજનોની ક્રૂરતાથી તેઓ સદા પીડાય છે."

આ સાંભળી અંબાલિકા કોપના આવેશમાં આવી ગઇ. તેણે પોતાના હોઠપર એક પ્રકારના વ્યંગનું હાસ્ય લાવી કહ્યું:—" શું સંપત્તિના લોભી અને લાલચુ પુરુષની સાથે હું મારાં લગ્ન કરૂં ? ધનના ભિખારીને મારા દેહનું વેચાણ કરૂં ? ના–કદાપિ નહિ. એવા ધનના પિપાસુઓની સાથે મારાથી કદાપિ લગ્ન કરી શકાય તેમ નથી. હા–પ્રાણાધાર ! આવો, એક વાર આવો, અહીં આવી તમારી અંબાલિકાને મળી જાઓ ! હાય ! આજે અંબાલિકા શું સાંભળી રહી છે ? "

સુન્દરીમોહન સહજ ઝંખવાણો પડી બોલ્યોઃ—“ આટલો બધો સ્નેહ ! ઠીક છે, જોઇ લઇશ. ”

આમ કહી તે તરત જ ત્યાંથી ચાલ્યો. અંબાલિકા પોતાની પાથરેલી પથારીપર સૂઇ ગઇ. તકીયાપર ઓઠીંગણ દઇ ઘણી વાર સુધી તે આકાશ તરફ જોઇ રહી.



## પ્રકરણ ૨૧ મું

—:x:—

### ભોંયરાના ભેદો

સાંભળ વત્સ કહું તુજને અવ કેમ બને ફરિ આર્ય ઉજાસી;
સંપ સજે વરજે ઈર્ષ્યા શિખવે નિજ સૂંદરિપાત્ર તપાસી;
કારણ ધંધ તજી બનિ અંધ બન્યા છ બધા જન પૂરવિલાસી;
દેખિ ખરેખર આવું હું સારદ અંતર સત્ય થઉં છું ઉદાસી;
આવું કદિ લવ કો ગમજો તગડે તહિંથી બનિ આર્ય અદેખા;
ધીર ધરી જરી સ્થિર કરી રહિ તો તજિ સંપ કુસંપ કરે ત્યાં;

એક અજ્ઞાત કવિ.

---

દસ્યુ સરદાર રતનદાસ ચંદ્રનાથને લઇ કયાં ગયો, તથા તેણે શું કાર્ય કર્યું, એ વિષયમાં આપણે કશું પણ જાણી શકયા નથી. ચંદ્રનાથ ગાડીમાં સંપૂર્ણરૂપે બેભાન બની ગયો હતો, એટલું જ હજી આપણા જાણવામાં આવ્યું છે. જ્યારે તેને શુદ્ધિ આવી ત્યારે તે જોઇ શકયો કે, તે સમયે તે એક ઘોર અંધકારવાળા ઘરમાં કેદ

પૂરાયલો હતો; પણ એ સમયે તેના હાથ પગ બાંધવામાં આવ્યા નહોતા, તેમ જ આંખોપર પાટા પણ બાંધેલા નહોતા.

જે ઘરમાં તે વખતે ચંન્દ્રનાથ રહેતો હતો, તે ઘર તે એક ઘણા જ અંધારાવાળા ભયંકર ભોંયરામાંનું ભંડાર ઘર હતું. તે ઘરની દીવાલો તથા છો આદિ સર્વ બહુ જ મજબૂત હતું. તેની ચારે બાજૂએ કેટલાંક પાંદડાંઓ તથા ઘાસના ઢગલા કરવામાં આવ્યા હતા. ઘરના અંદરના ભાગના ભોંયતળીયાપર છો છવાયલી નહોતી, પણ કેવળ સાદું માટીનું લીંપણ જ હતું. ઘાસના ઢગલાઓને જોતાંવેંત જ જણાઇ આવતું હતું કે, એ ઘાસ તે ઘરના કેદીઓના બિછાના માટે જ ત્યાં આગળ આગળથી તૈયાર રાખવામાં આવ્યું હોવું જોઇએ.

ચંદ્રનાથ શુદ્ધિમાં આવ્યા પછી ઘણી વાર સૂધી સ્થિર થઇને તે વિચારવા લાગ્યો. વિચાર કરતાં કરતાં તેને બધી વાતો ધીમે ધીમે સાંભળવા લાગી. છેવટે તે સમજી શકયો કે અત્યારે તેને જે એક મહા ભયંકર સજા ભોગવવી પડી છે, તેનું કારણ પોલિસમાંથી એક હજાર સોના મોહોરો મેળવવાની દુરાશા સિવાય બીજું કશું પણ નહોતું. રૂપિયાની માયામાં મુગ્ધ થઇને જ તેણે આ વિષમ વિપદ વ્હોરી લીધી હતી. આટલા બધા પ્રતાપશાળી અને ચાલાક લૂટારાની સાથે વિર્ગ્રહ કરવા જતાં, તેનું પરિણામ ઘણા જ ભયંકર સ્વરૂપપર આવી પહોંચ્યું હતું. તેણે બિછાવેલી પ્રપંચની જાળ પ્રબળ લૂટારાના પરાક્રમથી છેક છેદાઈને છિન્નભિન્ન થઈ ગઇ હતી. પણ હવે શો ઉપાય? આ ભયંકર યંત્રણા દાયક નરકમાંથી શી રીતે છટકી જવું?

“ ભયંકર ભોંયરૂં ભેદી નહિ ઉજાસ કયાંઈ છે;
નહિ વાયુ મળે શીળો ભીષણ ઉત્તાપ આંહીં છે;

નથી શોભા પ્રકૃતિની મહા ગભરાટ વ્યાપ્યો છે:
નથી મળતું પીવા પાણી સુખોનો બંધ કાપ્યો છે:
ધરી આકાર વિકટ આ સ્થાન મનુનાં મન ડગાવે છે:
સદા સંહારની છાયા અતિ વિકરાળ ભાસે છે.”

ચંદ્રનાથ એકાન્તમાં બેસી આ પ્રમાણે વિકટ ચિંતા કરી રહ્યો હતો, એવામાં અચાનક તે સાંભળી શકયો કે, જે ઘરમાં તે કેદ હતો, તે જ ઘરના એક ખૂણામાં બીજો એક માણસ કાંઇક બડબડાટ કરી રહ્યો હતો. એ સાંભરીને ચંદ્રનાથે વિચાર્યું કે, પોતાના જેવો જ બીજો કોઈ કેદી લૂટારાની જાળમાં સપડાઇને આ ભયંકર બંદીખાનાનો બંદીવાન બન્યો હોવો જોઇએ. આ પ્રમાણે વિચાર કરી તે તેની તરફ [illegible] તયાર થયો. પોતાની સમાન અવસ્થાના મનુષ્યની સાથે મુલાકાત કરવાની તથા દિલ ખોલી વાતચીત કરવાની કયા મનુષ્યને ઇચ્છા ન થાય વારૂ ? વળી આવા ભયંકર સ્થાનમાં કે, જ્યાં માનવજાતિનું નામ નિશાન પણ ન જોવામાં આવતું હોય, મનુષ્યનો કશો ધ્વનિ પણ ન સંભળાતો હોય, ત્યાં! અચાનક અન્ય મનુષ્યનો સાક્ષાત્ થતાં કયા મનુષ્યનું મન આતુર ન થાય ? તે મૃદુ-સ્વરથી તે મનુષ્યને બોલાવવા લાગ્યો:—“ કોણ છે ? આ ખૂણામાં કોણ છે, ભાઇ ! જે કોઇ હો, તે સત્વર બોલો. આ નરકમાં સુખની નિદ્રા લેતો જે કોઇ મનુષ્ય સૂતો હોય, તેને સત્વર બોલવાનો હું નમ્ર આગ્રહ કરૂં છું.”

જે બકવાદ કરી રહ્યો હતો, નસકોરાં તાણી રહ્યો હતો, તે મનુષ્ય જરા શુદ્ધિમાં આવ્યો. તેણે ચંદ્રનાથના સવાલનો જવાબ આપ્યો:—“ કેમ, મને કોણ બોલાવે છે ? શું મારા માટે ખાવાનું આણ્યું છે ? પણ રાત્રે ખાવાનું લાવવાનું શું પ્રયોજન છે ? આ

કેવું આશ્ચર્ય કહેવાય ! મારાથી તો આ ભેદનો કશો પણ સાર સમજી શકાતો નથી. હું ધારૂં છું કે, કદાચ આ ઘરમાં અત્યારે કોઇ ભૂત થયું હશે ! ભૂત વિના બીજું કોઇ પણ મને અત્યારે બોલાવતું હોય, તેમ લાગતું નથી. ”

ચંદ્રનાથે કહ્યું:—“ ના, ભાઈ ! ખાવાનું લઇ કોઇ પણ મનુષ્ય અત્યારે અહીં આવ્યું નથી. હું પણ એક હતભાગી બંદીવાન છું. તમારૂં નામ શું છે વારૂ ?”

“ તમે બંદીવાન છો ? શારીતે બંદીવાન થયા છો ? દુર્દાન્ત દસ્યુ રતનદાસ તમને અહીં શા માટે લાવ્યો છે ? તમે મારૂં નામ પૂછો છો ? મારૂં નામ રંજનલાલ છે. ” તે બંદીવાને જવાબ આપ્યો.

આમ કહી તે બંદીવાન ઉઠી ઉભો થયો. ચંદ્રનાથ અત્યન્ત વિસ્મિત થયો. “ રંજનલાલ ! તમે બંદીવાન શાથી થયા ? રતનદાસની જુલ્મી જાળમાં શી રીતે સપડાયા ?” ચંદ્રનાથે પૂછ્યું.

“ મારૂં દુર્ભાગ્ય જ મને આ નરકમાં ખેંચી લાવ્યું છે. પણ મને આપનો પરિચય મળી શકશે કે ?” બંદીવાન રંજનલાલે ચંદ્રનાથને ઉદ્દેશી આતુરતાથી પૂછ્યું.

“ હું એક પામરમાં પામર પ્રાણી છું. આ જગત્માં મારા જેવો દુઃખી બીજો કોઇજ નથી. ” ચંદ્રનાથ બોલ્યો.

“ જરૂર પડયે રતનદાસની પાસે નાના મોટાનો કશો પણ ખ્યાલ જ નથી. કહો તમે કોણ છો ? કયાં રહો છો ? કયાંના વતની છો ?” રંજનલાલે અજાયબીથી પૂછ્યું.

“ હું ભૂષણાનગરીના મુખ્ય પેઢીધર પંડિત કામદેવના વિદ-

શના વાણિજ્ય વ્યાપારનો એક સામાન્ય કર્મચારી છું, મારૂં નામ ચંદ્રનાથ." ચંદ્રનાથે જવાબ આપ્યો.

"હું ધારૂં છું કે, તેથી જ તમે મારૂં નામ જાણી શક્યા હશો ?" રંજનલાલે કહ્યું.

ચંદ્રનાથે જવાબમાં જણાવ્યું કે:—"નહિ તો તમારાથી કોણ અજાણ્યું છે ? આ શહેરનાં નાનાં મોટાં સઘળાં માણસો તમારા હુંડીના કારભારને બહુ જ સારી રીતે જાણે છે, તમારી ધનાઢ્ય આખા દેશમાં મશહુર છે. પરંતુ મને જાણવાની ઘણી જ જિજ્ઞાસા થઈ આવી છે કે. તમે આ સ્થળે આવી અવસ્થામાં શી રીતે આવી પડ્યા છો ? રતનદાસે તમને શા માટે સપડાવ્યા છે ?"

"હું શાથી બંદીવાન થયો છું, એનું ખરૂં કારણ મારાથી કહી શકાય તેમ નથી. કારણ કે, એ બધી બીના જણાવવાથી મારી છાતી ફાટી જાય તેમ છે. મારો કંઠ રૂંધાઇ જાય છે. હાય ! એ પાપાત્મા લૂટારાએ મારાપર જે જુલ્મ ગુજાર્યો છે, તેનું વર્ણન કરતાં મારૂં કાળજું પણ કમ્પી ઉઠે છે."

"જો તેથી તમારા મનપર આઘાત થતો હોય, તો તેમ કહેવાની કશી જરૂર નથી. પરંતુ એટલું સાંભળવાની તો મને અવશ્ય ઇચ્છા થઈ આવી છે કે, જો તમે કૃપા કરી એ રતનદાસના જુલ્મનું કારણ જણાવશો તો હું તમારા તે ઉપકારને વિસરી શકીશ નહિ. પણ હા એથી જો તમને કશું પણ દુ:ખ થતું હોય, તો તેમ કરવાની અગત્ય નથી. ચંદ્રનાથે કહ્યું.

રંજનલાલે કહ્યું:—"જ્યારે તમારી ઇચ્છા મારો વૃતાંત જાણવાની જ છે. ત્યારે સાંભળો મારા દુ:ખની કહાણીને બરાબર ધ્યાનપૂર્વક સાંભળો." આમ કહી રંજનલાલ પોતાની આત્મકથા કહેવા

લાગ્યોઃ—" આ શહેરમાં કાંચન નામની એક વેશ્યા વસે છે, હું ધારૂં છું કે, તમે પણ તેને ઓળખતા જ હશો. મેં તેને આજે ૭ માસ થયાં મારી રક્ષિતારૂપે રાખી હતી. એના પાપે જ મારી આવી દુર્દશા થઇ છે. "

" તે વેશ્યાદ્વારા તમોને શી નુકસાની વેઠવી પડી છે ?" ચંદ્રનાથે પૂછ્યું.

" હવે એ વાત નહિ સાંભળો તો પણ તેથી તમોને કશું પણ નુકસાન થવાનું નથી. એ બધી વાતો ઘણી જ ભેદભરેલી છે. એને સાંભળતા પાષાણ પણ પીગળી જાય તેમ છે. અરે વિશેષ શું કહું, એ વાર્ત્તા કહેતાં મારી જીભ પણ ઉપડતી નથી. " રંજનલાલે જવાબ આપ્યો.

" હા—હા. મને અત્યારે એક વાર્ત્તા સાંભળી આવી છે. તમારા નામપર એક ગિફ્તારી પરવાનો નીકળ્યો છે ખરૂં ને વારૂ ? તે દિવસે થાણામાં મેં તમને જોયા હતા. " ચંદ્રનાથે કહ્યું.

" શા માટે ગિરફ્તારી પરવાનો નીકળ્યો છે, તે તમે જાણો છો ખરા કે ?" રંજનલાલે પૂછ્યું.

" કદાચ મારાથી કાંઇ અવિનય થતો હોય તો ક્ષમા કરશો. પણ નરહત્યાના ભયંકર આરોપથી તમોને અપરાધી ઠરાવી સરકારમાંથી ગિરફ્તારી પરવાનો બહાર કાઢવામાં આવ્યો છે. મારા સાંભળવા પ્રમાણે તમારાપર ખૂનનું આળ ચઢ્યું છે ચંદ્રનાથે કહ્યું.

" એમાં ક્ષમાની શી આવશ્યક્તા છે ? તમે જે વાર્ત્તા કહો છો, તે સર્વથા સંભવિત જ છે. હું પણ એમ જ ધારૂં છું કે, મને વિના કારણ ખૂની ઠરાવી બંદીવાન બનાવવાનો હુકમ બહાર પાડવામાં આવ્યો છે. ભાઇ ! મુગલાઇમાં કોણ પૂછે છે ! ઇન્સાફનું તો નામ જ

ક્યાં જોવામાં આવે છે ? આજકાલ તો ‘ જેના હાથમાં તેના મ્હોંમાં ’ એવા હિસાબે બધું વાજું વાગી રહ્યું છે. પ્રજાની ગર્દનો કપાય છે, જાનમાલ બરબાદ થાય છે અને લાખો કરોડોની મિલ્કત ફના થાય છે. જ્યારે મુગલાઇ અમલદારો જ કારસ્થાનોમાં રચ્યા પચ્યા રહે છે, ત્યારે પછી ઇન્સાફની તો આશા પણ ક્યાંથી રાખી શકાય ? ” રંજનલાલે દિલગીરીભરેલા અવાજથી કહ્યું.

“ તમારાપર કયી વ્યક્તિનું ખૂન કરવાનો આરોપ મૂકવામાં આવ્યો છે ? ” ચંદ્રનાથે પૂછ્યું.

“ મારા ધારવા મૂજબ તે કાંચનના ખૂનનો આરોપ જ મારા પર આરોપેલો છે. ” રંજને કહ્યું.

“ ત્યારે શું તમે એ વિષયમાં કશું પણ જાણતા જ નથી ? ” ચંદ્રનાથે અજાયબીથી પૂછ્યું.

“ ના તથાપિ હું જે કાંઇ જાણું છું તે તમને કહી સંભળાવું છું. સાંભળો ” રંજનલાલે આમ કહી પોતાની કથાની શરૂઆત કરી કહેવા માંડયું:—“ મે એ વેશ્યાને રૂપિયા આપી રાખી હતી, પરંતુ મારી પેઢીનું કામકાજ પતાવતાં લગભગ રાત્રિના બેએક પ્રહર વીતી જતા હતા. જવલ્લે જ હું એકાદ કલાક વહેલો જઇ શકતો. ગયા કેટલાક દિવસ થયાં, આ પ્રમાણે ચાલ્યું આવતું હતું. એક દિવસ હું મારૂં કામકાજ પતાવી બે મિત્રો સાથે તેને ઘેર ગયો હતો. મારી સાથે આવેલા બન્ને મિત્રો આબરૂદાર, ખાનદાન અને પૈસાવાળા હતા, હું જે સમયે કાંચનને ત્યાં ગયો, તે સમયે કાંચન મારી વાટ જોતી જ બેઠી હતી. તેના ઘરમાં જતાંની સાથે જ તેના તે સુંદર મુખના સુંદર ગાલોપર ચુંબનનો એક સાફ દાગ પડેલો જોઇ મારા મિત્રે તેને કહ્યું હતું:—“ આ શું ? પ્રફુલ્લિત ગુલાબી ગાલપર દંશનનો

દાગ શી રીતે થયો ?" એ સાંભળી કાંચને હસીને ગાલપર વસ્ત્ર ઢાંકી દીધું હતું. પરંતુ તેના તે હાસ્યમાં એક પ્રકારના ભયનો સંચય થયો હોય, એમ સ્પષ્ટ જણાઇ આવ્યું હતું. મેં તે દાગ પ્રથમ જોયો નહોતો, તેથી જ્યારે તે મારા જોવામાં આવ્યો, ત્યારે મને કાંચન પ્રતિ ઘણો જ તિરસ્કાર ઉત્પન્ન થઇ આવ્યો. તેના ગાલપર જે ડાગ પડયો હતો, તે ચોકખે ચોકખો જણાઇ આવતો હતો. મને એ વખતે એવો વિચાર પણ આવ્યો હતો કે, વેશ્યાપર વિશ્વાસ રાખવો, એ કેવળ મૂર્ખતા સિવાય બીજું કશું પણ નથી. કારણ કે, તે પ્રેમની ઇચ્છુકા હોતી નથી, પણ ફક્ત દૌલતની જ ભૂખી હોય છે. દૌલતની લાલચથી તે ગમે તે પુરુષ પાસે પોતાના સૌન્દર્યનું વેચાણ કરી દૌલત મેળવે છે. તેઓ સાધારણ રીતે જ ચંચળ હોય છે. તે કોઇની થઈ નથી, થતી નથી અને થવાની પણ નથી. એવા એવા અનેક વિચારો આવવા છતાં પણ હું મારા હૃદયના આવેગને કોઈ પણ રીતે દબાવી શકયો નહોતો. મારા હૃદયમાં અકસ્માત્ એક પ્રકારનો ભયંકર અગ્નિ ભડભડાટ કરતો સળગી ઉઠ્યો હતો અને મારું મન ઘણું જ અસ્થિર થઈ ગયું હતું. તથાપિ તે સમયે મહા મુશીબતે મેં મારા દિલને કાબૂમાં કરી લીધું હતું. કારણ જો એ વેળાયે મેં કાંચનને કાંઇ પણ ધમકાવી હોત તો મારા મિત્રો પાસે મારે શર્માવું પડત, એવો મારા મનમાં ભય રહ્યા કરતો હતો. મેં મિત્રોને તેની પ્રશંસા કરી સંભળાવી હતી, તેનાં સ્નેહનાં બણગાં ફૂકી બતાવ્યાં હતાં તથા તેને એક આદર્શ વેશ્યા હોવાનું સિદ્ધ કરી બતાવ્યું હતું, તે સર્વનો વિલોપ થવાનો સંભવ હતો. આ સર્વ કારણોથી હું દિલની દાઝ દિલમાં જ દબાવી ચૂપચાપ બેસી રહ્યો હતો. પરંતુ મદિરાપાન કરી મસ્ત બન્યા પછી મારા શરીરની સ્ફૂર્તિ ક્ષીણ થવા

માંડી હતી અને છેવટે હું છેક ગાફિલ બની ગયો હતો. મારા મિત્રો મદિરાપાન કર્યા પછી થોડી વાર બેસી ત્યાંથી ચાલ્યા ગયા હતા. પંહેલાં તેમની સાથે હું જેવી રીતે આખી રાત ફરી શકતો હતો, તેવી રીતે આજે ફરવા જવાની પણ મારા શરીરમાં તાકાત રહી નહિ. મેં ચુંબનના સંબંધમાં તેમને કશી પણ વાત કરી નહિ. અરે એ સમયે મારાથી તેમને કશું પણ કહી શકાયું નહિ. મેં ફક્ત એટલું જ તેમને જણાવી દીધું કે, આજે મારી તબીયત જરા બગડી ગઇ છે તેમ જ વૈદ્યોએ રાત્રે ઉજાગરો કરવાની મને મના કરી છે, માટે મારાથી અત્યારે તમારી સાથે આવી શકાશે નહિ. મારી આ વાત સાંભળી તેઓ કશો પણ આગ્રહ કર્યા સિવાય ચાલ્યા ગયા હતા અને હું તે કાંચનને ઘેર જ સૂઇ રહ્યો હતો પણ એ રાત્રે કાંચનની સાથે એક અક્ષર પણ ન બોલતાં મેં મૌનવ્રત જ સ્વીકારી લીધું હતું અને પરોઢિયું થતાં જ તેને કશું પણ જણાવ્યા સિવાય હું મારે ઘેર ચાલ્યો ગયો હતો. ત્યાર પછી મને કાંચનપર એટલો બધો અભાવ આવી ગયો હતો કે હું કદી પણ તેને ઘેર જતો નહોતો. તે દિવસથી જ મેં તેને ઘેર આવવા જવાનું માંડી વાળ્યું હતું.

પણ એ સમયે હું જાણી શક્યો નહોતો કે, કાંચને મારો ત્યાગ કરી બીજા એક પ્રણયીની સાથે પ્રણયનો સંબંધ બાંધ્યો હતો. તે ઉપર ઉપરથી મને હમેશાં જણાવ્યા કરતી હતી કે, હું તમને જ ચાહું છું, તમારા સિવાય બીજા કોઇ પણ પુરૂષ પ્રતિ જરા પણ સ્નેહ નથી. હું પણ એ મનોહારિણીનાં મીઠાં મીઠાં વચનોથી મુગ્ધ થઇ ગયો હતો અને આ દુનિયામાં તેના વિના બીજા કોઇને પણ દેખતો નહોતો. ગમે તે હો, પણ તેને પૈસા સંબંધી કાંઇક નુકસાન થવાથી પોતાના છુપા પ્રેમીને કહ્યું હતું કે, “ તારે લીધે જ મેં

એક પૈસાદાર પુરુષને મારા હાથમાંથી ગુમાવ્યો છે. તારા દોષથી જ તે ધનવાન પુરૂષે મને છોડી દીધી છે. જો તે દિવસે તેં મારા ગાલ પર ચુંબનનો દાગ ન કર્યો હોત, તો આ પ્રમાણે કદાપિ મારો સર્વનાશ થઇ શકત નહિ. પૈસા વિના કેવળ એકલા પ્રેમથી જ મારૂં પેટ ભરાય તેમ નથી. માટે ગમે ત્યાંથી ગમે તે રીતે તું મને પૈસા લાવી આપ જ્યાં સૂધી તું પૈસા ન લાવી શકે, ત્યાં સૂધી મારા ઘરમાં પગ પણ મૂકીશ નહિ. રાંડ પ્યારની યારી કરતી નથી પણ પૈસાની યારી કરે છે. અમારા જીવનનો હેતુ પૈસા પેદા કરવાનો છે, પ્રેમ પ્રાપ્ત કરી ભૂખે મરવાનો નથી. માટે જ્યારે હજાર બારસો રૂપિયા લાવી શકે, ત્યારે જ મારા ઘરમાં આવજે. તે સિવાય તું મને તારૂં મુખ પણ કદાપિ બતાવીશ નહિ." કાંચનની આવી કઠોર વાતો સાંભળી તેનો પ્રેમી ચાલ્યો ગયો હતો અને ત્યાર પછી કાંચને મારે ત્યાં મને બોલાવવા માટે એક માણુસ મોકલ્યું હતું, પરંતુ એ સમયે મારી ઘોર મોહનિદ્રા તૂટી ગઇ હતી, મારા હૃદયમાં વ્યાપેલી આસક્તિ દૂર થઇ ગઇ હતી અને વારાંગનાકુળ પ્રતિ મને એક પ્રકારનો ધિક્કાર ઉત્પન્ન થઈ આવ્યો હતો. પત્નીનો પવિત્ર પ્રેમ, પરણેલી ભાર્યાનો વિશુદ્ધ સ્નેહ, પુત્ર કન્યાના નિર્મળ સ્નેહ તથા માતાનો પ્રેમ આદિ સર્વ ભૂલી જઇ કામાંધ કાળાં કામની કરનારી કુલટા વેશ્યાના કપટજાળમાં ફસાવાની મારી લેશ માત્ર પણ ઈચ્છા રહી નહોતી. મેં તેના કારસ્થાન અને દગાબાજ આસક્તિમાં ન સપડાવાનો દૃઢ નિશ્ચય કરી કાંચનના માણસને ચોકખી ના પાડી કહેવરાવી મોકલ્યું હતું કે:—" હવે હું કોઈ કાળે પણ તારા જેવી પાપીયસી પ્રમદાના પ્રપંચજાળમાં સપડાવા ઇચ્છતો નથી. જેનો હેતુ કેવળ દ્રવ્ય પ્રાપ્ત કરવાનો જ છે, તેની સાથે કોઇ પણ જાતનો સંબંધ જોડવા પણ હું

માગતો નથી. વફાદારી જેનાથી હજારો ગાઉ દૂર ન્હાસે છે, એવી શંખણી સ્ત્રીનું મોઢું જોવાની પણ મારી ઇચ્છા નથી.” આ પ્રમાણે કહેણ મોકલાવી હું તે દુષ્ટા વારાંગનાને ત્યા ગયો નહોતો. ત્યાર પછી કાંચને પોતાના અસલી પ્રેમીને પણ પોતાને ત્યાં આવતો બંધ કરી દીધો હતો. એ અરસામાં મારા સાંભળવામાં કાંચનની કોઇએ હત્યા કરી છે એવા ભયંકર સમાચાર આવ્યા હતા. એ સાંભળીને હું તો થર થર કંપી ઉઠયો હતો. એ સમયે મેં એમ જ ધાર્યું હતું અને હજી પણ મને સંપૂર્ણ વિશ્વાસ છે કે, કાંચનનું ખૂન કરનાર તેના તે પ્રેમી સિવાય બીજું કોઇ જ નથી. તે પ્રેમીએ જ ગુસ્સામાં આવી કાંચનના અપમાનનો બદલો લેવાના હેતુથી તેનું ખૂન કર્યું હોવું જોઇએ, એવી મારી દઢ માન્યતા છે. ત્યાર પછી કાંચનના પ્રેમીના મનમાં કદાચ એવો ભય ઉત્પન્ન થયો હશે કે, હું એનો બધો ભયંકર ભેદ જાણું છું, તે કદાચ ફોડી નાખીશ અને એથી એને ફાંસીને લાકડે લટકવાનો પ્રસંગ આવી લાગશે. આવા ભયથી તેણે દસ્યુ સરદાર રતનદાસનો આશ્રય લીધો હોવો જોઇએ અથવા તો રતનદાસને અમુક સોનામોહોરો આપી તેની મારફત મને આ પ્રમાણે બંદીવાન બનાવ્યો હોવો જોઇએ. આ સર્વ કારણોથી જ ભાઇ ! હું ધારૂં છું કે, તે લૂટારાનો ભયંકર સરદાર રતનદાસ મને મારી પેઢીમાંથી ઉપાડીને આ ઘોર અંધકારમય કારાગૃહમાં કેદ કરી ગયો હોવો જોઇએ. એ સિવાય મારા બંદીવાન થવાનું મને બીજું કશું પણ કારણ જણાતું નથી. ગમે તેમ હો, પણ આ સર્વ મારી કરણીનાં જ ફળો હું ભોગવી રહ્યો છું. જો મેં એક કુલટા વારાંગના સાથે સંબંધ ન બાંધ્યો હોત તો, મારી આવી દુર્દશા કદાપિ થાત નહિ. પરસ્ત્રીની યારી બધી ખુવારીનું મૂળ છે. હવે હું સારી રીતે સમજી શકયો છું કેઃ—

" શોકનું સદન છે પરનારી, લાજ, લાભ, ગુણને હરનારી;
પાપ ભાર થકી નરને ભરનારી અતિ વિષમ છે પરનારી;
નારીના શરીરમાં શુભ શાનું ! જે બન્યું રૂધિર માંસ વસાનું;
મૂત્ર, લાળ, મળ, લીંટ વિનાનું, કોઇનું શરીર હું નવ માનું;
પ્રીતિથી પરપ્રિયાસહ જાશે, રીત મૂકી રમવા ચિત્ત ચ્હાશે;
એ વિપળ જો કદિ સુખ થાશે, એ ભવે ભવ ધરી પસ્તાશે.
કામિની કનક કુદુઃખ મૂળ, સ્પર્શતાં ઉપજશે ઝટ શૂળ;
અંત તેનું પરિણામ જ ધૂળ, મૂર્ખને સઘળું કલેશનું મૂળ. "

પણ ભાઇ ! હવે એ સર્વ શોક કરવો મિથ્યા છે ! કરેલાં કર્મનું ફળ અવશ્ય ભોગવવું જ પડે છે. "

" પણ, ત્યારે તમે થોડું ઘણું દ્રવ્ય આપી એ રતનદાસના કેદખાનામાંથી શા માટે નથી છટકી જતા ? રતનદાસ રૂપિયાનો એટલો બધો લાલચુ છે કે, તે રૂપિયા મળતાં સહજમાં જ તમને છોડી શકે તેમ છે. " ચંદ્રનાથે પૂછ્યું.

" મેં દશ હજાર સોના મોહોરો આપવાનું કબૂલ કર્યું હતું, પણ રતનદાસે તેટલી મુદ્રાઓથી મુક્ત કરવાની સ્પષ્ટ ના પાડી હતી. ભાઈ ! તે રાક્ષસનું પેટ ઘણું જ મોટું છે. તેના પંજામાં સપડાયલું માનવી સહજમાં છૂટી શકે તેમ નથી. " રંજનલાલે નિરાશાસૂચક જવાબ આપ્યો.

ચંદ્રનાથે અજાયબીથી કહ્યું:—" શું કહો છો ? દશ હજાર મોહોરો આપવા છતાં પણ તે લાલચુ લૂટારો ન માન્યો ? ઘણી જ અજાયબીની વાત કહેવાય ! પણ ત્યારે શું હવે તમે જિન્દગી સુધી આ ગંધાતા બંદીખાનામાં સડવા માગો છો ? શું તમને અહીં જરા પણ ગભરાટ નથી થતો ! "

રંજનલાલે જવાબ આપ્યો:—" તેઓ એક કાગળપર સહી કરી જિન્દગી સૂધી મને બાંધી લેવા માગે છે. અરે એટલું જ નહિ પણ એ ઉપરાંત બીજી વીશ હજાર સોના મોહોરો પણ માગે છે ભાઇ ! એટલું બધું ધન મારાથી કયાંથી આપી શકાય ? એવા ભયંકર પત્રપર સહી પણ શી રીતે કરી શકાય ? "

ચંદ્રનાથે કહ્યું:—" પણ જિન્દગીના બચાવ માટે એ બધું તુચ્છ છે. જિન્દગી સૂધી તો દૌલત પણ આપોઆપ આવી મળશે. માટે રતનદાસ જે કાંઇ આપી અહીંથી છૂટકારો મેળવો. "

" એ તો હું પણ જાણું છુ. દૌલત દેવામાં મને કશી પણ અડચણ નથી. પરંતુ કાગળપર સહી કરતાં મારૂં મન મૂંઝાઈ જાય છે. તે કાગળમાં કોણ જાણે શું લખ્યું છે, તે પણ હું જાણતો નથી. મેં માગવા છતાં પણ એ દુષ્ટ રતનદાસે એ કાગળ મને બતાવ્યો નથી. " રંજનલાલે કહ્યું.

" ત્યારે તો શી રીતે સહી કરી શકાય ? કદાચ તે પાપાત્મા રતનદાસ ખૂનનો આરોપ પણ તમારા શિરપર આરોપવા માગતો હોય, તો તેમાં પણ કાંઇ અજાયબી જેવું નથી,વળી એ કાગળમાં તેણે તમારી સઘળી મિલ્કત લઇ લેવાનું લખ્યું હોય. તો તે પણ સંભવિત છે. આવી સ્થિતિમાં તો એવા ભયંકર કાગળપર કોઇ પણ રીતે સહી કરી શકાય તેમ નથી. " ચંદ્રનાથે કહ્યું.

" એટલા માટે જ મારૂં મન સહી કરતાં અચકાય છે. હવે તો મેં એવો જ નિશ્ચય કર્યો છે કે, ભગવાને ભાગ્યમાં જે કાંઈ ભોગવવાનું લખ્યું હોય, તે જ ચુપકીથી ભોગવી લેવું. એ સિવાય આ ભયંકર સ્થાનમાંથી છૂટવાનો બીજો એક પણ ઈલાજ નથી. " રંજનલાલે નિરાશાથી કહ્યું.

આ પ્રમાણે વાતચીત કરતા તેઓ બન્ને ચૂપ થયા. તે સમયે રાત્રિ લગભગ વીતી જવા આવી હતી. તેમનાં બન્નેનાં શરીર લોટ-પોટ થઈ ગયાં હતાં. તેથી લાચારીથી તેઓ બન્ને પોતપોતાના ઘાસના બિછાનાપર જઇ સૂઇ ગયા.

---

## પ્રકરણ ૨૨ મું

## ભોંયરાના ભેદી ગૃહમાં

આ સંસાર અગાધના ચળકતા તું છે કિનારે હજી,
ત્યાં શું મૃત્યુની ક્રૂર પાંખ સુણી તેં વ્હાલું ઉપાડી જતી

કમ્પે છે આ દિલ જરી સળી ઘાસની કમ્પતાં, ને
દોડે છાયા ઘન તણી અને દિલ મારૂં ડરે છે!
સૂકાયું આ રૂધિર સઘળું તોય ના જીવ જાતો!
જૂઠી આશા ઉપર જીવ આ કેમ વીંટાઇ વહેતો?

**કલાપી.**

---

બીજે દિવસે મધ્યાન્હસમયે એક પુરુષે આવી, એ ભોંયરાના ભેદી ઘરનો લોઢાનો દરવાજો ઉઘાડી પ્રવેશ કર્યો. આ સમયે તેના હાથમાં એક સળગતી મશાલ સિવાય બીજું કશું પણ નહોતું. ત્યાર પછી બીજા એક અનુચરે પોતાના હાથમાં બે જૂદા જૂદા વાસણોમાં કેટલાક ખાવાના પદાર્થો લઇ તે વિકરાળ અને ઘણા જ ઘોર અંધકારવાળા ઘરમાં દાખલ થયો.

મશાલના તેજની સહાયતાથી ચંદ્રનાથે તે ઘરની સર્વ વ્યવસ્થાને બરાબર જોઈ લીધી, ત્યારપછી તે પેલા અનુચરે આણેલો ખોરાક ખાઇને પોતના ઘાસનાપર બેસી ગયો. બંદીવાન રંજનલાલે પણ આહાર કરી લીધો. પરિચારકે પાત્રો લઇ ત્યાંથી પ્રસ્થાન કર્યું. પણ જે પુરુષ મશાલ લઇને એ ઘરમાં આવ્યો હતો, તે તો ત્યાં જ બેસી રહ્યો. ઘરમાં મશાલ સળગવા લાગી.

તે મશાલચીને ઉદ્દેશીને ચંદ્રનાથે પ્રથમ પૂછ્યું:—"ભાઇ! અહીંથી અમારો ઉદ્ધાર થાય એવો કોઇપણ સરળ ઈલાજ હોય, તો તે બતાવવાની કૃપા કરો, તમે અમને એવો કોઇ પણ ઉપાય બતાવશો તો અમે તમારૂં મન ખુશી કર્યા સિવાય રહીશું નહિ."

મશાલચી રુક્ષસ્વરથી બોલ્યો:—"તમારો ઉદ્ધાર? મારી ધારણા પ્રમાણે તો તમારો ઉદ્ધાર થાય, એવી કશી પણ આશા રાખી શકાતી નથી. તેમ છતાં પણ જો તમે મારા માલિકને, તેના મ્હોં માગ્યા રૂપિયા આપશો, તો કદાચ અહીંથી છૂટી શકશો. પણ સાધારણ દ્રવ્ય આપી અહીંથી છૂટી જવાથી આશા રાખતા હો, તો તેને અત્યારથી જ માંડી વાળજો."

"મ્હોંએ માગ્યા એટલે અટકળે કેટલાક રૂપિયા આપવાથી અમારો ઉદ્ધાર થશે." ચંદ્રનાથે પૂછ્યું.

"પચાસ હજાર સુવર્ણ મુદ્રાઓ આપવાથી તમે સહજમાં જ છૂટી શકશો." મશાલચીએ કહ્યું.

"મારી સાત પેઢીના કોઈ પણ પુરૂષે એટલા બધા રૂપિયા જોયા પણ નથી, તો પછી લાવી આપવાની તો સંભાળના જ શી રીતે રાખી શકાય? ભાઈ! તમે તમારા માલિકને જરા સમજાવી અમારી શક્તિ પ્રમાણે પૈસા લેવાની સલાહ આપો." ચંદ્રનાથે કહ્યું.

" ત્યારે અહીંથી છૂટવાની આશાને મૂકી દો. આમ રૂપિયાનો લોભ કરવાથી વીર સરદાર રતનદાસના પંજામાંથી કદાપિ છૂટી શકો તેમ નથી. " તે વ્યક્તિએ જરા દમામથી કહ્યું.

" ત્યારે હવે અમે છેક લાચાર જ છીએ. અમારાથી છૂટી શકાય તેવો કશો પણ ઇલાજ જ રહ્યો નથી મને તો આ કઠિન કારાગૃહમાં પણ કશી પીડા થાય તેમ નથી. પરંતુ મારી એક વૃદ્ધ માતાના પોષણ માટે મારૂં મન આટલું બધું અકળાઇ ગયું છે. મારા જીવનની તો હું કશી પણ પરવાહ જ રાખતો નથી. કેવળ માતાની ચિંતાએ જ મને વ્યાકુળ કરી દીધો છે. આ જગતમાં એ એક વૃદ્ધ માતા સિવાય મારે બીજું કોઇ પણ સગું વહાલું નથી. આજકાલના જમાનામાં દોલતની હરકોઇ માણસને એટલી બધી તંગી ભોગવવી પડે છે કે, જેની કશી હદ જ નથી. જ્યાં ખાવાને પૂરૂં અન્ન ન મળતું હોય, પહેરવાના વસ્ત્રનાં ફાં ફાં પડતાં હોય, ત્યાંથી એકી સાથે પચાસ હજાર સોના મોહોરો જેટલી મોટી રકમ પણ શી રીતે મળી શકે. શું તમારા સરદારને એટલો પણ ખ્યાલ નથી આવતો કે, એક કંગાલ કે જેના ઘરમાં એક મુઠીભર અનાજ પણ નથી, તે તેને એટલી બધી મોહોરો ક્યાંથી લાવી શકશે ? ભલા માણસ ! આવો જુલ્મ ન ગુજારો અને જે યોગ્ય હોય તે પ્રમાણે માગો. આવો અત્યાચાર કરવાથી તમારા સરદારપર ભગવાનની પણ ઇતરાજી થશે. વળી તમે આખા દેશના મોટા મોટા ધનવાનોને લૂટી લાખો કરોડો રૂપિયા એકઠા કર્યા છે. છતાં પણ આવી ધન તૃષ્ણા રાખી ગરીબોનાં ગળાં શા માટે કાપો છો ? એ અખૂટ દોલતને તમે શું કરવાના છો ? ભાઇ ! બધી બાબતની અમુક એક હદ જ હોવી જોઈએ. " ચંદ્રનાથે કહ્યું.

" જો તારા જેવા બધા બંદીવાનો મળે અને અમારો માલિક તેમને એમને એમ છોડી દે, તો બીજે દિવસે તેમને ભીખ માગવાનો જ વારો આવે. અમારો સરદાર દોલતને શું કરશે, એ બધી બાબત તને પછીથી જણાઇ આવશે. તેમનો સઘળો વહિવટ હવે પછી તને પૃછીને જ ચલાવશે. તારી સલાહ પ્રમાણે વર્ત્તી વહેલા બાવા થશે. ગમાર ! તું એક હજાર મોહોર જેવી મામૂલી રકમ માટે સરદારનો જીવ લેવા અથવા તો પોલિસમાં પકડાવવા તૈયાર થયો હતો, તો પછી તને સરદારે અત્યારે જે સજા કરી છે, તેમાં શું ખોટું કર્યું છે ? " તે વ્યક્તિએ ચીડાઇને પૂછ્યું.

વિવાદ વધી જવાના ભયથી રંજનલાલે એક નવી યુક્તિ શોધી કાઢી, તેણે તરત જ ચંદ્રનાથને ઉદ્દેશીને પૂછ્યું:—" ત્યારે શું ચંદ્રનાથ ! તમે કહો છો કે, મારે આ જગત્માં એક માતા વિના બીજું કોઇ પણ નથી. તો પછી શું હજી સૂધી તમારાં લગ્ન નથી થયાં ! હજી તમે કુંવારા જ છો ? "

" ના, ભાઇ ! પૈસાના અભાવે હજી સૂધી મારે કુંવારો જ રહેવું પડયું છે. કોઈ પણ દયાવાન પુરુષે મને પોતાની દુહિતાનું દાન આપવાની ઉદારતા દર્શાવી નથી. હું ધારૂં છું કે, જેની પાસે પૈસા નથી, તેણે તો કુંવારા રહેવું એ જ અધિક હિતકારક છે. વળી પૈસા વિના કોઇની પુત્રી પણ મળી શક્તી નથી, એ પણ નિર્વિવાદ વાત છે. માટે જ લોકો કહે છે ને કે, ' વસુ વિના નર પશુ ' અને નાણાં વિના નર નીમાણા. "

રંજનલાલે કહ્યું:—" ભાઇ ! તમે જે કાંઇ કહો છો, તે અક્ષરે અક્ષર સત્ય જ છે. "

ચંદ્રનાથ કાંઇક વિચાર કરી બોલ્યો:—" વારૂ ભાઇ ! કદાચ

મારો ઉદ્ધાર થઇ શકશે નહિ. પણ આ ધનવાન પુરુષના ઉદ્ધારનો કોઈપણ ઉપાય તમારા ધારવામાં આવે છે ખરો કે ?"

તે વ્યક્તિએ કહ્યું:—"હા—જો તેઓ વીસ હજાર સોના મોહોરો આપશે તથા અમારા સરદારના લખેલા એક કાગળપર સહી કરી આપશે તો ક્ષણ માત્રમાં છૂટી શકશે."

"કાગળ પર સહી કરવાને તેઓ નાખુશી બતાવે છે, કારણ કે, જ્યાં સુધી એ કાગળમાં શી બીના લખવામાં આવી છે, એ જાણવામાં ન આવે. ત્યાં સુધી કોઇપણ રીતે સહી કરી શકાય જ નહી. તેમ છતાં પણ તેઓ તમોને તમારા માગેલી વીસહજાર મુદ્રાઓ આપવા તૈયાર છે." ચંદ્રનાથે કહ્યું.

"રૂપિયા તો અમો અવશ્ય મેળવી શકીશું, પણ કાગળપર સહી ન કરવાથી જે પુરુષના ઉપકાર માટે આ પુરુષને કેદ કરવામાં આવ્યો છે, તેનું ઘણું જ અહિત થવાનો અમારા સર્વના મનમાં જાપ રહ્યા કરે છે. અમારા સરદાર એવા નીચ પ્રકૃતિના નથી કે, જેને ઉપકાર કરવાનું વચન આપ્યું હોય તેનું કોઇપણ રીતે અનિષ્ટ થવા દે. તેઓ જીવ જાય તોપણ પોતાના વચનનો ભંગ થવા દે તેવા નથી. અત્યાર સૂધીમાં તેમણે હજારો માણસોનું એ પ્રમાણે હિત કર્યું છે." તે વ્યક્તિએ કહ્યું.

"ત્યારે શું એ વિના બીજો કશો પણ ઉપાય જ નથી ? શું અમારે બન્નેને જિન્દગી સૂધી આ ગંધાતા અંધારા ગબારાવાળા ઘોર બંદીખાનામાં જ સડી સડીને અમારૂં જીવન વીતાડવું પડશે ?" ચંદ્રે પૂછ્યું-

"હા—તેમ જ થશે. અમારી શર્તો કબુલ રાખ્યા સિવાય તમારે સડી સડીનેજ મરવું પડશે."

આમ કહી તે પુરુષ મશાલ લઇ ત્યાંથી ચાલ્યો ગયો. આ પ્રમાણે અંધારામાંને અંધરામાં જ તેમના બન્નેના બે ત્રણ દિવસો વીતી ગયા. તેઓ બન્ને ઘણા જ ખિન્નતા અને દિલગીરી ભરેલા દિલથી દુઃખ ભોગવતા દિવસો ગુજારવા લાગ્યા, એવામાં અચાનક એક દિવસ ચંદ્રનાથના મનમાં એક યુક્તિ સુઝી આવી. તેની ભેટમાં એક નાનો છૂરો હતો: તેને ભેટમાંથી બહાર કાઢી રંજનલાલ પાસે જઇ બોલ્યોઃ—"જૂઓ, ભાઇ! આપણા ઉદ્ધારનો હવે કશો પણ ઉપાય જ રહ્યો નથી. પણ જો યુક્તિ અજમાવીએ અને તેમાં સફળતા મળે તો અહીંથી સહજમાં જ છૂટી શકાય તેમ છે. મારી પાસે જે છૂરો છે, તેનાથી આ ઘરની દીવાલમાં છિદ્ર પાડવાથી આપણને છટકી જવાનો એક સારો પ્રસંગ મળી શકશે. મેં ઘણા દિવસ થયાં એ નિશ્ચય કરી રાખ્યો છે અને અત્યારે એ નિશ્ચયને પાર પાડવાની મને સંપુર્ણ ઇચ્છા થઇ આવી છે. આવો, આપણે બન્ને એ કામમાં ગુંથાઇએ."

રંજનલાલે કહ્યુંઃ—"તમારી આ સલાહ ઘણી જ ઉત્તમ છે. પણ તમે ધારેલી ધારણા સહજમાં જ પાર પડી શકશે કે નહિ. એની મારા મનમાં હજી શંકા જ રહ્યા કરે છે."

"શંકા રાખવાનું કશું પણ કારણ નથી. શું મારી ધારણા નિષ્ફળ જશે? આપણે કાંઈ માટીના ઘડા જેવા નથી કે, મહેનત કરવા જતાં તુટી જઇશું. મનુષ્યથી શું નથી થઈ શકતું? મહેનત કરવાથી બધું થઇ શકે છે. જે કોઈ કહેતું હોય કે, મનુષ્યથી કશું પણ થતું નથી, તો તે ભયંકર ભૂલ જ કરે છે." ચંદ્રનાથે કહ્યું.

"પણ દીવાલમાં કાણું પડવાથી કયી જગાએ જવાશે, એનો કાંઇ પણ ખ્યાલ કર્યો છે ખરો કે?"

" હું કેટલાક દિવસ થયાં દીવાલ પાસે કાન રાખી બહારની બધી બોલચાલ બરાબર સાંભળતો આવ્યો છું. બહાર માણસોની વાતચીત સ્પષ્ટ સંભળાય છે. મને જણાય છે કે, આ દીવાલની પાછળના ભાગમાં બીજા કોઈપણ માણસનું ઘર આવેલું છે." ચંદ્રનાથે કહ્યું.

" ત્યારે શું એ ઘર પણ આવી રીતે ભોંયરામાં કોતરી કાઢેલું છે !" રંજનલાલે અજાયબીથી પૂછ્યું.

" ના—હું જે સ્થળે કાણું પાડવા ઇચ્છું છું, ત્યાં તો સપાટ જમીનવાળું જ ઘર આવેલું છે." ચંદ્રે કહ્યું.

રંજનલાલે પૂછ્યું:—" પણ વળી પાછા તે ઘરમાં ક્યાંક સપડાઈ જવું પડશે તો ? "

ચંદ્રનાથે જવાબ આપ્યો:—" તો ઘરધણીની માફી માગી અથવા હાથે પગે લાગી છટકી જઇશું એ વિષયમાં તમારે ગભરાવાનું કશું પણ કારણ નથી. હું તમને બધો બંદોબસ્ત કરી આપીશ."

"પરંતુ જો કદાચ તે પણ લૂટારાઓનું જ નિવાસસ્થાન હશે તો !" રંજનલાલે આતુરતાથી પૂછ્યું.

" કદાપિ હોઇ શકે જ નહિ. આ લૂટારાઓના ભયંકર બંદીખાનાની પાસે કોઇ પણ વ્યક્તિનું નિવાસસ્થાન કદાપિ સંભવી શકે જ નહિ." ચંદ્રનાથે અનુમાનના અશ્વપર સ્વાર થઇ જવાબ આપ્યો.

"પણ ધારો કે કદાચ હોય, તો પછી શું કરવું વારૂ ?" રંજનલાલે ઘણો જ ભાર મૂકી પૂછ્યું.

" જો તેમ થશે તો પણ ડરવાનું શું પ્રયોજન છે ! તેઓ આપણને શી સજા કરશે. બહુબહુ તો ફરીવાર આ બંદીખાનામાં મોકલી આપશે. અહીંથી આપણે આપણી આખી જીન્દગીમાં છૂટી શ-

ટીએ, એવો બીજો કશો પણ ઇલાજ જ નથી, ત્યારે પછી આ યુ-
ક્તિ કરવામાં શું નુકશાન થવાનું છે. ભાઇ ! હિમ્મત વિના કશું
પણ થઈ શકતું નથી. હિમ્મતથી જ માણસ પોતાનું ધારેલું કામ
કરી શકે છે. વિચારમાં ને વિચારમાં જ પડી રહેવાથી મનુષ્યની
આશા કદાપિ ફળીભૂત થતી નથી.” ચંદ્રનાથે કહ્યું.

છેવટે ચંદ્રનાથની યુક્તિ પ્રમાણે ચાલવાનો જ નિશ્ચય થયો.
પ્રથમ ચંદ્રનાથે જ કાર્યની શરૂઆત કરી આખો દિવસ મેહનત
કરી રાત્રિના ચોથા પહોરે તેણે દીવાલમાં એક નાનું છિદ્ર પાડી એ-
કાદ બે ઈંટો સેરવી લીધી. ચંદ્રનાથના કરતાં રંજનલાલના શરીરમાં
કાંઇક વિશેષ બળ હતું, તેમ છતાં પણ ચંદ્રનાથ દૃઢ મનનો અને
હઠીલો હતો. તે જે કામ કરવા ધારતો, તેને પૂરૂં કર્યા પછી જ જં-
પીને આરામ લેતો. એકાદ બે ઇંટો સરકેલી જોઇ રંજનલાલ ઘણો
જ ખુશી થયો અને ઉત્સાહની સાથે બીજી ઇંટો સેરવવા માંડયો.
બન્નેની આખી રાતની અવિશ્રાન્ત મેહનતથી કેટલીક ઈંટો સરી પડી
ત્યાર પછી બીજે દિવસે પણ તેમણે મહેનત અને કોશિશ કરવામાં
કશી પણ ખામી રહેવા દીધી નહિ. તેઓ બન્ને તનમનથી તે કાર્ય
કરવા લાગ્યા. ફક્ત જ્યારે ખાવાનું આવવાનો વખત થતો, ત્યારે
તેઓ બન્ને ત્યાંથી પાછા પોતાના મૂળ સ્થાનપર આવી ગુપચૂપ
બેસી જતા હતા. તથા જમતી વેળાયે તરેહ તરેહની વાતો કરી મ-
શાલચીને ભૂલથાપ ખવડાવી પેલા છિદ્રની કશીપણ બાતમી મળવાનો
પ્રસંગ આપતા નહોતા. ખાવાનું કામ પતી ગયા પછી જ્યારે તે
મશાલચી ત્યાંથી ચાલ્યો જતો ત્યારે થોડીવાર આરામ લઈ તેઓ
પાછા પોતાના કામમાં વળગી જતા હતા.

આખો દિવસ મહેનત કર્યા પછી જ્યારે સંધ્યાના ઘોર અં-

પ્રકારથી આખું જગત ઢંકાઇ ગયું, ત્યારે તેમનું કામ પણ પૂરૂં થઈ ગયું. પરંતુ તેઓ તે છિદ્રમાંથી દીવાનો પ્રકાશ જોઈ શક્યા નહિ. એ જોઇ રંજનલાલ એક ઉંડો નિઃસાસો મૂકી બોલ્યો:–" ભાઇ ! ઘણું કરીને આપણી બધી મેહનત બરબાદ થઇ છે."

ચંદ્રનાથે અજાયબીથી પૂછ્યું:—" કેમ ? આમ એકાએક નિરાશ શા માટે થાઓ છો ?"

" આ છિદ્રમાંથી તો પાસેના મકાનમાં પવન અને પ્રકાશ વગેરે કશું પણ જણાતું નથી." રંજનલાલે કહ્યું

" રંજનલાલ ! એમ હોવાનું એક કારણ છે. તે એ છે કે, આપણું કોતરેલું છિદ્ર સપાટ ભૂમિથી સહજ નીચેના ભાગમાં આવેલું છે, એથી આપણને પ્રકાશ દેખાતો નથી." ચંદ્રનાથે કહ્યું.

"ત્યારે પછી ત્યાંથી શી રીતે બહાર નીકળી શકાશે ?" રંજનલાલે પૂછ્યું.

" આ ઘરની બાજૂમાં જ બીજું એક ઘર છે, એ ઘરમાંથી આપણે સહજમાંજ નીકળી શકીશું."

પણ એ ઘરમાંથી શી રીતે નીકળી શકાશે ? એ ઘર કોનું છે, તે તમે જાણો છો ?"

" ના—એ હું નથી જાણતો. ગમે તેનું ઘર હોય, એની સાથે આપણને કશો સંબંધ નથી. આપણે તો ત્યાંથી છૂપાઇને બરાબર છટકી જઇશું, એટલે પછી કશો પણ ભય રહેશે નહિ."

રંજનલાલે કહ્યું:—" ત્યારે પ્રથમ તમે જ આગળ ચાલો, કારણ કે, મારાથી તમે વધારે બુદ્ધિમાન છો."

---

# પ્રકરણ ૨૩ મું

:x:

## આપત્તિમાંથી ઉદ્ધાર

ગુનાહોં કી બની આદમ કો જબ તહરીક હોતી હૈ;
બુરાઇ વહ કરે દોજખ મેરે નજદીક હોતી હૈ;
જિના કારોં સિતમગારો સે મુઝકો સખ્ત નફરત હૈ;
મેરી આંખો મેં નેક ઔર પારસા લોગોંકી ઈજ્જત હૈ;

ખોલોં આંખે ઔર દેખો કામ સબ ઇન્સાન કે;
હુસ્ન હૈં, ઇશ્કકે હૈં, યા ચલન શેતાન કે;
કિસને બદકારી સિખાયી, કિસને કટવાયે ગલે;
અબ વહ કુલ મંજર નજર આયેંગે આલીશાનકે.

દુશ્મને ઈમાન.

ચંદ્રનાથ પ્રથમ બહાર જવા માટે આગળ ચાલતો થયો. પાછળ પાછળ રંજનલાલ પણ ચાલવા લાગ્યો. ચંદ્રનાથના અનુમાનમાં ખામી આવી નહિ; તેણે તથા રંજનલાલે એક ખાલી ઘરમાં પ્રવેશ કર્યો તે ઘર ઘણું જ મોટું, વિશાળ, કાંઇક અંધકારવાળું અને અત્યંત પુરાતન હતું. પરંતુ ઘણો જ આશ્ચર્યનો વિષય છે કે, અત્યારે તે ઘરમાં એક પણ મનુષ્ય દૃષ્ટિગોચર થતું નહોતું. સર્વત્ર શૂન્યતાની છાયા છવાયલી જ જોવામાં આવતી હતી તે શૂન્ય સદનમાં સન સન શબ્દોનો ધ્વનિ કરતો તથા ધીમી ગતિથી લહરીઓ લેતો વાયુ પ્રેતનો અભિનય દર્શાવી રહ્યો હતો. ચંદ્રનાથ તથા રંજનલાલે ઘણી

ઘણી તપાસ કરવા છતાં પણ તે ઘરના દરવાજાનો તેમને કશો પણ પત્તો જ મળી શકતો નહોતો. આથી તેઓ બન્ને આખા ઘરમાં આમ તેમ ભટકવા લાગ્યા. ભટકતાં ભટકતાં ચંદ્રનાથનો હાથ એક લોઢાના દરવાજા સાથે અથડાયો. તે દરવાજાને ઉઘાડવા માટે ચંદ્રનાથે પ્રથમ પ્રયત્ન કર્યો, પરંતુ તેથી તેનો અવાજ સંભળાવા લાગ્યો. એ સાંભળી. ને ચંદ્રનાથ લાચાર થઇ ગયો. તેણે વિચાર્યું કે, “ જો કદાચ એ અવાજ બીજા કોઈના સાંભળવામાં આવી જશે. તો અત્યાર સુધીની તેની કરી કારવેલી બધી મહેનત બરબાદ થઇ જશે અને તે સાથે બીજી કોઈ નવી આપદ પણ આવી પડશે, વળી જો સરદાર રતનદાસના દસ્યુ સમૂહમાંથી કોઇ પણ વ્યક્તિ એ વાર્તા જાણી જશે તો પછી કોઇ પણ રીતે છૂટકો થવાની વાત તો દૂર રહી, પણ ઉલટા ફરીવાર તે ભયંકર દુઃખોની જ્વાળાવાળા નરક જેવા બંદીખાનાના બંદીવાન થઇ જિન્દગી સુધી દુઃખ જ ભોગવ્યા કરવું પડશે. રતનદાસ એ વખતે નિષ્ઠુરતા દર્શાવવામાં તથા શારીરિક પીડા આપવામાં જરા પણ પાછો પડશે નહિ. ’

આ પ્રમાણે બધી બાજૂઓનો બરાબર વિચાર કરી ચંદ્રનાથે બહુ જ ધીમે ધીમે તે દરવાજો ઉઘાડવાની કોશિશ કરી. ઇશ્વરકૃપાએ તેની તે કોશિશ સફળ નિવડી અને તે દરવાજામાંથી એક માણસ સરળતાથી બહાર નીકળી શકે એટલી જગા પણ મળી. તેમાંથી બહાર નીકળ્યા પછી ચંદ્રનાથ તથા રંજનલાલે જોયું કે, તેઓ બન્ને ભૂષણાનગરીની એક ઘણી જ સાંકડી અને દુર્ગન્ધ વાળી ગલીમાં આવી પહોંચ્યા હતા. ગલીના એક છેડા પર ઝાંખો દીવો સળગી રહ્યો હતો અને તે દીવાની સહાયતાથી આજુબાજુનું બધું દશ્ય બરાબર જોઇ શકાતું હતું. આ સર્વ જોઇને તેમનાં મનમાં ફરી વાર આશાનો સં-

ચાર થયો. રંજનલાલ હવે ચંદ્રનાથ આગળ બહાર નીકળવા માટે ગભરાવા લાગ્યો. ચંદ્રનાથે એમ કરવામાં કશો પણ વાંધો ઉઠાવ્યો નહિ. રંજનલાલ ચંદ્રનાથનો ઇશારો થતાંની સાથે જ એકદમ તીર વેગે ત્યાંથી ન્હાસી છૂટયો. ક્ષણવારમાં તો તે કોણ જાણે કયાં અદૃશ્ય પણ થઇ ગયો. ચંદ્રનાથ તે કયી દિશા તરફ ગયો હતો, તે પણ જોઇ શકયો નહિ.

હજી ચંદ્રનાથ બહાર નીકળવાની તૈયારી કરી રહ્યો હતો; એ સમયે તેના કાને મનુષ્યના કંઠમાંથી નીકળેલો કરૂણધ્વનિ સંભળાયો ચંદ્રનાથે કદી પણ લોકોના દુઃખનો અનુભવ કર્યો નહોતો. દુઃખથી પીડાતા, રોગથી રીબાતા અને સંકટથી અસહ્ય યાતના સહન કરતા કોઇ પણ મનુષ્યના કષ્ટનો તેને હજી સુધી કશો પણ અનુભવ જ મળ્યો નહોતો. આથી તેના હૃદયમાં દયા કે સહાનુભૂતિનો સર્વથા અભાવ જ હતો. હમણાં જે ધ્વનિ સંભળાયો, તેથી તે આનંદિત થયો અને કાંઇક નવીન જોવાની મજા મળી શકશે એમ ધારી તે જે દિશામાંથી તે દુઃખ ભરેલો અવાજ આવતો હતો, તે તરફ ચાલવા લાગ્યો.

તે ભયંકર અંધકારમાં શબ્દનું અનુકરણ કરી આમ તેમ ભટકતો ભટકતો ચંદ્રનાથ એક સ્થળે જઈ પહોંચ્યો. ત્યાં ગયા પછી તે જાણી શકયો કે, એ અવાજ એક બે મજલાવાળા મકાનમાંથી આવી રહ્યો હતો. ચંદ્રનાથ એ સાંભળી ખુશી થયો અને તે મકાન પર જવાની સીડીની શોધ કરવા લાગ્યો. અથડાતાં અથડાતાં છેવટે તેને તે સીડીનો પત્તો પણ મળી શકયો. તે અંધકારમાં ધીમે ધીમે પગલાં ભરતો તે સીડીપર ચંદ્રનાથ ચઢવા લાગ્યો. થોડેક દૂર જતાં તેને દીવાની ઝાંખી રોશની પણ દેખાઇ આવી. ત્યાર પછી તે સહજ સ્વસ્થ થઇ ચાલવા લાગ્યો. સ્હામે જ ઘરનું દ્વાર પણ દેખાયું દ્વા-

રમાંથી ચંદ્રનાથ જોઈ શક્યો કે, એક વૃદ્ધ રોગી ઋણુ શય્યામાં સૂતેલો હતો. જે ઘરમાં એ રોગી વૃદ્ધ સૂતો હતો, તે ઘરમાં એક ઝાંખો દીવો સળગી રહ્યો હતો, પરંતુ ઘણા સમય થયાં તેની સંભાળ ન લેવાથી તેના પર ઘણી જ મેશ જામી ગઇ હતી અને તે જ ઘણું જ ઝાંખુ થઇ ગયું હતું. દીવો બહુ જ ઝાંખો સળગી રહ્યો હતો.

ચંદ્રનાથ દરવાજા પર ઉભો રહી સ્પષ્ટ જોઈ શક્યો કે, એ વૃદ્ધનો જ દુઃખી અવાજ તેના સાંભળવામાં આવ્યો હતો અને હજી પણ તેવી જ રીતે તે વૃદ્ધ દુઃખ પૂર્વક કહી રહ્યો હતોઃ—" મને બહુ જ તરસ લાગી છે, જરા પાણી આપો—હાય, કોઇ પાણી આપો !" તેનો આવો કરૂણતાભરેલો અવાજ સાંભળી ચંદ્રનાથ તે ઘરમાં નિર્ભયતાથી દાખલ થયો.

તે ઘરમાં એક અર્ધું ઉઘાડું કબાટ હતું અને તેમાં કેટલાંક મેલાં વસ્ત્રો પડ્યાં હતાં. બીજી તરફ કેટલાંક તાંબા પીતળનાં વાસણો અને તેવો જ સરસામાન પડ્યો હતો. ઘરના મધ્ય ભાગમાં વૃદ્ધની પથારી હતી, પરંતુ એ સર્વ જડ વસ્તુઓ અને એક વૃદ્ધ પુરૂષ સિવાય બીજું એક પણ મનુષ્ય તે ઘરમાં દેખાતું નહોતું. વૃદ્ધની પથારી પાસે એક પીતળનું વાસણ પડયું અને તે વાસણમાં પાણી ભરી મૂખવામાં આવ્યું હતું. આ સિવાય બીજો કશો પણ મૂલ્યવાન સામાન પણ જણાતો નહોતો.

વૃદ્ધ પહેલાંની માફક જ ઘણા કરૂણ સ્વરથી કહેવા લાગ્યોઃ— " ઘણી જ તરસ લાગી છે. પાણીનું એકાદ ટીપું પણ કોઇ લાવી આપો. હતભાગિની વિમળા ! તું અત્યારે ક્યાં ચાલી ગઇ છે ?"

આ સાંભળી ચંદ્રનાથે પૂછયુંઃ—" કેમ કાકા ? પાણી લાવી આપું કે ?"

તે વૃદ્ધ પુરૂષે પણ સ્હામો જ પ્રશ્ન પૂછયો:--"તમે કોણ છો ? અહીં શા માટે આવ્યા છો ?"

ચંદ્રનાથે જવાબ આપ્યો:--"હું એક મુસાફર છું અને તમારો દુઃખી અવાજ સાંભળી અહીં આવ્યો છું."

"ત્યારે લાવો, ભાઈ ! કૃપા મને જલ્દી પાણી લાવી આપો--મારો--જીવ--જાય છે--" વૃદ્ધે કહ્યું.

ચંદ્રનાથે પેલા પીત્તળના વાસણમાંથી પાણી લાવી તે વૃદ્ધના મુખમાં રેડયું. પણ તે વૃદ્ધ સારી રીતે પાણી પી શકયો નહિ, પાણીનાં થોડાંક ટીપાં જ તેના મ્હોંમાં ગયાં; બાકીનું બધું પાણી પથારીપર ઢળી પડયું. એ પરથી ચંદ્રનાથ સમજી ગયો કે, હવે તે વૃદ્ધનું મરણ થવામાં વિશેષ વિલંબ થાય તેમ નથી. અલ્પ સમયમાં જ તેનો પ્રાણ વાયુ વિલીન થાય તેમ છે.

વૃદ્ધે ફરીવાર ભાંગ્યા તૂટયા સ્વરથી કહ્યું:--"તમે કોણ છો ? ગમે તે હો, એની મને કશી પણ ચિંતા નથી. મારી મરણની વેળાયે તમે મને પાણી આપી તૃપ્ત કર્યો છે. મારા તકીયા તળે મારો એક ખાતાનો ચોપડો છે અને તે ઘણો જ જરૂરનો છે. શું એ ચોપડો તમે લઇ જશો ? નિર્ભાગી વિમળા અત્યારે અહીં દેખાતી નથી. તેણે મારી સાથે દગો કર્યો છે; માટે તમે તેને પૂરતી સજા કરજો. હું મહા લોભી હતો, લોભ કરીને મેં ઘણું દ્રવ્ય એકઠું કર્યું હતું. છેવટે લોભીયાના ધનની જે દશા થવી જોઇએ, તેવીજ મારા દ્રવ્યની પણ દુર્દશા થઇ છે."

આમ કહી વૃદ્ધે ફરીવાર પાણી માગ્યું. ચંદ્રનાથે ધીમે ધીમે તેના મ્હોંમાં પાણી નાખ્યું. પરંતુ તે જળ અત્યારે વૃદ્ધનાં ગળાં નીચે ઉતરી શકયું નહિ. ચંદ્રનાથે નામેલું બધું જળ વૃદ્ધના બન્ને

હોઠ પરથી નીચે ઢળી પડયું. વૃદ્ધની આંખોના તારા સ્થિર થવા આવ્યા. ચંદ્રનાથે તેની નાડી ઝાલી જોયું, તો તે તદ્દન અટકી પડવા આવી હતી. તેના શરીરનું લોહી હરતું ફરતું બંધ થઇ ગયું હતું. થોડીવારમાં જ તે વૃદ્ધ પુરુષ આક્ષણ ભંગુર અવનીનો ત્યાગ કરી ચાલ્યો ગયો.

ત્યારપછી ચંદ્રનાથે ઘરના ચારે ખૂણાઓમાં ફરી ફરીને જોઇ લીધું. પરંતુ તેને તે ઘરમાં બીજું પણ મનુષ્ય દૃષ્ટિગોચર થયું નહિ. છેવટે ચંદ્રનાથ નિર્ભય થઇને તે ઘરની માલમિલ્કતનો તપાસ કરવા લાગ્યો, પરંતુ તેમાં પણ તેને કશી સફળતા મળી શકી નહિ. આથી લાચાર થઇ તેણે વૃદ્ધના તકીયા તળેથી તેનો બતાવેલા ખાતાનો ચોપડો ઉપાડી લીધો; તથા તે ચોપડાને પોતાનાં વસ્ત્રમાં છુપાવીને તે ત્યાંથી તરત જ રવાના થયો. ચંદ્રનાથ વળી પાછો અંધારામાં અથડાતો અથડાતો પેલા દરવાજા પાસે આવી પહોંચ્યાં, દરવાજાને ઘણી જ સાવચેતીથી ઉઘાડી તે સરળતાથી બહાર નીકળી પડયો. બહાર નીકળ્યા પછી તે પ્રથમ જણાવેલી ગલીવાળા માર્ગે આવી લાગ્યો. કેટલીક વાર સુધી એ માર્ગપર ઉભો ઉભો રહી આજૂબાજૂમાંથી પોતાની પાછળ કોઇ પણ મનુષ્ય આવી રહ્યું છે કે નહિ તેની તપાસ કરવા લાગ્યો. પણ છેવટે જ્યારે તે કોઇપણ મનુષ્યને જોઈ શકયો નહિ, ત્યારે ત્યાંથી એકદમ શ્વાસભેર પોતાના ઘરભણી જવા માટે દોડી ગયો.

તે ગલીનો સાંકડો માર્ગ ઓળંગી એક સરિયામ રસ્તાપર જઈ પહોંચ્યો. ત્યાં ગયા પછી તેણે ફરીવાર રતનદાસનો કોઈપણ માણસ પોતાની પાછળ પડયો છે કે નહિ. તે બરાબર જોઇ લીધું, પણ એ રસ્તાપરથી પોતાને ઘેર શી રીતે જવું તથા એ રસ્તો

ક્યાંથી નીકળી ક્યાં જાય છે, એનો કશો પણ નિશ્ચય ઈંદ્રનાથથી થઈ શકયો નહિ તેમ જ હવે પોતાને ક્યાંથી નીકળી ક્યાં જવું એનું પણ કશું ભાન રહ્યું નહિ. તે ત્યાંથી નીકળવાના તરેહતરેવારના વિચારો કરી રહ્યો હતો, એવામાં એના સદ્ભાગ્યયોગે એ રસ્તા-પરથી એક ભાડુતી ગાડી જતી તેના જોવામાં આવી. એ જોઈ તેના મનમાં આશાનો ઉદય થયો. તેણે તરત જ ગાડીવાળાને બૂમ પાડી થોભાવ્યો અને પછી તેની પાસે જઇ સદર થાણામાં ગાડી લઇ જવાનું પૂછ્યું. ગાડીવાન પૂરતું ભાડું મળવાથી ગાડી લઈ જવા માટે કબૂલ થયો. ચંદ્રનાથ ગાડીવાનને તેની ઇચ્છાનુસાર ભાડું આપી ગાડીમાં બેસી ગયો. ગાડીમાં બેઠા પછી તેના મનમાં ઘણો જ આરામ મળ્યો. ગાડીવાને તરત જ ગાડી દોડાવી મૂકી અને કલાક દોઢ કલાકમાં તો ચંદ્રનાથને સદર થાણામાં પહોંચાડી, ભાડૂં પણ ચૂકવી લીધું. હવે ચંદ્રનાથ નિશ્ચંત થયો, તેના મનનો બધો ભય દૂર થયો. ગાડાવાળાના ચાલ્યા જવા પછી તે નિશ્ચિંત મનથી પોતાના ગૃહપ્રતિ વિદાય થયો. રસ્તે ચાલતાં ચાલતાં તેણે પોતાના મનમાંજ વિચાર્યું કે:—"આજે હું મારા પૂર્વજન્મના પુણ્ય યોગે પાપાત્મા નરપિશાચ રતનદાસના પંજામાંથી આબાદ છટકી શક્યો છું."



# પ્રકરણ ૨૪ મું



## ક્રૂરતાનું પ્રદર્શન

જહાં તક હદ્દે ઇન્સાનીકી દારિશકા ગુજારા હૈ;
જહાં તક ઇપૂતેદા ઔર ઇન્તેહાને જોર મારા હૈ;
ફલક સે હમ મઁગા સકતે હૈ નકલે ઉસ અદાલતકી;
લગા સકતે હૈ સબ મોહરે બિલા ખટકે સદાકતકી.

સિતમ કર ખૂન કર દુખિયાકે દુખસે ખુદ દુખી હોગી;
સતાકર હમ ગરીબોંકો ન હરગિજ તું સુખી હોગી;
પસે મુર્દન બી તૂ આતશ કે બિસ્તરપર પડી હોગી;
હમારી બદદુઆસે રંજમેં શામીલ ખુશી હોગી;
ઇલાહી હુકમ કર ફૌરન જમીંમેં જલજલા હોવે;
બચા લે ગૈબકી રહમત મકાઁ ફટકર જુદા હોવે.

મુન્સી જલાલ અહમદ

ઇંદ્રિનાથ એક વર્ષ થયાં, તે અંધકારમય કારાગૃહમાં કેદ થયો હતો. તેના ઉદ્ધાર માટે, બીજો કશો પણ ઉપાય જ જણાતો નહોતો. કેવળ ગયા કેટલાક માસ પહેલાં એક દિવસે પંડિત કામદેવે તેની મુલાકાત કરી હતી; તથા ઇંદ્રિનાથ પાસે એક અરજી લખાવી બાદશાહી દરબારમાં મોકલાવી હતી. એ સિવાય બીજો કશોપણ ઉપાય કરવામાં આવ્યો નહોતો. અંબાલિકા તથા ઇંદ્રિનાથના વૃદ્ધ પિતાના

સંબંધમાં પંડિત કામદેવે કશા પણ ખરા સમાચાર તેને જણાવ્યા નહોતા. ઇંદ્રનાથને આશ્વાસન આપવાના ઉદ્દેશથી તેમ જે તેના પિતાના મરણના અને અંબાલિકાના દુઃખના સંવાદ સાંભળી તેનું હૃદય દગ્ધ ન થાય એવા હેતુથી તેણે માત્ર ' સર્વ આનંદમાં છે, ' એવી જ ખબર આપી હતી. દરબારમાં અરજી મોકલી ઇંદ્રનાથ કારાગૃહમાંથી મુક્ત થવાની વાટ જોઇ રહ્યો હતો અથવા તો આશામાં ને આશામાં જ તે યંત્રણાદાયક કારાગૃહના ભયંકર દિવસો વીતાડી રહ્યો હતો. પણ એ આશામાં મહિનાઓના મહિના વીતી ગયા તેમ છતાં પણ બાદશાહી દરબાર તરફથી તેને તેની અરજીનો કશો પણ જવાબ જ મળી શક્યો નહિ. ત્યારે તે નિરાશાના ઉંડા નિઃસાસા મૂકી તે અંધકારમય કારાગૃહમાં જ દિવસો ગાળવા લાગ્યો. તેણે તે જ્વાળાવાળા કારાગૃહમાંથી મુક્ત થવાની બધી આશાઓને છોડી દીધી.

દર વરસે એકવાર બાદશાહી દરબાર તરફથી દરેક મોટા મોટા કારાગૃહોની તપાસણી કરવા માટે એક પદવીધર અધિકારીને મોકલવામાં આવતો હતો અને તે અધિકારી કારાગૃહના સર્વ બંદીવાનોની જુબાની લઇ તેના અપરાધનું કારણ જાણી જો યોગ્ય જણાય તો કોઇ નિર્દોષ બંદીવાનને કારાગૃહની કઠિન પીડામાંથી મુક્ત કરવાની ઉદારતા પણ દર્શાવતો હતો. આજે જે કારાગૃહમાં ઇંદ્રિનાથ બંદીવાન હતો, તે કારાગૃહની તપાસ થયાને એક વરસ થઈ ગયું હતું, તેથી રાજવિધિના નિયમ અનુસાર કારાગૃહોનો એક મુખ્ય અધિકારી ભીમગઢના કારાગૃહની તપાસ કરવા માટે આવ્યો હતો. આખા કારાગૃહમાં ફરી બધા બંદીવાનોની મુલાકાત કરી છેવટે કંટાળીને તે અધિકારીએ કારાગૃહના દારોગાને ઉદ્દેશીને કહ્યું:—" કેમ દારોગા સાહેબ ! તમારા કારાગૃહના સર્વ બંદીઓની મુલાકાત તો થઇ ગય

છે ને ? હું ધારું છું કે હવે મારે બીજા કોઇ પણ બંદીવાનની મુલાકાત કરવાનું બાકી નહિ જ રહ્યું હોય ! આજે તો ફરી ફરીને હું છેક થાકી ગયો છું.” દારોગાએ જવાબમાં જણાવ્યું કેઃ—“સાહેબ ! ઉપરના બધા બંદીઓની મુલાકાત થઈ ગઇ છે. હવે ઉપર એક પણ બંદીવાન બાકી રહ્યો નથી.”

અધિકારીએ પૂછ્યુંઃ—“હજી ઉપરના બંદીવાનોની જ તપાસ થઇ શકી છે, ત્યારે શું વળી નીચે બીજા કોઇ બંદીવાનો છે ખરા કે ? નીચે કેટલાક બંદીવાનો છે વારુ ?”

આ અધિકારી હજી નવો સવો હતો, એટલે ભીમગઢના કારાગારના વ્યાપારથી સર્વથા અનભિજ્ઞ હતો. તેના પ્રશ્નના ઉત્તરમાં બંદીખાનાના દારોગાએ જણાવ્યુંઃ—“હા—સાહેબ ! નીચેના ભોંયરામાં એક ભયંકર કારાગૃહ છે અને તે કારાગૃહમાં પણ લગભગ બસોક બંદીવાનો પોત પોતાના કુકર્મની સજા ભોગવી રહ્યા છે. જેમણે રાજદ્રોહ, માતૃહત્યા, પિતૃહત્યા, ભ્રાતૃહત્યા તથા પત્નીહત્યા કરી હોય, એવા બંદીવાનોને જ એ ભયંકર કારાગૃહમાં કેદ રાખવામાં આવે છે.”

“શું એવા ભયંકર અપરાધીઓને એ કારાગૃહમાં કેદ રાખવામાં આવે છે ?.”

“જી—હા—જેમણે રાજ્ય વિરૂદ્ધ કાવત્રાં કર્યાં હોય, બદમાશી કરી હોય, લૂટફાટ ચલાવી હોય, કેદખાનામાં આવવા છતાં પણ જેનું ચારિત્ર્ય ન સુધર્યું હોય, એવા સર્વ બંદીઓને એ બંદીખાનામાં રીબાવી રીબાવીને મારવામાં આવે છે. એ બંદીખાનામાં પણ બે વિભાગ છે એક વિભાગમાં કેવળ રાજદ્રોહીઓને જ રાખવામાં આવે છે અને બીજામાં ઉપર જણાવેલા ગુન્હા કરનાર ગુન્હેગારોને

જિન્દગી સુધી બંદીવાન રાખવામાં આવે છે. ” દારોગાએ કહ્યું.

“ બીજા બધા બંદીવાનોની તપાસ આવતી કાલે કરીશું, તો પણ ચાલી શકશે. પરંતુ રાજદ્રોહી બંદીની તો સર્વથી પ્રથમ ખબર લેવી પડશે. પણ—હા-એવા રાજદ્રોહી બંદીવાનોની સંખ્યા કેટલીક છે વારુ ? ” નવીન અધિકારીએ દારોગાને ઉદ્દેશી આતુરતાથી પૂછ્યું.

“ એવો ભયંકર રાજદ્રોહી બંદીવાન તો માત્ર એક જ છે. ” દારોગાએ જવાબ આપ્યો.

“ આજે મારી તપાસણી સફળ થઇ શકશે. હું ઘણા સમય થયાં ઘણાં માણસો પાસેથી સાંભળી શક્યો છું. એ બંદીવાન તદ્દન નિરપરાધી છે. તેણે કોઇ પણ પ્રકારનો અપરાધ કર્યો જ નથી. અત્યારે એ બિચારાને સડેલો અને ગંધાતો ખોરાક આપવામાં આવે છે અને તે સાથે તેના પર અસહ્ય અત્યાચાર પણ ચાલી રહ્યો છે. તેણે બિચારાએ આ કારાગૃહમાંથી મુક્ત થવા માટે શહેનશાહી દરબારમાં અરજી પણ કરી છે. હું આજે એ બંદીવાનની બરાબર તપાસ કરવા ઇચ્છું છું. જો એ નિર્દોષ ઠરશે તો તેને મુક્ત કરવાની હું દરબારી અમલદારને બનતી ભલામણ કરીશ. ” નવીન અધિકારીએ એક પ્રકારની સહાનુભૂતિ દર્શાવી કહ્યું.

એ સાંભળી દારોગાએ કશો પણ ઉત્તર આપ્યો નહિ. કેવળ ધીમું હાસ્ય કરી તેણે હોઠ પીસી તે અધિકારીને ઇશારામાં જ કાંઇક સમજાવી દીધું. તેનું તે હાસ્ય તથા સંકેત આદિ સર્વ કાર્ય રાજ્યનિયમને દર્શાવનારો વ્યર્થ આડંબર જ હોયની ! એમ જણાવા લાગ્યું.

કારાગારના અધિકારીએ કહ્યું:—“ ચાલો, એકવાર આપણે એ પાતાળપૂરીના બંદીવાનની મુલાકાત કરી આવી શાન્તિથી આરામ લઇએ. આજે બીજા બંદીવાનોને જોવાની મારામાં શક્તિ પણ રહી

નથી, માટે આ રાજદ્રોહી બંદીને મળી હું આરામ લેવાની જ ઇચ્છા ધરાવું છું."

"જેવી આજ્ઞા. ચાલો, તેની પાસે જતી વેળાએ આપણે એ ચાર હથિયારબંધ પ્રહરીઓને પણ રક્ષકરૂપે સાથે રાખવા જોઈશે તથા તે સાથે એક મશાલચીને પણ લેવો પડશે."

"ધોળે દિવસે મશાલચીને સાથે લેવાની શી જરૂર છે? શું દિવસે પણ ત્યાં એટલું બધું અંધારૂં રહે છે?" કારાગૃહના અધિકારીએ અજાયબીથી પૂછ્યું.

"જી—હા. તે ઘણું જ અંધકારમય સ્થાન છે." દારોગાએ જવાબ આપ્યો.

"હથિયારબંધ રક્ષકો રાખવાની શી જરૂર છે?,' અધિકારીએ પૂછ્યું.

"એ બંદી ઘણો જ બદમાશ છે. તેને જોવા માટે જે કોઇ પ્રહરી અથવા અધિકારી તેની પાસે જાય છે, તેના શરીરપર તે એકદમ ધસી જાય છે. તેના પંજામાં સપડાયા પછી જીવ લઇને ન્હાસી છૂટવું એ ઘણું જ મુસ્કેલી ભરેલું થઇ પડે છે." દારોગાએ જવાબ આપ્યો.

"તેને ખોરાક આપવા જે વ્યક્તિ તેની પાસે જાય છે, તેની શી દશા થાય છે વારૂ?"

"તે પણ સાથે હથિયારબંધ રક્ષકો લઇને જ જાય છે તથા ઘણી જ સાવચેતી રાખે છે."

"તેનાપર શો આરોપ સાબીત થયો છે કે જેથી તેને એવા ભયંકર બંદીખાનામાં કેદ કરવામાં આવ્યો છે?" કારાગૃહના અધિકારીએ આતુરતાથી પૂછ્યું.

" તેણે રાજ્ય વિરુદ્ધ કારસ્થાન રચ્યાં છે, આ દેશમાંથી મુગલ રાજસત્તાનો વિનાશ કરી મરાઠાઓની સત્તા સ્થાપવાનો પ્રયત્ન કર્યો છે. તેના આવા ભયંકર અપરાધથી જ ભયંકર સજા કરવામાં આવી છે. પણ હમણાં તો તે દીવાનો બની ગયો હોય એમ જણાય છે."

"ત્યારે તો જે ઉપાયે આપણે નિરાપદ રહી શકીએ, તેવો કોઇ સરળ ઉપાય કરીને જ તેની પાસે ચાલો."

" એ હથિયારબંધ પ્રહરીઓને સાથે લઇ કારાધ્યક્ષ તથા દારોગા સાહેબ, ઇંદ્રનાથ જે નરક જેવા ઘોર પાતાળગૃહમાં રહેતો હતો, તે તરફ ચાલતા થયા. આગળ એક મશાલચી અનુચર ચાલવા લગ્યો.

કારાગૃહનું દ્વાર ઉઘડયા પછી અધિકારી તથા દારોગાએ તેમાં પ્રવેશ કર્યો. ઇંદ્રનાથ ઘરનાં એક ખૂણામાં બેસી પોતાના ભાગ્યની બ્રમણાનો વિચાર કરી રહ્યો હતો એવામાં અચાનક ઘરમાં દીવાનું તેજ જોઇ તે ચકિત થયો. તેણે જોયું. કે કેટલાક માણસો તે સમયે તે ઘરમાં પ્રવેશ કરી ચૂકયા હતા. એ જોઇને ઇંદ્રનાથે વિચાર્યું કે, તેને છોડાવવાનો હુકમ લઇને દારોગા સાહેબ તેની પાસે આવ્યા હશે, એટલે તે એકદમ ઉઠીને તેમના તરફ ધસી ગયો દીવાનો થયેલો ઇંદ્રનાથ હુમલો કરવા આવી રહ્યો છે, એમ ધારી એક અસ્ત્રધારી રક્ષકે ભાલો ઉઠાવીને ઇંદ્રનાથની છાતી સ્હામો તાકયો. એથી ઇંદ્રનાથ ભયનો માર્યો પાછો હઠી ગયો. ઇંદ્રિનાથની આવી સ્થિતિ જોઇ અધિકારીએ દારોગા સાહેબના મુખ તરફ જોઇને કહ્યું કેઃ—

" આ વ્યક્તિ જ્યારે હથિયાર જોઇને દૂર ન્હાસે છે, ત્યારેં એને દીવાનો ગણી કાઢવામાં તમારી સર્વની ભયંકર ભૂલ ગણાય છે. વળી તમે તેને માટે જે આરોપ મૂકી તેને દુર્દાન્ત તથા દુઃસાહસી ઠરાવ્યો હતો. એ વાર્તા પણ મારા માનવામાં આવી શકતી નથી. આ બિચારો

કોઇ ભલો માણસ જણાય છે. કેવળ અધિકારીઓના ગેરઇન્સાફથી જ એની આવી ભયંકર દુર્દશા થઇ હોય એમ સ્પષ્ટ માલુમ પડી આવે છે."

દારોગા સાહેબે ધીમે ધીમે પોતાનો હાથ હલાવતાં હલાવતાં કહ્યું:—"હા—સાહેબ ! હમણાં એ કાંઇક સ્વસ્થ થયો હોય એમ જણાય છે. છતાં પણ વારંવાર તે ઉન્માદી બની ભયંકર તુફાન મચાવે છે. આખા બંદીખાનામાં એના જેવો બદમાશ બંદી બીજો એક પણ નથી."

અધિકારી તથા દારોગા સાહેબની વાતચીત સાંભળી ઇંદ્રનાથ સમજી ગયો કે, તેને દીવાનો ધારીને જ આ ભયંકર પાતાળપૂરીમાં કેદ કરવામાં આવ્યો હતો. તે ઉપરાંત તેના જાણવામાં એમ પણ આવી ગયું કે, એ નવીન અધિકારી કાંઇ જેવો તેવો સામાન્ય અધિકારી ન હોઇ એક શક્તિશાળી તથા સત્તાવાન અધિકારી જ હોવો જોઇએ. તેણે જે કારાગૃહમાંથી છૂટવાનો હુકમ મળવાની આશા રાખી હતી, તે આશા સર્વથા નિષ્ફળ નિવડી. તેની સર્વ આશાઓ દારોગાની દુષ્ટતાભરેલી વાણી સાંભળીને નિરાશાના રૂપમાં બદલાઇ ગઇ.

ગમે તેમ હો, પણ ઇંદ્રનાથે એ આગંતુક અધિકારીને પોતાની સર્વ સત્ય હકીકત જણાવવાનો નિશ્ચય કરી લીધો. કેટલીક વાર સૂધી વિચાર કર્યા પછી તે ઘુંટણમંડીએ બેસી હાથ જોડી તે અધિકારીને ઉદ્દેશી ઘણા જ કોમળ તથા નમ્રતાભરેલા સ્વરથી કહેવા લાગ્યો:— કૃપાનિધાન ! આપ એક શક્તિશાળી અને સત્તાસંપન્ન અધિકારી છો, એ વાર્તાને હું બહુજ સારી રીતે જાણી શકયો છું. મને આ દારોગા સાહેબ તથા પ્રહરીઓ ખૂની, ચોર, લૂટારો, હીચ-

કારો, બદમાશ, દીવાનો અને કારસ્થાનકારી આદિ અનેક નામોથી બોલાવે છે, તો ભલે બોલાવે, મને એની કશી પણ સ્પૃહા નથી કારણ કે, ઇશ્વરકૃપાથી એમાંનો એક પણ દોષ હજી સુધી મારા નિર્મળ હૃદયનો સ્પર્શ કરવાને શક્તિમાન થયો નથી. હું ભગવાનનું નામ લઇને સોગનપૂર્વક કહું છું કે, એમાંના એક પણ સંબોધનને યોગ્ય થાય તેવું કુવર્તન મેં અત્યાર સુધીમાં કદાપિ ચલાવ્યું જ નથી. હું પંડિત કામદેવની પેઢીપર ઘણાં વર્ષો થયાં વિશ્વાસપુર્વક કાર્ય કરતો આવ્યો છું. તેમણે મને એ વિષયમાં યોગ્ય પ્રશંસાપત્રો પણ લખી આપ્યાં છે. મારા વર્ત્તનની ઉચ્ચતા જોઇ તેમણે મને પોતાના પુત્રથી પણ અધિક સ્નેહ સમર્પણ કર્યો છે. ગયા વર્ષમાં મારાં લગ્ન થવા પહેલાં એક દિવસે જ મારા શત્રુઓના ષડયંત્રથી હું આ પ્રમાણે બંદીવાન બન્યો છું. મને મારા કયા અપરાધથી બંદીવાન બનાવવામાં આવ્યો છે, તે પણ હું જાણતો નથી. ખુલ્લી અદાલતમાં મારો ઇન્સાફ પણ થયો નથી. ન્યાયાધીશ હરગોવિંદે ગુપ્ત રીતે મને અદાલતમાં બોલાવી મારી જુબાની લીધી હતી અને તે સમયે મને રાજદ્રોહી હોવાનું જણાવ્યું હતું. પણ મહાશય ! રાજદ્રોહ એ શી વસ્તુ છે, એ પણ હું હજી સુધી જાણી શકયો નથી. હું આ ભીષણ દંડથી દંડિત થયો છું, ત્યારથી મારી સ્થિતિનું પણ સર્વથા પરિવર્ત્તન થઇ ગયું છે. આ જગતમાં મારૂં ભલું ઇચ્છે એવું કોઇ પણ સગુંવહાલું પણ નથી કે, જે આ ભયંકર કારાગૃહમાંથી મને મુક્ત કરવાની પણ ખરા દિલથી ચેષ્ટા કરે . આ સંસાર મારા માટે અત્યારે શૂન્ય જ થઈ ગયો છે. કેવળ મારા એક વૃદ્ધ પિતા છે, તેઓ પણ મારી આવી દુર્દશા જોઇ શોકથી વિહ્‌વળ થઇ પથારીવશ થયા છે. એ સિવાય ત્રિજગતમાં મારૂં બીજું કોઈ જ નથી. આપ મારાપર

કૃપા કરો, આપ જો હું નિર્દોષ હોઉં તો મને મુક્ત કરાવી શકો તેમ છો. મારી ગરીબની અરજી બાદશાહી દરબારમાં પહોંચે અને મારી આ ભીષણ કારાગૃહમાંથી મુક્તિ થાય, એવી વ્યવસ્થા કરી આપ આ એક પામર અને દીનહીન પ્રાણીને વિના કારણ અત્યાચારના મુખમાં બળી રહ્યો છે, તેમાંથી બચાવો. નિર્દોષપર દયા કરવાથી ભગવાન આપનું ભલું કરશે."

કારાધ્યક્ષના કઠોર હૃદયપર ઇંદ્રનાથનાં આ કોમળ વચનોએ સખ્ત અસર કરી. તેની આંખમાંથી કરુણાજળની ધારાઓ વહેવા લાગી. તેણે કહ્યું:—"તારો ઈન્સાફ ક્યાં થયો હતો વારૂ?"

ઇંદ્રનાથે આંખોમાં આંસુ લાવી જવાબ આપ્યો:—"આ ભૂષણાનગરીમાં જ"

અધિકારીએ પૂછ્યું:—"કોની પાસે ઇન્સાફ થયો હતો? કાજી સાહેબે તારો ઈન્સાફ કર્યો હતો.

ઇંદ્રનાથે નમ્રતાથી જવાબ આપ્યો:—"ના, તેમની પાસે ખુલ્લી રીતે ઈન્સાફ થયો નહોતો. અરે કોઇ પણ અધિકારી પાસે પ્રકટ રીતે મારો ન્યાય થયો જ નથી. છતાં પણ સહકારી ન્યાયાધીશ હરગોવિંદ શાસ્ત્રી પાસે હું એક દિવસ ઈન્સાફ માટે હાજર થયો હતો. તેણે મારા કાગળ પત્રો જોઇ કહ્યું હતું કે, તું સંપૂર્ણ રીતે નિર્દોષ છે, એ હું સારી રીતે સમજી શકયો છું. પણ હવે તારો ઇન્સાફ કરવો એ એક પ્રકારની વિડંબનાનો જ વિષય છે. હું કાજી સાહેબને કહી આજે જ તને છોડવી દઇશ?"

અધિકારીએ પૂછ્યું:—"ત્યાર પછી શું થયું હતું વારૂ?"

"ત્યાર પછી, આ ભયંકર સજા મળી. પછી મારો ઇન્સાફ પણ થયો નહિ. હું કોઇના મુખથી આ વિષયમાં કશી વાત પણ

સાંભળી શકયો નહિ. મને કાંઇ પણ કહ્યા કારવ્યા સિવાય પ્રહરીઓએ એકદમ ઉંચકીને મને આ કારાગૃહમાં પૂરી દીધો." ઇંદ્રિનાથે જવાબ આપ્યો.

"તને ખાવાપીવાની કાંઇ પણ અગવડ પડે છે ખરી કે?" અધિકારીએ પૂછ્યું.

"ધર્માવતાર! જેને આવા નરક જેવા ભીષણ સ્થાનમાં રહેવું પડે છે, તેની પછી સારા નરસા આહારની પણ શી ખબર રહી શકે? બે ત્રણ દિવસે એકાદવાર મૂઠ્ઠી ચોખ્ખા ખાઈ હું મારૂં પેટ ભરૂં છું. પરંતુ હવે આ ભીષણ બંદીખાનાના યાતનામય સ્થાનમાંથી કોઇ પણ રીતે મારો ઉદ્ધાર થાય એવી વ્યવસ્થા કરવાની કૃપા કરો. ભગવાન આપનું કલ્યાણ કરશે. હું કોઇ પણ પ્રકારે દોષિત નથી. અવિચારથી અથવા વિના વિચારથી જ મારે આવી વિષમ વેદના વેઠવી પડે છે." ઇંદ્રિનાથે આંખમાં આંસૂ લાવી ઘણા જ કરુણાર્દ્ર સ્વરથી કહ્યું.

"તારી સાથે સહકારી ન્યાયાધીશ અને કોઈ પણ પ્રકારનો વિવાદ હતો ખરો કે?"

"સર્વનાશ! તેઓ કોઇની સાથે કદાપિ વિવાદ કરે તેવા નથી તેમની સાથે મારો વિવાદ થવાની કશી પણ સંભાવના જ નથી. તેમણે તો મારી નિર્દોષતાનો પરિચય મેળવી મને યોગ્ય સહાયતા આપવાનું વચન આપ્યું હતું. મારી ધારણા પ્રમાણે તેઓ એક ઘણાજ ભલા અને પરોપકારી માણસ છે." ઇંદ્રનાથે પોતાની સરળતા પ્રકટ કરી જવાબ આપ્યો.

"ત્યારે તેમણે આપેલો ફેંસલો જોતાં તારી નિર્દોષતા અથવા દોષિતતા સ્પષ્ટ જણાઇ આવશે." અધિકારીએ આશ્વાસન આપવાના આશયથી કહ્યું.

"જી—હા, એમના લખેલા અભિપ્રાયની ટીકા વાંચતાં જ આપને મારા આરોપની સત્યતા અથવા અસત્યતા સ્પષ્ટ સમજાઇ જશે, એવી મારી દૃઢ માન્યતા છે." ઇંદ્રિનાથે કહ્યું.

"જો તેમના અભિપ્રાયની ટીકામાં તારા સંબંધી કાંઇ પણ સારૂં લખવામાં આવ્યું હશે; તો હું તને અવશ્ય મુક્ત કરાવીશ." અધિકારીએ એક પ્રકારની આશા આપી કહ્યું.

ઇંદ્રિનાથ અશ્રુપૂર્ણ નયનોથી હાથ જોડી તેનો ઉપકાર દર્શાવતો કહેવા લાગ્યો:—"મહાશય ! મારૂં કોઇ નથી. મારા પક્ષમાં રહી મને છોડાવવાની કોશિશ કરે એવું કોઇ પણ આત્મીય કે સગુંવહાલું પણ નથી. આપની દયાપર જ મારા ઉદ્ધારનો આધાર રહેલો છે."

"બહુ સારૂં. એ વિષયમાં હું મારાથી બનતી ચેષ્ટા કરીશ." આમ કહી અધિકારી એ કારાગૃહના ભયંકર ઓરડામાંથી બહાર ચાલ્યો ગયો. દારોગા તથા પ્રહરીઓ પણ તેની પાછળ ચાલતા થયા. સર્વના બહાર ચાલ્યા આવ્યા પછી ભીમગઢનું તે ભયંકર કારાગૃહ તરત જ બંધ થયું.

ઇંદ્રનાથ એ અંધકારમય ઘરમાં બેસી ઇશ્વર પાસે પ્રાર્થના કરવા લાગ્યો:—"દયામય ! મેં જો કાંઇ પણ પાપકર્મ કર્યું હોય; તે તારાથી કશું પણ અજાણ્યું નથી. તું સર્વવ્યાપક છે, છતાં પણ વિના દોષે મને શા માટે આ પ્રમાણે પીડિત કરી રહ્યો છે ? પ્રભુ ! તું એ અધિકારીના હૃદયમાં સન્મતિ આપી મારો ઉદ્ધાર કરાવ. હવે મારાથી આ અસહ્ય યાતના સહી શકાતી નથી. આ વિકરાળ સ્થાનમાં મારૂં હૃદય નિરંતર કમ્પાયમાન રહ્યા કરે છે. માટે હે નિયંતા ! મારો ઉદ્ધાર કર. મારી આ દારૂણ યંત્રણાનું અવસાન થાય એવી તારી અનુપમ દયા દર્શાવ."

ઇંદ્રિનાથ પાસેથી બધો વૃત્તાંત સાંભળી આવ્યા પછી અધિકારી મહાશયે સહુથી પ્રથમ દારોગા સાહેબ પાસેથી કારાગૃહનું પુસ્તક મંગાવ્યું. ત્યાર પછી તે તે પુસ્તક વાંચી જોવા લાગ્યો કે, ન્યાયાધીશ શાસ્ત્રીએ ઇંદ્રનાથના સંબંધમાં પોતાનો શો અભિપ્રાય આપ્યો છે. જોતાં જોતાં તેને જણાયું કે શાસ્ત્રી મહાશયે ઇંદ્રનાથના સંબંધમાં આ પ્રમાણે અભિપ્રાય આપ્યો છેઃ—" ઇંદ્રનાથ રાજદ્રોહના કારસ્થાન માટે બંદીવાન થયો છે. ઇન્સાફ કરતી વેળાયે એના સર્વ દોષો સાબીત થયા છે. વળી એ ઉપરાંત તેણે બીજા ઘણા ઘણા અપરાધો કર્યા છે. ચોર લુટારા, ડાકાત અને બદમાશોની સાથે પણ તેનો સારો સંબંધ છે. અત્યાર સુધીમાં તેણે જેટલા અપરાધો કર્યા છે, તેની કશી હદ જ રહી નથી. એનું ચારિત્ર્ય ઘણું જ ક્લિષ્ટ અને અધમ છે. જ્યાં સુધી તે પોતાનું વર્ત્તન ન સુધારી શકે, ત્યાં સુધી તેને બંદીવાન રાખવાની ખાસ જરૂર છે. કારણ તેને છૂટો કરવાથી બાદશાહી સલ્તનતને પણ ધોકો પહોંચે તેવો ભય રહે છે."

સહકારી ન્યાયાધીશ હરગોવિંદ શાસ્ત્રીનો આવો વિરુદ્ધ અભિપ્રાય વાંચી કારાગૃહોનો અધિકારી ઇંદ્રિનાથનો ઉદ્ધાર કરવાના વિષયમાં કંઇક નિરાશ થયો. વસ્તુતઃ ઇંદ્રનાથની કરૂણ પ્રાર્થનાથી તેના હૃદયમાં દયાનો સંચાર થયો હતો, તેના હૃદયની વાસના બલવતી થઇ હતી. જો ન્યાયાધીશના અભિપ્રાયમાં કોઇ પણ પ્રકારની દયાનો અંશ હોત અથવા ઇંદ્રિનાથની વિરૂદ્ધમાં કશું પણ ન લખવામાં આવ્યું હોત તો તે ઇંદ્રનાથને મુક્ત કરાવવા માટે તે પોતાનાથી બનતી કોશિશ કરવામાં કોઇ પણ જાતની ખામી રહેવા દેત નહિ. પરંતુ ન્યાયાધીશનો અભિપ્રાય ઇંદ્રનાથના પક્ષમાં સારો હોવો તો દૂર રહ્યો, પરંતુ તેનાથી સર્વથા પ્રતિકૂળ જ હતો. આ સર્વ કારણોથી તે બિચારાને મુક્ત

કરાવવાની એક પણ આશા અવશિષ્ટ રહી નહોતી.

બરાબર તપાસ કરી લીધા પછી અધિકારીએ દારોગાને ઉદ્દેશીને કહ્યું:—" દારોગા સાહેબ ! આ અપરાધીનો ઉદ્ધાર થાય એવી કશી પણ આશા રહી નથી. કારણકે, ન્યાયાધીશ મહાશયે એના સંબંધમાં જે અભિપ્રાય દર્શાવ્યો છે, એ એનાથી સર્વથા વિરુદ્ધ જ છે. મને લાગે છે કે, આ ગુન્હેગારના રહસ્યનો પત્તો મેળવવો ઘણો જ મુશ્કેલ છે. "

દારોગાએ કહ્યું:—" જી—હા. મારી પણ એવી જ માન્યતા છે. એ માણસ ઘણો જ હરામખોર અને બદમાશ છે. મારી જિન્દગીમાં મેં એવો પાજી પુરૂષ કદાપિ જોયો જ નથી. ન્યાયાધીશ સાહેબે એને માટે જે સજા ફર્માવી છે, તે તદ્દન યોગ્ય જ છે. હમણાં આ બંદીખાનાનું દુઃખ ભોગવી ભોગવીને જ તે કાંઇક સીધો થયો છે, અને એ પીડામાંથી છૂટવા માટે જ આપની પાસે આ પ્રમાણે કાલાવાલા કરી રહ્યો છે. મારી તો આપ સાહેબને એવી જ નમ્ર સલાહ છે કે, તેણે જે જે ભયંકર ગુન્હાઓ કર્યા છે, તેનું સપ્ત ફળ તેને હાલ તરત ભોગવવા દો. "

" ગમે તેમ હો, હું હવે શું કરી શકું તેમ છું ? મારાથી હવે એનો ઉદ્ધાર કરવાનો એક પણ ઉપાય થઇ શકે તેમ નથી. " આમ કહી તે અધિકારી કાંઇક કાર્યવશાત્ કારાગૃહમાંથી બહાર ચાલ્યો ગયો.

---

# પ્રકરણ ૨૫ મું

## કાળો નાગ

બાઇસે જુલ્મો સિતમ, કાતિલસે પૂછા ચાહિયે;
દર્દે જખ્મે દિલ, કિસી ઘાયલ સે પૂછા ચાહિયે;
ભીખમેં કયા લુત્ફ હૈ, સાયલ સે પૂછા ચાહિયે;
જાન દેને કા મજા, બિસ્મિલ સે પૂછા ચાહિયે;
મુન્સફી કા હાલ, ઉસ આદિલ સે પૂછા ચાહિયે;

ઇંદ્રનાથ આજે છ માસ થયાં કારાગૃહના અધિકારીના આશ્વાસનપર વિશ્વાસ રાખી છેક નિરાશ થઈ ગયો હતો. તે ધારતો હતો કે, “ જ્યારે કારાદર્શક સહકારી ન્યાયાધીશ હરગોવિન્દ શાસ્ત્રીના અભિપ્રાયપર આધાર રાખી, મારો ઉદ્ધાર કરવાનું કહી ગયો છે, ત્યારે તે અવશ્ય મારો ઉદ્ધાર કરાવશે જ. કારણ કે, શાસ્ત્રી મહાશયે મારા પક્ષમાં અનુકૂળ થાય તેવો જ અભિપ્રાય લખેલો છે; એમાં તો મને લેશ માત્ર પણ સંદેહ ભાસતો નથી. પરંતુ હાય ! માનવની આશાને પૂર્ણ કરવા માટે કાળ લેશ માત્ર પણ ચલિત થતો નથી. તે પોતાની અવિશ્રાંત ગતિને જરા પણ અટકાવતો નથી. જેના ભાગ્યમાં જેમ લખાયું હોય છે, તેમ થયે જાય છે. તમારી અમારી આશા પૂરી થાઓ અથવા ન થાઓ, પણ કાળતો પોતાના નિયમ પ્રમાણે કાળના સાગરમાં અવશ્ય ચાલ્યો જ જાય છે. તે ધનવાનની, શૂરવીર સમ્રાટની કે કોઈ પણ પ્રાણીની કશી પણ સ્પૃહા જ રાખતો નથી. કાળની ગતિ અતિ વિલક્ષણ છે અને એથી જ વિદ્વાનો કહે છે કેઃ—

" જમાના જોર જાલિમ છે, ન માલમ શું થવાનું છે ?
નજુમી કોણ છે એવો, બતાવે શું થવાનું છે ?
ન તાલિમબાજ તું જેવો, નહીં ઉસ્તાદ એ જેવો;
પછી શું પૂછવું, અંજામનું કે શું થવાનું છે ?
અદેખી આંખડી અફસોસ કે મેળાપ ના સાંખે;
રડાવે જો ઘડી કેડે હસાવ્યે શું થવાનું છે ?
હજારો હાય નાખે છે, હજારો મોજમાં મશગુલ;
હજારો શોચમાં છે કે, અમારૂં શું થવાનું છે ?
જણાશે સાફ ઈન્સાફે બધી આલમ મુઝાણી છે;
ભલે વીતે જમાના લાખ તોયે શું થવાનું છે ?
ફરે નિત્યે નહીં સ્થિરતા ભરોસો શો અરે તેનો;
ન જાણ્યું જાનકી નાથે પ્રભાતે શું થવાનું છે ? "

ચંદ્રનાથ આ પ્રમાણે અનેક વિચારો કરી પોતાના ભીષણ દિવસો વીતાડવા લાગ્યો. ૭ માસ વીતી જવા આવ્યા, તથાપિ તેનો ઉદ્ધાર થવાના કશા પણ સમાચાર આવ્યા નહિ. ત્યારે તે હતાશ મનથી તથા ઉદાસ હૃદયથી વિચારવા લાગ્યો:—" હવે મારો ઉદ્ધાર થઇ શકે એવી કશી પણ આશા રાખી શકાતી નથી. કારણ કે, મારા ભાગ્યના ભાનુ વિપત્તિનાં વાદળાંથી ઘેરાઇ ગયો છે, તે સહજમાં મુક્ત થઈ શકે તેમ નથી.

" છુપાયો ભાગ્યનો ભાનુ મહા અંધારમાં મારો;
મહા સંતાપ અહીં વ્યાપ્યો નહી છે મોક્ષનો આરો;
હૃદયની આશ વિરામી છે સકળ શાન્તિ દબાણી છે;
વિકટ આ ઘોર પાતાળે ચિતા ચિન્તા સમાણી છે.
બળે વ્યાધિ તણા ભડકા બધું વિકરાળ ભાસે છે;
નિરખતાં સ્થાન આ ભીષણ બધી આશા વિમાસે છે."

